# ભૂદાન-ગંગા

[ત્રીજો ખંડ]

બિહાર

૧-૭-૧૯૫૩ થી ૩૦-૧૨-૧૯૫૪

વિનોબા

સંપાદન : નિર્મળા દેશપાંડે : : અનુવાદ : ચુનીભાઈ વૈદ્ય

# સંપાદિકાનું નિવેદન

પૂ. વિનોબાજીએ છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન આપેલાં ભાષણોમાંથી મહત્ત્વપૂર્ણ પ્રવચનો અને કેટલાંક પ્રવચનોમાંથી મહત્ત્વપૂર્ણ ભાગો ચૂંટીને આ સંકલન તૈયાર કર્યું છે. સંકલનમાં પૂ. વિનોબાજીનું માર્ગદર્શન મળ્યું છે. એમની જ સલાહથી પોચમપલ્લી ૧૮–૪–૫૧ થી પોચમપલ્લી ૩૦–૧–૫૬ સુધીની યાત્રાનો ગાળો પસંદ કર્યો છે. બાકી ગંગા તો સદા વહેતી જ રહેશે.

સંકલન માટે બની શકે તેટલી સામગ્રી મેળવવાનો પ્રયત્ન કર્યો છતાં કેટલોક ભાગ મળી શકયો નથી.

ભૂદાન–આરોહણનો ઇતિહાસ, સર્વોદય-વિચારનાં તમામ પાસાંઓનું દર્શન તથા શંકા–સમાધાન વગેરેનો ખ્યાલ રાખીને આ સંકલન તૈયાર કરવામાં આવ્યું છે. એમાં ક્યાંક ક્યાંક પુનરુક્તિ નજરે ચડશે, પણ રસ–હાનિ ન થાય એ દૃષ્ટિએ એ રાખવી પડી છે.

સંકલન વધારે પડતું મોટું ન થાય એનો પણ ખ્યાલ રાખવો પડયો છે. એક રીતે જોતાં આ સંકલન પૂર્ણ માની શકાય, છતાં એને પરિપૂર્ણ બનાવવા માટે જિજ્ઞાસુ વાચકોએ થોડા બીજા ભૂદાન સાહિત્યનું અધ્યયન કરવું રહ્યું. સર્વસેવા સંઘ તરફથી પ્રકાશિત (૧) કાર્યકર્તા–પાથેય, (૨) સાહિત્યિકોંસે, (૩) સર્વોદયકે આધાર, (૪) સંપત્તિદાનયજ્ઞ, (૫) જીવનદાન, (૬) શિક્ષણવિચાર, અને સસ્તા સાહિત્ય મંડળ તરફથી પ્રકાશિત (૧) સર્વોદયકા ઘોષણાપત્ર (૨) સર્વોદય કે સેવકોંસે વગેરે જેવાં પુસ્તકોને આ સંકલનનાં પરિશિષ્ટ માની શકાય.

સંકલન માટે પૂ. વિનોબાજીનું સતત માર્ગદર્શન મળતું રહ્યું છે. આમ છતાં દરિયામાંથી મોતી વીણવાનું કામ જેને માથે પડયું હતું તે એને માટે સર્વથા અયોગ્ય હતી. ત્રુટિઓ માટે ક્ષમા માંગું છું.

—નિર્મળા દેશપાંડે

# પ્રાસ્તાવિક

## ઋષીણાં પુનરાદ્યાનાં વાચં અર્થોઽનુધાવતિ।

પોચમપલ્લીમાં ઈશ્વરી ઈચ્છાનું ઉચ્ચારણ એક સામાન્ય જનને મુખે થયું, વિનોબાએ એમાંથી ભૂદાનયજ્ઞનો મંત્ર તારવી લીધો અને ત્યારથી આજ સુધીમાં સ્વામિત્વમાંથી પૃથ્વીની સંપૂર્ણ મુક્તિને સિદ્ધ કરવા મથનારું ગ્રામદાન આંદોલન હવે ઉત્પન્ન થઈ ચૂક્યું છે. સર્વસામાન્ય જનમાં પ્રગટી રહેલી દિવ્યતાના અગ્રદૂત બનીને નિત્યવર્ધમાન વિનોબા હજીયે આગળ વધી રહ્યા છે.

પ્રથમ મંત્રોચ્ચાર થાય છે, અર્થો અનેક પછીથી સ્ફુટ થાય છે. એક પછી એક અર્થો એ મંત્રમાંથી ભારતની ભૂમિપર પ્રગટ થઈ રહ્યા છે.

ભૂદાન-ગંગોત્રીના પ્રાકટ્ય પછી વિનોબાનો જપ સતત ચાલતો રહ્યો છે. 'નિત-નવીન' નવનીત આપણને મળતું રહ્યું છે.

ભૂદાન એ કેવળ ભૂમિનાં દાન માગવાનું કે કેવળ ભૂમિનું સમ-વિતરણ કરવાનું આંદોલન નથી. એ એક સમગ્ર જીવન-દર્શન છે. વિનોબાને પગલે પગલે ભૂદાનનો જપ ચાલે છે અને પ્રતિદિન જીવનનાં નવાં નવાં પાસાં આલોકિત થતાં જાય છે. એમાંથી શક્ય તેટલાંને આ પુસ્તક મારફત પ્રકટ કરવાનો સ્તુત્ય પ્રયાસ બહેન નિર્મળા દેશપાંડેએ કર્યો છે.

ભૂદાન-આરોહણમાં આ ૭ વર્ષ દરમ્યાન એક પછી એક તબક્કાઓ આવતા રહ્યા છે. એક એક તબક્કે વિચાર સ્પષ્ટપણે વિકાસ કરતો રહ્યો છે. ભૂમિનાં દાનથી માંડીને વિશ્વ સમગ્રને આવરી લેતા વિશ્વસંકલ્પ સુધીનો એનો વિકાસ અનેક તબક્કાઓમાં વહેંચાયેલો છે. આ અનુવાદ અમે હિંદી ખંડો પ્રમાણે પ્રસિદ્ધ નથી કરતા પણ ભૂદાનગંગાના વિવિધ તબક્કાઓ પ્રમાણે વધુ નાના ખંડોમાં પ્રસિદ્ધ કરીએ છીએ. હિંદીના પ્રથમ બે ખંડ, અર્થાત્ બિહારયાત્રાની સમાપ્તિ સુધીનાં પ્રવચનો, ગુજરાતીમાં ત્રણ ખંડોમાં પૂરાં કર્યાં છે.

—પ્રકાશક

# અનુક્રમ

# ભૂદાન-ગંગા

[ ત્રીજો ખંડ ]

## નીતિનો પાયો ખેતી :૧:

મને મારી આ યાત્રામાં ખૂબ જ કીમતી અનુભવો થયા, અને માનવ-સ્વભાવનાં સુંદર દર્શન થયાં. આપણાં પુરાણો અને ધર્મગ્રંથોમાં દેવ-દાનવનાં યુદ્ધોની વાત આવે છે. આ દેવ તે કોણ, ને આ દાનવ તે કોણ? આજે એ ક્યાં રહેતા હશે? મનમાં આ સવાલો સહેજે થાય છે.

### દેવ-દાનવ યુદ્ધ

આપણા શાસ્ત્રકારોએ સમજાવ્યું છે કે દેવ અને દાનવ બન્ને મનુષ્યમાં વસે છે. મનુષ્યનાં હૃદયમાં, મનમાં અને બુદ્ધિમાં જે બૂરી ભાવનાઓ હોય છે તે જ રાક્ષસોનું સ્વરૂપ છે. એમની આ લડાઈ કેવળ પ્રાચીન કાળમાં જ થઈ હતી એવું નથી. એ લડાઈ તો હરહમેશ અને હૃદયે હૃદયે ચાલે છે. એને જ 'દેવ-દાનવ' યુદ્ધ કહે છે. આવી લડાઈઓમાં શરૂ શરૂમાં રાક્ષસોની જીત થતી ભલે દેખાતી, પણ અંતે દેવોની જ જીત થાય છે એમ તમામ પુરાણોમાં લખેલું છે. સાર એટલો કે મનુષ્યના હૃદયમાં પડેલી સારી ભાવનાઓ બળવાન હોય છે અને જે બૂરી ભાવનાઓ છે તે કમજોર હોય છે. બૂરી ભાવનાઓ થોડા વખત માટે પણ ઉપર તરી આવે છે ત્યારે ઘડીભર એવો ભાસ થાય છે કે આખો સમાજ ભ્રષ્ટ થઈ ગયો છે, અને સર્વત્ર અધર્મ ફેલાઈ ગયો છે. પણ મનુષ્યમાં છુપાઈને રહેલો દેવ તરત જ જાગી ઊઠે છે. એ જાગ્યો એટલે રાક્ષસો ભાગ્યા સમજો. સૂર્યોદય થતાંની સાથે નક્ષત્રો ગાયબ થઈ જાય છે, અંધારું ઊભું નથી રહેતું. જ્યાં

માંહ્યલો દેવ જાગે છે કે બધી બૂરાઈઓ ભાગવા માંડે છે. મનુષ્યના હૃદયના
ઊંડાણમાં દેવ જ વસે છે, જ્યારે એનાં મન અને બુદ્ધિમાં રાક્ષસો લપાઈને
પડેલા હોય છે.

## दानात् देवः रक्षणात् राक्षसः

મને એવો જ અનુભવ થયો. હું જ્યાં જ્યાં
બિહારની આ યાત્રામાં સૌને એ પસંદ પડયો છે.
ગયો ને ભૂદાનનો સંદેશો સંભળાવ્યો ત્યાં હિસાબે થતું દાન દીધું તો કેટલાક
કેટલાકોએ ખાસું દાન દીધું, કેટલાકોએ એવું સ્વીકારી વિચાર કબૂલ
વળી એવા મળ્યા જેમણે 'આપવું જોઈએ' એમણે આપવાનું સ્વીકાર્યું.
રાખ્યો. એનો અર્થ એ થયો કે સમય આવ્યે જેણે આપવા નાકબૂલ કર્યું
આજે સુધીમાં મને એક જણ એવો નથી મળ્યો કે સત્યયુગ આવી રહ્યો છે.
હોય. એનો અર્થ આપણે એટલો જ ઘટાવીએ એમનાં વર્ષો કરેલાં હોય છે એમ
પુરાણોમાં ચાર યુગની વાત આવે છે. યુગ આવતા હોય છે. જેમ
કહેવાયું છે. પણ એ યુગની અંદર પણ છે-દિવસ અને રાત આવે છે,
દિવસમાં અજવાળું અને અંધારું આવે ચાલતા હોય છે, જેમ
શરીરમાં જેમ શ્વાસ અને ઉચ્છ્વાસ બન્ને સતત ચાલતાં હોય છે તેમ એક યુગમાં બીજા
ચંદ્રનાં ક્ષય અને વૃદ્ધિ પણ સતત
ત્રીજા યુગો પણ આવતા જતાં રહે છે.
અત્યારે કલિયુગ ચાલતો હોય તોયે આજે એમાં સત્યયુગ આવી શકે
છે, અને સત્યયુગ ચાલતો હોય તોયે એમાં કલિયુગ આવી શકે છે.
પુરાણોમાં જોશું તો રામના યુગમાં પણ રાવણ જેવો રાક્ષસ પાકયો હતો,
અને આજના કલિયુગમાં પણ અસંખ્ય સત્પુરુષો પાક્યા છે. એનો અર્થ
એ થયો કે યુગ તો નામમાત્રનો હોય છે. જ્યોતિષશાસ્ત્રની ગણતરી પ્રમાણે
ગમે તે ચાલતો હોય પણ ભાવનાની દૃષ્ટિએ તો એક જ યુગમાં ચારે યુગ
માતા હોય છે, અને બધું મળીને સત્યયુગ ખૂબ લાંબો હોય છે. કલિ એટલે
એક, એનાથી બમણો દ્વાપર યુગ, એના ત્રેવડો ત્રેતા યુગ અને ચારગણો
કૃત-યુગ હોય છે. સંસ્કૃતમાં કલિ એટલે એક, દ્વાપર એટલે બે, ત્રેતા
એટલે ત્રણ અને કૃત એટલે ચાર. એનો અર્થ કલિયુગ કરતાં સત્યયુગની

તાકાત ચારગણી હોય છે, અને માણસમાં કલિયુગ કરતાં સત્યયુગની તાકાત ચારગણી હોય છે. વચ્ચે વચ્ચે કલિનું ચઢી વાગતું હોય એમ લાગે છે, પણ સત્ય હમેશાં એના કરતાં વધારે બળવાન હોય છે. અને આપણે જેને 'માનવતા' કહીએ છીએ તે 'દૈવી સંપત્તિ' પણ મનુષ્યના હૃદયમાં વધારે હોય છે. માણસમાં સત્ત્વગુણ મુખ્ય–પ્રધાન હોય છે, અને રજોગુણ તથા તમોગુણ જેવા રાક્ષસો ગૌણ હોય છે. બિહારમાં મને આનાં દર્શન થયાં.

લોક કહે છે કે હિંદુસ્તાનમાં ચારે બાજુ ભ્રષ્ટાચાર ફેલાયો છે અને અહીંનાં લોકો બગડી ગયાં છે. પણ વાત એમ નથી. મેં તો જોયું છે કે લોકોનાં હૃદય પવિત્ર છે. એ જોઈને મને આનંદ થયો એટલું જ નહીં, પવિત્રતાનો પણ અનુભવ થયો. એવા કેટલાયે બનાવો બન્યા જેના પરથી હું કહું છું કે સત્યયુગ આવી રહ્યો છે. નાનાં નાનાં બાળકોએ પોતાનાં માબાપ પાસે ત્યાગ કરાવ્યો અને જમીનો અપાવી છે. સ્ત્રીઓએ પોતે દાન દીધાં, અને પુરુષો પાસે દેવરાવ્યાં. નાનાંઓએ ને મોટાંઓએ સર્વસ્વનાં દાન પણ દીધાં. આ બધું જોવાથી કહી શકું છું કે મનુષ્યમાં દેવ જ પ્રધાન છે, રાક્ષસો લપાયેલા અને કમજોર છે. મનુષ્યના હૃદયમાં જેટલા સારા ભાવો છે તે બધા દેવ છે અને ખરાબ ભાવો છે તે બધા રાક્ષસ છે. સંસ્કૃતમાં કહ્યું છે: 'दानात् देवः रक्षणात् राक्षसः' એટલે દાન આપે છે તે દેવ છે, અને સંઘરે છે–રાખે છે તે રાક્ષસ છે. બધા સદ્ગુણોનો સાર છે દાન દેવાની વૃત્તિ, અને બધા દુર્ગુણોનો સાર છે સંઘરવાની વૃત્તિ. સંગ્રહથી મોટો રાક્ષસ નથી, દાનથી મોટો દેવ નથી.

## સર્વોદયનાં છડીદાર પંખીઓ

આજની પરિસ્થિતિ જોઈને મારો ઉત્સાહ વધે છે. મને ખાતરી છે કે જે સામાજિક અને આર્થિક ક્રાંતિની આપણે ધારણા રાખીએ છીએ તે થવાની જ છે. જે લોકો ભૂદાનનાં કામમાં નિમિત્ત બની કાર્ય કરી રહ્યા છે તે ખૂબ નસીબદાર છે. જમાનો ધસમસતો આવી રહ્યો છે, આપણે એને લાવના નથી. પણ આપણે જો એની સાથે થઈ જઈએ તો એનો જસ આપણને મળવાનો છે. એટલે દુનિયાનો કર્તા તો ભગવાન જ છે,

પણ એનો જશ એ એના ભક્તોને આપે છે એ એની ખૂબી છે. સૂર્યોદય તો થતો જ હોય છે, પણ પંખીઓ એની છડી પોકારે છે એટલે સૂર્યોદય લાવવાનો જશ એમને મળે છે. તુલસીદાસ કહે છે ' पंछी बन बोले.' પંખી સૂર્યને આવાહન કરે છે. તેવી જ રીતે આમાં કામ કરનારાં આપણે બધાં પંખીઓ છીએ. આપણે ગામે ગામ જઈને છડી પોકારીએ છીએ કે સૂર્યોદય આવી રહ્યો છે. લોક કહે છે કે વિનોબાને જમીન મળે છે, પણ હાલું ફર ફર કરવાથી જમીન નથી મળી. એ તો આ કામ ચીલે ચડી ચૂક્યું છે અને એનાથી પ્રશ્ન ઊકલી શકે તેમ છે, એનાથી સમાજમાં પરિવર્તન થઈ શકે તેમ છે એવું લોકોને સમજાવા લાગ્યું છે તેથી જમીન મળે છે.

એમાં આવી શક્તિ ભરેલી પડી છે એવો ખ્યાલ એ સમયે કોઈને નહોતો આવ્યો, મને પણ નહીં. છતાં મને શ્રદ્ધા હતી. જે દિવસે મને ભગવાનનો ઈશારો થયો તે જ દિવસથી મારી શ્રદ્ધા બંધાઈ કે હિંદુસ્તાનમાં આ કામ થાય એવી ભગવાનની ઇચ્છા છે. હિંદુસ્તાનમાં સ્વરાજ્ય પછી આ કામ કરવાનું છે. દિવસ પછી રાત તેમ રાજકીય સ્વતંત્રતા પછી આર્થિક સ્વતંત્રતા સ્વાભાવિક જ ચાલી આવે છે. જે સાધનો દ્વારા આપણે રાજકીય આઝાદી પ્રાપ્ત કરી તે સાધન-સંપદા મરી શકતાં નથી. એ અમુક સમય સુધી દબાઈ ગયેલી દેખાય ભલે, પણ એ પ્રગટ થવાની જ છે એવી મારી શ્રદ્ધા છે. જે પુણ્ય-પ્રભાવ સ્વરાજ્યનાં આંદોલનોમાં પ્રગટ થયો હતો અને જે વચલાં ચાર વર્ષોમાં ઊડી ગયેલો લાગતો હતો તે, હું માનું છું કે ફરીથી પ્રગટ થશે. જે શક્તિ રાજકીય આંદોલનમાં પ્રગટ થઈ હતી તે એથી પણ વધારે જોરપૂર્વક આ આંદોલનમાં પ્રગટશે.

## ભૂદાનથી ખેડૂતોનું નૈતિક સંગઠન

આ કામ શહેરોમાં પ્રચાર કરવાથી, કે સભાઓમાં ઠરાવો પસાર કરવાથી કે કોઈની વિરુદ્ધ ઠરાવો કરવાથી અથવા છાપાંઓથી થવાનું નથી. આને માટે ગામેગામ જવું પડશે. ક્રાંતિની શક્તિ ક્યાંય હોય છે તો તે ગ્રામવાસીઓમાં જ હોય છે, કારણ કે એ લોકો જ દેશની રક્ષા કરનારા છે. કહેવાય તો એમ છે કે ક્ષત્રિયો દેશની રક્ષા કરે છે. આ ક્ષત્રિયો તે અમુક

એક વર્ગ છે. જેને લશ્કર કહે છે તે એ નથી. એકલું લશ્કર દેશનું રક્ષણ ન કરી શકે. જે લોકો ભૂમિ સાથે જોડાયેલાં છે તે જ ભૂમિનું રક્ષણ કરી શકે. હમણાં હમણાંની લડાઈઓથી સિદ્ધ થઈ ચૂક્યું છે કે જેની નેતાગીરી પાછળ દેશનો ખેડૂત છે તે જ દેશ જીતે છે. 'ભૂમિપુત્ર' જ 'ભૂમિ-માતા'નું રક્ષણ કરી શકે. સ્ટેલિનગ્રાડની લડાઈમાં એ જ બન્યું. કેવી ભયંકર લડાઈ થઈ, અને કેટલા ખેડૂતો ખપી ગયા! જર્મનીની તમામ તાકાત રશિયાની સામે મેદાને ચડી હતી, અને રશિયાવાળા અંગ્રેજ અને અમેરિકનોને કહી કહીને થાક્યા કે એક બીજો મોરચો શરૂ કરો, તોયે એમને શરૂ કરતાં કરતાં ઘણો વખત નીકળી ગયો. એ વખતે કોઈને આશા નહોતી કે રશિયાવાળા જીતશે. જર્મનીનાં તમામ લાવ-લશ્કર ને મશીનો રશિયાને ભીસી રહ્યાં હતાં ત્યારે કોઈને લાગતું નહોતું કે રશિયા સામનો કરશે. પણ એ લડાઈમાં ઊતર્યું અને જીત્યું પણ ખરું. કારણ, ત્યાંની નેતાગીરી પાછળ ત્યાંનો ખેડૂત હતો. તેથી જે જમીન ખેડે છે તે જ દેશનું રક્ષણ કરે છે. એવા લોકોના સમાગમમાં આવવાનું એક નિમિત્ત આ ભૂદાનયજ્ઞ આપણને મળ્યું છે. જેમને ક્રાંતિનો થોડો ઘણો પણ ખ્યાલ છે તે આ મોકો હાથથી જવા નહીં દે. એ લોકો આમાંથી ખેડૂતોનો સંપર્ક જાળવવાનો લાભ ઉઠાવશે અને એમનું નૈતિક સંગઠન કરશે. મારે કૉમ્યુનિસ્ટોને પૂછવું છે કે તમે કિસાનોના નૈતિક-બળનો ઉપયોગ કરશો કે માત્ર સંખ્યાબળનો જ કરવાના છો? *નૈતિક-શક્તિ પ્રગટે છે ત્યારે જ જશ મળે છે.*

## નીતિનો પાયો ખેતી

દુનિયામાં પકવે છે તો ખેડૂત, પણ એની નૈતિક શક્તિ જાગૃત નથી થઈ તેથી એ દબાયેલા જેવો પડયો છે. એનામાં જેટલી નૈતિક શક્તિ પેદા થઈ શકે તેમ છે તેટલી બીજામાં પેદા થઈ શકે તેમ નથી. કારણ, નીતિનો પાયો ખેતી છે. ખેતી સૌથી ઉત્તમ ઉદ્યોગ છે. ખેતી કરનારો નીતિમાન હોય છે. એ પરમેશ્વરનો ઉપાસક હોય છે, કારણ એ બ્રહ્મદેવનું કામ કરે છે. એ પહેલાં પકવે છે ને પછી ખાય છે. એ કોઈને લૂંટતો નથી. એ માત્ર પેદા કરવાનું જ કામ કરે છે. તેથી જ વેદોની આજ્ઞા છે કે 'कृषिमित् कृषस्व,

वित्ते रमस्व, बहु मन्यमानः ' ખેતી કરો. વેપારમાં પૈસો મળે છે તેટલો ખેતીમાં નહીં મળે. પણ ખેતીમાં જેટલું પાકે છે તેટલું ઘણું છે. એમાંથી તમને ભોગ-વિલાસ કરવા જેટલું ન મળે બાકી લક્ષ્મી પેદા થાય છે તો ખેતીમાંથી. બીજા ઉદ્યોગોમાં માત્ર ધન પ્રાપ્ત થાય છે, લક્ષ્મી પેદા નથી થતી. ધનપતિ કુબેર છે, તો લક્ષ્મીપતિ ભગવાન છે. આ બધી સૃષ્ટિ, આ વનશ્રી, આ સસ્યશ્રી, આ શાકભાજી, આ અનાજ અને ફળફળાદી, સૃષ્ટિમાં મનુષ્યના પ્રયત્નથી જે કંઈ સુંદરતા નિર્માણ થાય છે તે જ લક્ષ્મી છે. લક્ષ્મી પ્રસન્ન થઈને ખેડૂત પાસે જાય છે. એવા ખેડૂત સાથે સમાગમ સાધવાનો ભૂદાનયજ્ઞથી વધારે સારો રસ્તો એકે નથી.

## ક્રાંતિનાં દર્શનથી પક્ષભેદો મટશે

કેટલાક કહે છે કે ચૂંટણીમાં ખેડૂત પાસે જવાનો મોકો મળે છે. પણ એ તો એમની પાસેથી લાભ લેવાનો મોકો હોય છે, જ્યારે ભૂદાનયજ્ઞ એ એમને લાભ કરાવી આપવાનો મોકો છે. એમ તો રાતે ચોરો પણ એમની પાસે જાય છે. પણ તેથી ખેડૂતોનો સમાગમ નથી થતો. ચૂંટણીમાં તો આત્મ-સ્તુતિ, પરનિંદા અને મિથ્યા-ભાષણ એ ત્રણ કાર્યક્રમો હોય છે. એ લઈને એ લોકો જનતા પાસે જાય છે. એનાથી જનતાનો ઉદ્ધાર નથી. તેથી હું રાજકીય નેતાઓને ચેતવી દેવા માંગું છું કે તમારી આ પશ્ચિમમાંથી આણેલી પાર્ટીઓની, ને કરોડો લોકોને સંડોવતી મોટી મોટી ચૂંટણીની પદ્ધતિ જોખમકારક છે, અને તેથી આપણે બીજી પદ્ધતિ ખોળવી પડશે. ચૂંટણીમાં થતો જન-સંપર્ક ભૂદાનયજ્ઞમાં થતા જનસંપર્કની તોલે ક્યાંય આવી શકે તેમ નથી. કારણ, ભૂદાનયજ્ઞમાં જનતાની દિવ્ય-શક્તિ-દેવત્વને જગવાનો મોકો મળે છે. તેથી તો જેમને ક્રાંતિની સમજ છે, તે લોકો આ કામમાં લાગ્યા છે. જયપ્રકાશજી આ કામમાં પડ્યા છે કારણ કે એમની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક છે. દુનિયામાં ક્રાંતિઓ કેવી રીતે થઈ અને અહિંસક સાધનોથી કેવી ક્રાંતિ થઈ શકે છે તેનું એમને દર્શન છે. તેથી જ એ રાતદિવસ આ કામમાં લાગેલા રહે છે. આપણને ક્રાંતિનું એવું દર્શન થાય તો આપણા તમામ ભેદભાવ ભૂંસાઈ જશે. સૂરજ ઊગતાં જ તારાઓ

ભાગી જાય છે તેમ આપણા તમામ પક્ષ-ભેદ, જાતિ-ભેદ અને વ્યક્તિભેદ ખતમ થઈ જશે

રાંચી, ૧-૭-૧૯૫૩

## ભિક્ષુક-વૃત્તિની જરૂરત : ૨ :

આપણા આ આંદોલનના ઊંડાણ વિષેના વિચારમાં ક્યારેક ઊતરી જાઉં છું ત્યારે આજથી અઢી હજાર વર્ષ પર આપણા દેશમાં ઊઠેલા એક બહુ મોટા આંદોલનની યાદ આવી જાય છે એ આંદોલનમાં ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીરે પોતપોતાની રીતે કામ કર્યું હતું

### જૂના જમાનામાં આજ કરતાં વધારે દુઃખ હતું

આજના કરતાં એ કાળમાં લોકોની સ્થિતિ બહુ સારી હતી એવું માનવાને કોઈ કારણ નથી પણ મોટે ભાગે આપણે મૂઈ ભેંસના મોટા ડોળાની જેમ જૂના જમાનાના સારા તત્ત્વો યાદ રાખીએ છીએ અને ખરાબ ભૂલી જઈએ છીએ, એટલે ચીજ જેમ જૂની થાય તેમ તેનું આકર્ષણ વધતું જતું લાગે છે પણ દરેક હાલતમાં સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો હોય છે એટલે આજના કરતાં એ સમયે આમજનતાની હાલત સારી હતી એવું માનવાને કોઈ કારણ નથી જો હાલત સારી હોત તો પછી આખી દુનિયા દુઃખથી ભરેલી છે અને એ દુઃખ મટાડવું એ જ ધર્મકાર્ય છે એવો વિચાર જ ન આવ્યો હોત તો તો જુદી જ જાતનો વિચાર થયો હોત પણ, જીવનનો ઉદ્દેશ દુઃખ નિવારણ છે એવું માનવાની વૃત્તિ તો ત્યારે જ થાય જ્યારે દુઃખ ઘણું વધારે હોય પણ જ્યારે દુઃખ વધારે પડતું હોતું નથી ત્યારે જીવનનો ઉદ્દેશ દુઃખ અને સુખ એ બન્નેથી કંઈક જુદો છે એવું માનવાની વૃત્તિ થાય છે અને દુઃખ નિવારવાની વાત આવે છે ત્યારે એનો અર્થ કામ-ક્રોધ વગેરેથી મુક્તિ એવો થાય છે. અને તો જ એ વાત તત્ત્વજ્ઞાનમાં ટકી શકે કેમ કે દુઃખ-મુક્તિની વાત તત્ત્વજ્ઞાનમાં ન ટકે, એ તો અમુક એક પરિસ્થિતિમાં ટકી શકે

લૂંટમાં સાથ ન આપે. અને તેથી તો એમણે એના સારુ જ્યાં જાય ત્યાં આરામ, સુખ અને બગીચા ઊભા કરી મેલ્યા હતા. એને આવી સૃષ્ટિમાં રાખ્યો તોયે એક વાર દુઃખનાં દર્શન થઈ જ ગયાં. એ બુદ્ધિશાળી હતો. એને થયું કે હું રાજકુમાર છું, અને મને દુઃખથી છેટો રાખવામાં આવ્યો છે છતાં આટલું દુઃખ નજરે ચડે છે, તો પછી દુનિયામાં તો કેટલુંયે દુઃખ હશે! એટલે આ બધું પોલંપોલ છે. આ બધાં દેખાતાં સુખો દુનિયાને લૂંટીને ભેગાં કરેલાં છે. એટલે એણે ઘર છોડયું ને તપ કર્યું. ત્યારે એમને દર્શન થયું કે વાસના વધારવાથી દુઃખ થાય છે. મૂઠીભર લોકો પોતાની વાસના એટલી વધારી મેલે છે કે પછી એમણે એટલા સારુ બીજાઓને લૂંટવા પડે છે. મનુષ્ય દેહ છે, તો એની સાથે કેટલીક વાસના જરૂરી પણ છે, પણ એ વાસનાઓને કાબૂમાં રાખો. અને યાદ રાખો કે આપણને છે તેવી જ વાસના બીજાઓને પણ મારે છે. વાસનાઓને કાબૂમાં રાખો. ભગવાન બુદ્ધે આ માર્ગ ચીંધ્યો અને એ જમાનાના સુખી લોકોને એ ઉપદેશ આપ્યો.

એમને પહેલા શિષ્ય મળ્યા એમના પિતાજી. આમ એમણે દુઃખ-નિવારણનું કામ રાજમહેલથી શરૂ કર્યું. એમણે લોકોને સમજાવ્યું કે તમે બીજાઓને દુઃખી કરીને સુખી નહીં થઈ શકો. આંખને દુભવીને પગ સુખી ન થઈ શકે. બધાં એક જ શરીરનાં અંગો છે. એકના દુઃખે બીજું દુઃખી થાય છે કારણ કે બધાંનું દુઃખ જોડાયેલું છે. એમને કેટલાક એવા માણસો મળ્યા જેમને એમણે માનવતાનો પાઠ શીખવ્યો. એનો અર્થ એટલો થયો કે એ જમાનામાં લોક આજ કરતાં સુખી હતું એમ માનવાની જરૂર નથી. આજે જેવી લૂંટ ચાલે છે તેવી જ એ જમાનામાં પણ ચાલતી હતી. ફેર માત્ર હતો લૂંટવાની રીતમાં. એમાંથી છૂટવાનો રસ્તો ભગવાન બુદ્ધે બતાવ્યો એ એક ભારે મોટી ચીજ છે. દુનિયા એને હમેશાં યાદ રાખશે.

## બુદ્ધ ભગવાનનું મહાન કાર્ય

આજે હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મ એક ધર્મ તરીકે પ્રચલિત નથી. પણ દરેક હિંદુ ધર્મકાર્ય કરતી વખતે બોલે છે "बौद्धावतारे", એટલે કે

આજે પણ બુદ્ધનો અવતાર ચાલે છે. મને યાદ આવે છે કે બુદ્ધ ભગવાને યતિ-સંઘ અને ભિક્ષુ-સંઘની સ્થાપના કરી હતી. 'યતિ' એટલે સંયમ કરનારો, અને 'ભિક્ષુ' એટલે જે નિરંતર દુનિયાની સેવા કરે છે અને દુનિયા આપે તે ખાય છે તે. સમાજ એને ફાવે તે ખવડાવે; એ સેવા કરતો જ ચાલ્યો જાય છે. એમણે આવા વ્રત લેનારાઓ હજારોની સંખ્યામાં ઊભા કર્યા અને જ્યારે આવનજાવનનાં સાધનો નહોતાં તેવા સમયમાં એ ભિક્ષુઓ ગામેગામ ફર્યા અને ધર્મનો ઉપદેશ આપ્યો.

બુદ્ધ ભગવાનની એક વાત છે. એક વાર એક શિષ્ય બીજા એક ભાઈને લઈ આવ્યો અને ભગવાનને કહ્યું કે 'આને દીક્ષા આપો!' ભગવાને પેલાને પૂછ્યું, "કેમ ભાઈ, ખાણુ-પાણી પતાવીને આવ્યા છો, કે?" પેલાએ કહ્યું કે બે દિવસથી એણે કશું જ ખાધું નહોતું. ત્યારે ભગવાન બુદ્ધે પેલા શિષ્યને કહ્યું, "એને પહેલાં જમાડો. એનાથી ચઢિયાતો કોઈ ઉપદેશ એને માટે મારી પાસે નથી." આ છે બૌદ્ધ ધર્મ! આવા જ પ્રચારથી આપણે લોકો તે સમયે જાનવર હતા તે મટીને માણસ બન્યા. આવો જ બનાવ અરબસ્તાનમાં બન્યો. ત્યાં એક ફકીર 'રહીમ' અને 'રહેમાન'નું નામ લેનારો પાક્યો અને એણે લોકોને માણસમાં આણ્યા. આવું જ ઈરાનમાં પણ બન્યું. ત્યાં ઈશ્વરના દૂતે કહ્યું કે પ્રેમ એ જ ઈશ્વરનું સ્વરૂપ છે. તો ઈશ્વર શું કોઈ મૂર્તિ કે ચિત્ર છે? એ તો આપણા ધ્યાન માટે એક સંકેત બનાવવામાં આવે છે, બાકી ઈશ્વરનું ખરું સ્વરૂપ પ્રેમ જ છે.

ભગવાન બુદ્ધે ઇચ્છ્યું કે જે ભિક્ષુ હોય તે સૌથી નાનાં અને દુઃખી લોકો માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કરે. ભિક્ષુઓએ બધાંને સુખી કરવા માટે ત્યાગ કરવો જોઈએ અને ગામેગામ ફરવું જોઈએ. હું જ્યારે ભૂદાન-યજ્ઞ વિષે વિચાર કરું છું ત્યારે મને એ ભિક્ષુઓ યાદ આવે છે. એક ગાથા છે: એક દિવસ આનંદ એક બહેનને ભગવાન બુદ્ધ પાસે લઈ આવ્યો અને કહ્યું કે આજ સુધી તો તમે પુરુષોને જ દીક્ષા આપતા હતા; પણ હવે આ બહેનને પણ આપો. એમણે એ બહેનને

પણ દીક્ષા આપી. અને પછી સ્ત્રીઓને દીક્ષા આપવાનું શરૂ થયું. હિંદુસ્તાનમાં હજારો સ્ત્રીઓ બ્રાહ્મણી અને સંન્યાસિની બનીને ફરતી હતી. એ યાદ આવે છે ત્યારે છાતી ફૂલી સમાતી નથી કે હું આવા દેશમાં જન્મ્યો છું! આવો મહાન વારસો બીજા કોને મળ્યો હશે?

## ભિક્ષુની વૃત્તિ જોઈએ

હમણાં આ જે યજ્ઞ શરૂ થયો છે, તેને માટે સર્વસ્વનો ત્યાગ કરનારા યતિ અને ભિક્ષુઓની મારે જરૂર છે. આમ છતાં મેં ચાંડિલ સંમેલનમાં કહ્યું હતું તેમ હું એમનો સંઘ નહીં સ્થાપું. મારે તો એક વૃત્તિ જ પેદા કરવી છે. વૃત્તિ પેદા થશે એટલે એ લોકો પોતાના જીવનમાં ફેરફાર કરશે. દીવાથી દીવો પેટે તેમ એક એક વ્યક્તિના જીવનથી બીજાઓનાં જીવન પલટાશે. વિચાર-પ્રચાર માટે સંઘની સ્થાપના કરવાથી સંકુચિતતા આવી જાય છે. મારે વિચાર તો છૂટો મૂકવો જ જરૂરી છે. એક વાર એક ભાઈએ મને પૂછ્યું કે મારે ભૂદાનનું કામ કરવું છે, પણ મારે તો ઘરબાર છે ને ઘેર ખેતી પણ છે. તેથી મારે એ કામમાં અમુક સમય આપવો પડશે. મેં એને પૂછ્યું કે તમે જેલમાં પુરાયા હોત તો શું કરત? એણે જવાબ આપ્યો, "જેલમાં હોત તો ઘરબારની ચિંતા છોડવી જ પડત." મેં કહ્યું, "તો જેલમાં હોત ને જે કરત તે જ આજે કરો. ઘરનું કામ જેમ ચાલે છે તેમ ચાલવા દો. છેવટે તો એક દિવસ બધું છોડીને ચાલતાં થવાનું જ છે. ત્યારે ઘરનું શું થશે? મેં એવા એવા દગાબાજ (!) લોકો જોયા છે કે જે પત્ની અને ચાર પાંચ બાળકોને છોડીને કશી સૂચના આપ્યા કર્યા વગર એક મિનિટમાં ચાલતી પકડે છે. માટે એની ચિંતા ન કરવી."

ભિક્ષુ ને યતિ ઘરબારની માયા તોડીને નીકળતા. આ તોડી નાંખવાની શક્તિ આપણામાં નહીં આવે ત્યાં સુધી કામો બનવાનાં નથી. 'જૂનાં પાંચ પંદર કામો ચાલે છે, તેના ભેગાભેગું આ પણ એક' એવું વિચારશો તો, ક્રાંતિ નહીં થાય. સમર્થ વિચારનો ફેલાવો કરવો હોય તો તોડી નાંખવાની તાકાત જોઈએ. એને જ સંન્યાસ કહે છે. આવી ફકીરી લઈને, બધું

છોડીને, નમ્ર બનીને કામ કરનારા કાર્યકર્તાઓ જોઈએ છે. મારે પાંચ કરોડ એકર જમીનની વહેંચણી કરવી છે. એક ક્રાંતિ કરવી છે. પણ ક્રાંતિ વગર કામ એની મેળે થોડું જ થવાનું છે? લોકોનાં હૃદય પલટવાનું કામ નાનું અમસ્તું નથી!

## કેટલાક સર્વસ્વનો ત્યાગ કરે

સામ્યવાદીઓ કહે છે કે તમને થોડા લાખ એકર જમીન મળી તેથી શું રંધાયું? એમની વાત બરાબર છે, થોડી જમીન મેળવવાથી આપણું કામ પતે તેમ નથી. આપણે હૃદય-પરિવર્તન કરીને જમીન મેળવવાની છે. હું ઇચ્છું છું કે જેમણે જમીન આપી છે તે ગરીબને પોતાના કુટુંબનો દીકરો માને. માનવના મનમાં આવું પરિવર્તન આણવાની હિમ્મત હોવી જોઇએ. આવી હામ તો જે લોકો પોતાના મનમાં પરિવર્તન કરે છે, નિરંતર જાગ્રત રહે છે અને આત્મ-શુદ્ધિ કેળવવાની સતત કોશિશ કરે છે તે લોકો જ ભીડી શકે. સામ્યવાદીઓ પણ કહે છે કે 'આખા સમાજનું માળખું ફેરવ્યા સિવાય કામ થવાનું નથી.' એમના કહેવામાં કંઈક તથ્ય જરૂર છે, પણ હું ઇચ્છું છું કે એ કામ શાંતિ અને પ્રેમપૂર્વક થાય. અશાંતિ અને દ્વેષથી કંઈક કામ થાય પણ ખરું, તોયે એનાથી તરત જ દુઃખ પેદા થાય છે. માટે પ્રેમનો રસ્તો લેવો છે.

આત્મશુદ્ધિ અને સર્વસ્વના ત્યાગ વિના આ કામ બને તેમ નથી. હું દુનિયા આખીને સર્વસ્વનો ત્યાગ કરવા કહેતો નથી. દુનિયાને તો એટલું જ કહું છું કે ગરીબને ઘરનો ગણી છઠ્ઠો ભાગ દાનમાં આપો. તમારા દિલમાં ગરીબ માટે ભાવ જાગે એટલું હું માંગું છું. તેથી પૂરા પ્રેમથી અને સમજી વિચારી દાન આપનારા જોઈએ છે. પણ એટલા સારુ કેટલાકે તો સર્વસ્વનો ત્યાગ કરવો પડશે બધાને સમાન અને અમુક મર્યાદામાં ભોગ મળે તેટલા સારુ કેટલાક લોકોએ સર્વસ્વ છોડવું પડશે. લોકોને થોડો ઘણો ત્યાગ શીખવવો હશે તો કેટલાક જણે અસીમ ત્યાગ કરવો પડશે. સૂર્ય જ્યારે ગાળી નાંખે તેવા તાપે તપે છે ત્યારે આપણા શરીરમાં ૯૭ ડીગ્રી તાપ રહે છે. પણ એ જ જો ૯૭ ડીગ્રી થઈ જાય તો આપણા શા હાલ

હવાલ થાય ?" એટલે લોકોનું જીવન પ્રેમમય થાય એવું આપણે ઈચ્છતા હોઈએ તો આપણું જીવન પૂરેપૂરું પ્રેમમય થઈ જવું જોઈએ.

રાંચી, ૨–૭–૧૯૫૩

## જામી ગયેલી સંસ્થાથી ક્રાંતિ નથી થતી : ૩ :

જામી ગયેલી સંસ્થાથી ક્રાંતિ નથી થતી એ આપણા ખ્યાલમાં હોવું ઘટે. કોઈ સંસ્થા ફાવે તેટલી મોટી હોય પણ એ એક પાર્ટી છે, 'નેશન'–રાષ્ટ્ર નથી. ફાવે તે થાય, પણ એ ચાલવાની તો પાર્ટીને લીટે લીટે જ. પણ ક્રાંતિ પાર્ટીને લીટે ચાલવાથી નથી થતી. હમેશાં ક્રાંતિનો અગ્રદૂત વ્યક્તિ હોય છે. ક્રાંતિનો ઝંડો હમેશાં વ્યક્તિ જ ઉઠાવે છે. એ લોક આમ-જનતામાં જાય છે, એમને પોતાનો સંદેશો સંભળાવે છે અને સમાજનો એકાદો કાર્યક્રમ ઉપાડી લે છે. એટલે જેને ક્રાંતિનું દર્શન થાય છે તે સીધા જનતાની વચ્ચે પહોંચીને કામ કરે છે. પણ જે લોકો રાજનીતિના ચોકઠામાં રહીને વિચારે છે તે શક્તિ–Strength અને સત્તા–Power એ બે વચ્ચેનો ભેદ સમજી શકતા નથી. એ લોકો સત્તાને–Power ને જ શક્તિ–Strength માની બેસે છે.

### આ કામ મારે માટે છે

આપણે સમાજમાં પરિવર્તન આણવું હોય તો એમાં વીરની અહિંસા જોઈએ. તેથી કોઈ આપણો વિરોધ કરે તો, તેની સાથે પ્રેમપૂર્વક બોલવું જોઈએ. આ ક્રાંતિ માટે સૌથી વધુ તેજ હથિયાર કોઈ હોય તો તે નિરંતર ક્ષમાશીલતા છે. આપણો વિચાર વધુ ને વધુ શુદ્ધ થતો જવો જોઈએ અને આપણી વૃત્તિ મેરુ પર્વત જેવી અચળ હોવી જોઈએ. આ કામ મારું છે એ મને સમજાઈ ચૂક્યું હતું. બીજાને માટે એ કામ છે કે નહીં તે તો બીજા જાણે. મારે માટે તો આ કામ છે અને હું એમાં જ ખપી જવાનો.

### ગૌરીશંકર અને ઊંચી વ્યક્તિઓ

આપણા લોકોમાં એક મોટી ખોડ છે. હિંદુસ્તાનમાં મહાન મહાન

લોકો છે. એટલા મહાન છે કે દુનિયાના કોઈ પણ મહાન પુરુષની તુલનામાં એમના બરાબરિયા અથવા એમનાથી પણ ચાર ચંદરવા ચડે એવા સાબિત થઈ શકે. આમ છતાં હિંદુસ્તાનની આમજનતાની મહત્તાનું ધોરણ બીજા કેટલાક દેશોની આમજનતાના ધોરણ કરતાં નીચું છે. આ એક વિચિત્ર વાત છે. એનું કારણ એટલું જ છે કે અહીં જે સત્પુરુષો પાકયા એ બધાએ ધ્યાન, યોગ વગેરેની ખૂબ જ સાધના કરી. એમણે દુનિયાથી અળગા રહેવાની હામ બીડી, પણ દુનિયા સાથે એકરૂપ થઈને રહેવાની હામ ન બીડી. જરા ગરબડ થઈ, જરા બૂરાઈ નજરે ચડી કે ભાગવાની વૃત્તિ જ દાખવી. એવી જગ્યાએ પોતાના જેવાઓની તો વધારે જરૂર છે એ એમને ન સમજાયું. એકાંતમાં જઈને વસવામાં એમને ઠીક ઠીક તકલીફો વેઠવી પડી. એ બધી વ્યક્તિગત તકલીફ એમણે સહી લીધી પણ સામાજિક તકલીફ એમણે વેઠવા પ્રયત્ન ન કર્યો. પરિણામે અહીંના કેટલાક મહાન ઊંચા પુરુષો હિમાલયના ગૌરીશંકર શિખરની જેમ અગમ્ય રહ્યા. પણ આજે હવે લોક ગૌરીશંકરને પણ પહોંચી ચૂકયા છે, એટલે આપણે આશા રાખીએ કે સાધારણ જનતા પણ હવે એ મહાન પુરુષોને પહોંચી શકશે. ગાંધીજીએ એ માટેનો માર્ગ ખુલ્લો કર્યો છે. હવે સજ્જનો સાધારણ જનતામાં રસ લેતા થશે. ગાંધીના જમાનામાં જ, આમ બન્યું. એ જ જમાનામાં આપણે ગૌરીશંકર પર પહોંચી શકયા.

રાંચી, ૨–૭–૧૯૫૩

## આજના યુગમાં આત્મૌપમ્ય : ૪ :

દુનિયામાં વિવિધતા અને વિષમતા બન્ને છે. કોઈ બે ચહેરા મળતા આવતા નથી. દરેક ચહેરો બીજાથી જુદો હોય છે. અરે, ઝાડની ડાળ પરનાં પાંદડાંમાં પણ દરેકની પોતપોતાની વિશેષતા હોય છે. આમ આખી સૃષ્ટિમાં વિવિધતા, વિચિત્રતા અને વિભિન્નતા છે.

### આંતરિક એકતા

પણ આ વિભિન્નતા ઉપર ઉપરની છે. અંદરથી આપણે એકતા

આપણા હાથમાં એવી શક્તિઓ આવી છે કે ધારીએ તો પૃથ્વી પર સ્વર્ગ ઊભું કરી શકીએ. પણ જો વિજ્ઞાનની સાથે હિંસાને જોડી દઇશું તો દુનિયાનો સર્વનાશ થશે.

વિજ્ઞાન ખૂબ આગળ વધે એમ હું ઇચ્છું છું. કારણ, હું માનું છું કે વિજ્ઞાનથી મનુષ્યનું જીવન સફળ અને સમૃદ્ધ બની શકે છે. પણ એની સાથે એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ. વૈદ્ય બીમાર માણસને દવા આપે છે, સાથે અનુપાન પણ આપે છે. એ કહે છે કે દવા ગુણકારી ને વીર્યવાન છે, પણ એની સાથે અનુપાન જાળવવું જરૂરી છે. અનુપાન નહીં લો તો દવા જેટલી ગુણકારી અને વીર્યવાન છે તેટલી જ શરીરને નુકસાનકર્તા નીવડશે. તેવી જ રીતે વિજ્ઞાન માટે અહિંસાનું અનુપાન પાળવું જરૂરી છે. પહેલાંના જમાનામાં માણસ મોટે ભાગે પોતાના સવાલનો નિવેડો હિંસાથી આણતો. પણ તે સમયે હિંસા આટલી આગળ વધેલી નહોતી. તેથી એ હિંસાથી એટલો મોટો વિનાશ પણ થતો નહોતો. પુરાણ કાળમાં બિહારમાં ભીમ અને જરાસંધની કુસ્તી થઈ હતી. કુસ્તીમાં જરાસંધ માર્યો ગયો અને વાતનો ફડચો એ રીતે આવ્યો. એ કુસ્તીથી બીજાઓને કશી જાન ન પહોંચી કારણ કે એ વખતે હિંસા મર્યાદિત હતી. એટલે એ હિંસા મોટો વિનાશ કરી શકે તેમ નહોતી. પણ આજે કુસ્તીનો જમાનો રહ્યો નથી. આજે તો કોઈ સવાલનો નિવેડો હિંસાથી લાવવા જશો તો બીજા પચાસ સવાલ ઊભા થઈ જશે. આજે ભયંકર મોટા પાયા પર લડાઇઓ લડાય છે. પરિણામે હિંસાથી એક સાંધતા તેર તૂટીને ઊભા રહે છે. માટે વિજ્ઞાન સાથે અહિંસા પાળવી જરૂરી છે.

# દેશના રોગની જડ અને તેના ઉપાય

: ૫ :

ગોવધ-બંધી માટે ઉપવાસ કરનાર ભાઈ સાથે આજે સવારે મારે વાતો થઈ. એમણે મારો વિચાર સ્વીકાર્યો અને ઉપવાસ છોડયા. મેં એમને જે વાત કહી તેનો થોડો સાર તમને કહીશ કારણ કે એમાં એક ધર્મ-વિચાર છે.

## ઉપવાસ કયારે કરાય?

મેં કહ્યું, 'કોઈ પણ માણસ પોતાના વિચાર ખાતર જાતને ખપાવી નાંખવા બેઠો છે, અને એમ કરતાં રખે ને દેહ પડે એવો કોઈ ભય મનમાં રાખીને હું કંઈ કહેતો નથી. દેહ તો કોઈ ને કોઈ દહાડો પડવાનો જ છે. એટલે કોઈના પ્રાણ બચાવવાની દૃષ્ટિએ હું નથી બોલતો, અને સરકારને પણ એનો પ્રાણ બચાવવા નથી કહેતો. હું તો એક વિચાર સમજાવું છું. તમને એ ગળે ઊતરે તો પારણાં કરો, ન ઊતરે તો ન કરશો.' વળી એથી આગળ મેં કહ્યું, 'આપણા આ વિશાળ દેશમાં અનેક પ્રાંત, અનેક ભાષા, અનેક જાતિઓ, અનેક ધર્મો અને અનેક પંથો છે. અહીં અનેક સવાલો અને અનેક સંકટો છે. હવે એક એક સવાલ લઈને એક એક જણ સરકાર સામે ઉપવાસ આદરે તો ભારે અવ્યવસ્થા ઊભી થાય. હવે સરકાર જો આવા એકેક જણના ઉપવાસ સામે નમતું મૂકે તો આખી જનતાએ એમને જે જવાબદારી સોંપી છે તે દૃષ્ટિએ એ અયોગ્ય સાબિત થાય. અને નમતું મૂકતી નથી તો એક મનુષ્યના પ્રાણનો સવાલ છે. દયા-બુદ્ધિનો સવાલ સામે આવીને ઊભો રહે છે, અને એક નાજુક હાલત ઊભી થઈ જાય છે. હમણાં, બિહારનો થોડો પ્રદેશ બંગાળામાં ભેળવી દેવામાં આવે એટલા સારુ એક બંગાળી ભાઈ ઉપવાસ પર ઊતર્યા હતા. એ તો સારું થયું કે એમણે એમના ઉપવાસ છોડી દીધા છે. પણ એમ પણ બને કે બિહારનો કોઈ પ્રદેશ બંગાળા સાથે જોડી દેવાની વિરુદ્ધ કોઈ બિહારી પણ ઉપવાસ પર ઊતરે. તો આમ એક એક સવાલ માટે કોઈને તીવ્રતા લાગે અને તેથી સરકાર સામે ઉપવાસ આદરે તો, **એમાં** અહિંસા નહીં હોય.

એનો અર્થ એમ નથી કે સત્યાગ્રહીને ઉપવાસ કરવાનો પ્રસંગ જ ન આવે અથવા તો એને ઉપવાસ કરવાનો અધિકાર નથી. હું માનું છું કે ઉપવાસ એ સત્યાગ્રહીનું ઉત્તમ શસ્ત્ર છે. મારે સત્યાગ્રહીને નિઃશસ્ત્ર નથી બનાવવો પણ શસ્ત્રનો યોગ્ય ઉપયોગ થાય એના પર એની સફળતાનો આધાર છે. નહીં તો એ નકામું નીવડશે. સરકાર એનો રસ્તો ચૂકી ગઈ હોય અને જનતાનું કહેવું કશું જ કાને ન ધરતી હોય, સરકાર બહેકી ગઈ હોય ત્યારે મહાપુરુષો અત્યંત વ્યાકુળ થઈને પરમેશ્વરની પ્રાર્થના માટે ઉપવાસ કરી શકે. પણ સરકાર જ્યારે એક વાતનો વિચાર કરતી હોય, જ્યાં ચર્ચા–વિચારણાને અવકાશ હોય, તથા જનતાનું આંદોલન ચલાવવા અને જનમત કેળવવા માટે અવકાશ હોય ત્યાં ઉપવાસ કરવો ન ઘટે. જ્યારે જનતા અને સરકાર બન્ને રસ્તો ચૂકયાં હોય અને વ્યાસ ભગવાને અંતે કહેવું પડયું હતું કે 'ન ચ કાશ્ચિત્ શ્રૃણોતિ મે–મારું કોઈ સાંભળતું નથી', એવી દશા હોય ત્યારે જેને પોતાના દિલમાં શુદ્ધિનો અનુભવ થતો હોય, અને જેણે દુનિયાની ખૂબ સેવા કરી હોય એવા મહાપુરુષ ઉપવાસ આદરી શકે છે. પણ આવા પ્રસંગો જવલ્લે જ આવે છે. સાધારણ સંજોગોમાં ઉપવાસ કરવા એ ભૂલ છે.

## સત્યાગ્રહ એ ધમકી નથી, પ્રેમ–પ્રકર્ષ છે

હું એમ પણ નથી કહેવા માગતો કે જ્યાં જનતાની શક્તિ પ્રગટ થઈ છે, જનતાના હાથમાં સત્તા આવી છે ત્યાં સત્યાગ્રહને અવકાશ નથી. સત્યાગ્રહ તો કુટુંબમાં પણ થઈ શકે. એટલે આપણું રાજ્ય થઈ ગયું માટે સત્યાગ્રહ ન થાય એવું કંઈ નથી. સત્યાગ્રહ એ કંઈ ધમકી નથી, એ તો પ્રેમની પરાકાષ્ટા છે. એ એક તીવ્ર ઉપાય છે. સામાવાળાને આપણા આત્મામાં સ્થાન આપવું છે, એ ભાવનાથી સત્યાગ્રહ થાય છે. સત્યાગ્રહ કરવાનો હક તો માતાનો છે. માબાપ બાળકો સામે અને બાળક માબાપ સામે સત્યાગ્રહ આદરી શકે. પ્રહ્લાદે પોતાના પિતા સામે અત્યંત નિર્વૈરવથી સત્યાગ્રહ કર્યો હતો. એટલે આપણું રાજ્ય હોય તેમાંયે સત્યાગ્રહ થઈ શકે. છેલ્લો સત્યાગ્રહ 'ઉપવાસ' છે. જ્યાં પ્રેમનો પ્રકર્ષ થયો હોય

ત્યાં જ એ થઈ શકે. બીજાને મારી ઠોકીને મનાવી શકતા નથી માટે ઉપવાસ કરો એવું એમાં નથી.

હમણા ભાષાવાર પ્રાંત-રચના અંગે ઉપવાસ થયા. એની સાથે સાથે હિંસા પણ થઈ. આમ ઉપવાસ અને હિંસા એ બેનું ભેળસેળ કરીને એક સવાલ ઉકેલવાનો પ્રયત્ન થયો. આ જાતનો ઉપવાસ એ કોઈ પ્રેમ-પ્રકર્ષ નથી. એ તો દબાણ લાવવાની એક પદ્ધતિ છે. એટલે એ તો એક જાતની હિંસા જ થઈ. એનાથી તો શસ્ત્ર કરતાં પણ વધારે હિંસા થઈ શકે. માટે ઉપવાસનો પ્રયોગ તો વિવેક જાળવીને જ કરાય. હિંદુસ્તાનમાં જ્યાં ક્યાંય મારો અવાજ પહોંચી શકતો હશે ત્યાં ઉપવાસ કરવાનો પ્રસંગ આવે તો મારી સલાહ લેવી. ગીતાએ ભક્તોનું એક લક્ષણ કહ્યું છે કે ભક્તો એકબીજા સાથે સલાહ-મસલત કરીને કામ કરે છે-'बोधयन्त परस्परम्'. આ પ્રમાણે મસલત કરવાથી કશું જ ખોવાપણું નથી, ઊલટાનું ઘણું ઘણું પામશે. જે વાતમાં સત્ય હશે તો હું ઉપવાસની વાત નહીં ટાળું. માટે જેને ઉપવાસ કરવા હોય તે પહેલેથી મારી સલાહ લે.

## યોજનામાં પાયાની ભૂલ

રોજ ઊઠીને છાપામાં ખબરો વાંચીએ છીએ કે લોકોએ આગગાડી રોકી અને પછી પોલિસે આવીને દંડા લગાવ્યા. આ બધું થાય છે કેમ? પણે મદ્રાસમાં રાજાજી શિક્ષણમાં ફેરફાર કરવા માંગતા હતા. એમણે એક યોજના બનાવી. તે પ્રમાણે વિદ્યાર્થીએ ત્રણ કલાક ભણવાનું અને બાકીનો વખત સુથાર, વણકર, ખેડૂત વગેરેમાંથી કોઈ એક પાસે ઉદ્યોગ શીખવાનો, જેથી એનાં દિલ અને દિમાગ બન્નેનો વિકાસ થાય. પણ કેટલાકને આ પસંદ ન પડ્યું. એ કહેવા લાગ્યા, "તમે શહેરવાળાઓને બુદ્ધિ વધારવા દો છો અને અમને જ મહેનત કરવાનો ઉપદેશ આપો છો! અમને જ ઘંટીનો ને હળનો દાંડો ઝલાવો છો!" તો આમ કેટલાકે એનો વિરોધ કર્યો. વિરોધ કરવાની એક રીત શોધી કાઢી: 'આગગાડી અટકાવો ને ધમાલ મચાવો!' પણે બંગાળમાં પણ એમ જ ચાલ્યું છે. એટલે આપણે વિચારવું પડશે કે આ હિંસાની શક્તિ કામ કરે છે એનું મૂળ કારણ શું છે?

સ્વરાજ મળી ગયું એ તો દીવા જેવું સાફ છે, પણ બધા જ સવાલો હજી જેમના તેમ પડયા છે. સરકારે પાંચ વર્ષ માટેની એક યોજના બનાવી. એમાંથી અડધાં વર્ષ વહી ગયાં પછી હજી હવે સૂઝે છે કે બેકારી તો વધ્યે જાય છે. એનો અર્થ એટલો જ કે આપણું દિમાગ સુસ્તી મારી ગયું છે. એ બરાબર વિચાર કરતું નથી. મારા મતે કોઈ પણ યોજના એકદમ પાકી નથી કરાતી, એમાં આમતેમ ફેરફાર કરવાની ગુંજાશ હોવી જોઈએ. આપણે વિચાર કરીને, યોજના ઘડીને, દિલ્હી જવા સારુ એક સડક બાંધી. એના પર ચાલતાં ચાલતાં અડધે પહોંચ્યા ત્યાં તો ખબર પડી કે આ તો કલકત્તા ભણી જઈ રહ્યા છીએ. આ રસ્તો તો દિલ્હી ભણી નથી જતો! આવું થાય ત્યારે સમજવું જોઈએ કે ચિંતનમાં ક્યાંક ગરબડ છે. ભલે ગમે તેટલું ધીમે ચાલીએ, પણ જવાવું તો દિલ્હીની દિશામાં જોઈતું હતું. હવે એમાં થોડું આઘું પાછું કરવાથી નહીં ચાલે કારણ કે ભૂલ પાયો માંડવામાં જ થઈ છે. આજની યોજના ઘડનારાઓ મોટા મોટા દેશસેવકો છે. એમાં કેટલાયે મારા મિત્ર પણ છે. એમણે દેશ સારુ પોતાની જાત ઘસી છે અને આજ પણ ઘસે છે. પણ દેશનો સવાલ છે ત્યાં મૂળ મુદ્દેથી વિચાર ન કરીએ તો શું પરિણામ આવે? મેં દિલ્હીમાં યોજના–કમિશનને ખૂબ પ્રેમપૂર્વક કહ્યું કે તમે જો દેશની બેકારી નિવારવાની જવાબદારી લેતા નથી તો તમારી યોજના રાષ્ટ્રીય યોજના (National Planning) નથી, એ તો થોડા ભાગની–આંશિક યોજના (Partial Planning) થઈ. રાષ્ટ્રીય યોજનામાં એટલું તો પ્રથમથી નક્કી કરીને જ ચાલવાનું હોય છે કે એમાં દેશના તમામ માણસોને કામ આપવાનું છે. આ કંઈ સાબિત કરવાની વાત નથી. યુક્લિડના મૂળભૂત તત્ત્વો કંઈ સિદ્ધ કરવાં નથી પડતાં. એટલે જેણે સ્વીકારી લીધું કે દેશના બધા માણસોને તો કામ નહીં આપી શકાએ તેણે રાષ્ટ્રીય–યોજના કરવાની પોતાની નાલાયકી તો સાબિત કરી જ દીધી. કોઈ પણ બાપ ગમે તેટલો ગરીબ હશે તોયે એમ તો નહીં જ કહે કે હું તો ઘરનાં થોડાંને જ રોટલો આપીશ, બધાંને નહીં આપું. દરેક બાપ એમ જ કહેશે કે જે કંઈ કમાણી થશે તે કુટુંબના બધાં વહેંચીને ખાશું.

એ જ દૃષ્ટિએ મેં આ વાત રાષ્ટ્ર સમક્ષ મૂકી. ઘણુંખરું દરેક ઘરમાં પાંચ ભાઈ હોય છે. એટલે હું છઠ્ઠો ભાઈ દરિદ્રનારાયણનો પ્રતિનિધિ બનીને આવ્યો છું એમ માનો. એ અવ્યક્ત છે, પણ નારાયણ તો હમેશાં અવ્યક્ત જ હોય છે. માટે એના પર શ્રદ્ધા રાખીને એનો છઠ્ઠો ભાગ આપો. આપણી રાષ્ટ્રીય સરકાર પણ બધા પાસેથી આવી માગણી કરી શકે એમ હું માનું છું. એને એવી માગણી કરવાનો અધિકાર છે અને લોકોએ એને સાથ આપવો જોઈએ. આવું જો બને તો દેશમાં કોઈ ભૂખ્યું ન રહે. તકલી આપવાથી બધાને રોજી મળે તેમ હોય તો તકલી આપીએ. ચરખો આપવાથી બધાને કામ મળતું હોય તો ચરખો આપીએ. યંત્રનો જ આગ્રહ ન રાખવો જોઈએ. "આંશિક બેકારી સાથે યંત્ર" એવો સવાલ સામે આવીને ઊભો રહે તો ત્યારે પણ 'ના, અમે તો યંત્ર જ વાપરવાના' એમ કહેવું અને યંત્રોને વળગી રહેવું એ બરોબર નથી.

## યંત્ર-વિવેક

હું યંત્રનો વિરોધી છું એમ નથી. યંત્ર ત્રણ પ્રકારનાં હોય છે: (૧) સમયસાધક, (૨) સંહારક અને (૩) ઉત્પાદક. આમાંથી સમયસાધક યંત્રોનો મારો વિરોધ નથી. આગગાડી, વિમાન વગેરે યંત્રોથી ઉત્પાદન વધતું નથી પણ સમય બચે છે. દસ હજાર ઘોડા પણ એક વિમાનની બરાબરી ન કરી શકે. એટલે એવાં યંત્રોનો આપણને ખપ છે. પણ તોપ, બંદૂક, બૉંબ જેવાં સંહારક યંત્રોને અહિંસામાં સ્થાન નથી. એટલે આપણને એવાં યંત્રો નથી ખપતાં.

ત્રીજો પ્રકાર, ઉત્પાદક યંત્રોમાં બે જાત હોય છે: (૧) પૂરક અને (૨) મારક. વસ્તી ઝાઝી હોય અને કોઈ યંત્રને કારણે લોક બેકાર બનતું હોય તો તે મારક યંત્ર થયું. પણ જ્યાં વસ્તી થોડી છે ને કામ ઝાઝું છે ત્યાં એ જ યંત્ર મારક નહીં પણ પૂરક સાબિત થશે. એક દેશમાં એક યંત્ર પૂરક હોય તે જ બીજા દેશમાં મારક હોઈ શકે. હિંદુસ્તાનમાં ટ્રેક્ટર જેવાં મોટાં રાક્ષસી યંત્રો લાવીએ તો બેકારી ખચિત વધવાની. પણ અમેરિકા અને રશિયા જેવા દેશમાં એ જ યંત્રો મારક નહીં પૂરક નીવડશે. એવી જ રીતે

એક યંત્ર એક જમાનામાં મારક હોઈ શકે અને બીજા જમાનામાં પૂરક હોઈ શકે. આમ દેશ, કાળ અને પરિસ્થિતિ પ્રમાણે કોઈ પણ યંત્ર મારક અથવા પૂરક હોઈ શકે. તેથી કોઈ પણ યંત્ર એ યંત્ર છે તેથી જ તેના પર પ્રેમ કે દ્વેષ રાખવો ઠીક નથી. પણ આપણને યંત્રનો મોહ લાગે અને કહીએ કે મિલની બરોબરી કરી શકે એવાં ગ્રામોદ્યોગનાં યંત્રો નથી માટે અમે એ વાપરવાનાં નથી તો મારે કહેવું પડશે કે એ માણસે દેશની દૃષ્ટિએ કરવો ઘટે તેવો વિચાર કર્યો નથી. એક વસ્તુ પશ્ચિમમાં–યુરોપમાં ચાલી તેથી, અને ગાંધીજી જેવા આપણને ચેતવી ગયા હોય તોયે એના મોહમાં ફસાઈને એમાં પડીએ તો મારે કહેવું પડશે કે આપણે ભીંત ભૂલીએ છીએ.

બીજું મારા જોવામાં એ આવ્યું છે કે આપણે જ્યારે સમતાની વાત કરીએ છીએ ત્યારે સામેવાળા અસમાનતાની વાત તો નથી માંડતા. પણ ક્ષમતાની–કાર્યકુશળતાની વાત તો માંડે જ છે. એ કહે છે કે તમે સમતાવાદી છો તો હું ક્ષમતાવાદી છું. આમ એ એક ગુણની સામે બીજો ગુણ ઊભો કરે છે અને તેથી લડાઈ થઈ શકે છે. આજકાલ મૂડીવાદીઓ ક્ષમતાનાં સૂત્રો પોકારવા માંડ્યા છે. મારે પણ ક્ષમતા ખપે છે પણ એવી ક્ષમતા નથી ખપતી કે જેથી કુટુંબમાં કેટલાંકને ખાવા મળે અને કેટલાંકને નહીં. મારે તો બધાંને ખાવા મળે એવું જોઈએ છે. આજે ગ્રામોદ્યોગનાં સાધનો વાપરવાથી બધા રોટલા ભેળા થાય છે તો એનો ઉપયોગ કરવો જોઈએ. થોડાઓને સારુ બાકીનાંને બેકાર રાખીને આપણે સક્ષમ–કાર્યકુશળ હોવાનો દાવો ન કરી શકીએ. હમણાં આગ્રામાં કોંગ્રેસ કમિટીની બેઠકમાં ગ્રામોદ્યોગ તરફ ધ્યાન દેવાયું એનાથી મને આનંદ થયો છે.

## આજના અસંતોષનું કારણ બેકારી

આજે હિંદુસ્તાનમાં બધે ઠેકાણે અસંતોષ છે. કોઈના પણ દિલને સમાધાન નથી. ગમે તે કારણસર અસંતોષ વ્યક્ત થાય છે. કેટલાયે સવાલ પર લોકો હિંસા કરવા તૈયાર થઈ જાય છે. કારણ, એમના દિલોમાં અસંતોષ છે અને એ હિંસાને રૂપે ફાટી નીકળે છે. હું નિરાશ્રિતોમાં કામ

કરતો હતો ત્યારે મેં જોયું કે મારવાડી વેપારીઓ સિંધી વેપારીઓનો વિરોધ કરતા હતા અને ત્યાં મારવાડી-સિંધીનો વાદ થઈ પડયો હતો. મેં કહ્યું : આ ખોટી ખેંચાતાણી છે. આ મારવાડી વિરુદ્ધ સિંધી, તેલુગુ વિરુદ્ધ કાનડી, બિહારી વિરુદ્ધ બંગાળી અને હિંદુ વિરુદ્ધ મુસલમાન એ બધાં તો નિમિત્ત માત્ર છે. એમાં મૂળ વાત એ છે કે દેશમાં આજે ઉત્પાદન અત્યંત થોડું છે અને બેકારીની બોલબાલા છે. એને કારણે અસંતોષ પેદા થયો છે. અને એ ગમે તે રીતે અને ગમે ત્યારે ફૂટી નીકળે છે. એટલે એના માટે કંઈક કરવું ઘટે છે. એ અસંતોષને સમાવવાનો પ્રયત્ન થવો જોઈએ.

## પહેલા–ભૂખિયા

ગાંધીજીની ખૂબી એ હતી કે જેને પહેલાં મદદની જરૂર હોય એવાને પહેલાં મદદ કરતા. કવિ દુલાભાયલજીએ હમણાં મને કહ્યું કે મદદ આપવાનો ક્રમ આ પ્રમાણે હોવો જોઈએ : પહેલાં ભૂખિયાં–ભૂખ્યાં લોક, બીજાં દુખિયાં–દુઃખી લોક, અને છેલ્લે સુખિયાં–સુખી લોક. પણ આજે એથી ઊલટી ગંગા ચાલી છે. ગાંધીજી સૌ પહેલાં જેને મદદની જરૂર હોય તેવાને મદદ શી રીતે પહોંચાડવી તેનો રસ્તો ખોળતા. એમાંથી જ આ ચરખો નીકળ્યો. એ એમની અદ્ભુત પ્રતિભા હતી. એ એક કાવ્ય–શક્તિ હતી. થોડાં જોડકણાં રચવાથી કવિ નથી બનાતું. યાસ્કાચાર્યે કહ્યું છે : '**कविः क्रान्तदर्शी**'–જેને પારનું દર્શન થતું હોય–દેખાતું હોય, જેને સૂક્ષ્મ દર્શન થતું હોય તે કવિ. આ અર્થમાં ગાંધીજી કવિ હતા. એમણે વર્ષો પહેલાં કહી રાખ્યું હતું કે હિંદુસ્તાનમાં ગ્રામોદ્યોગની જરૂર છે. નઈ તાલીમ, રાષ્ટ્રભાષા, જમીનની વહેંચણી વગેરે વિષે એમણે વર્ષો પહેલાં કહી રાખ્યું હતું. એમનો કેટલો મહાન ઉપકાર છે, કેટલી મહાન બુદ્ધિમત્તા છે, કેવી એમની પ્રતિભા છે, અને કેટલી એમની વત્સલતા છે ! આટલું હોવા છતાં, અને એમની પાસેથી આટઆટલું પામવા છતાં આજે પણ આપણે અંધારામાં અડબડિયાં ખાઈએ છીએ, આપણે નસીબનાં કેવાં ફૂટેલાં છીએ !

સરકારને સૌનો સાથ મળશે ત્યારે કામ આગળ વધશે. પણ જનતાને જ્યારે એમ લાગશે કે એને માટે પ્રત્યક્ષ કંઈક થઈ રહ્યું છે ત્યારે જ એનો

સાથ મળશે. કૉમ્યુનિટિ પ્રૉજેક્ટમાં જનતાનો સહકાર નથી મળતો કારણ કે એમના ચિંતનની પદ્ધતિ બરાબર નથી. ગામનો આયાત-નિકાસ પર અંકુશ હોવો જોઈએ. ગામમાં કાચો માલ પાકે છે. એના પાકા માલની એની ખપત છે. તો પછી એ કાચાનો પાકો માલ ત્યાં જ તૈયાર થવો જોઈએ. બહારથી પાકો માલ લાવીને એ ગામને માથે ઠોકી ન શકાય. જનતાને ભરોસો પડવો જોઈએ કે જે કામ ચાલી રહ્યાં છે તેમાં એના કલ્યાણની વાત છે. ટૂંકમાં, દેશમાં શાંતિ જળવાઈ રહે એવી ઇચ્છા હોય તો જનતાના કલ્યાણ વિષેનો મૂળભૂત રીતે વિચાર કરવો પડશે.

### હિંસા કયારેય ન થાય

બીજું, દેશમાં શાંતિ રાખવી હશે તો દિલમાંથી હિંસાનો વિચાર સદંતર નીકળી જવો જોઈશે. હિંસાથી દેશ બરબાદ થઈ જશે. આપણો દેશ ખૂબ જૂનો છે, અને વર્ષોથી આપણા પર લક્ષ્મીદેવીની અકૃપા રહી છે. આપણે લક્ષ્મી, સરસ્વતી અને શક્તિની ઉપાસના કરવી હશે તો અજ્ઞાન, ભૂખ અને બીમારીનાં રાક્ષસોને મારી હઠાવવા પડશે. આ માટે દિલમાંથી હિંસાનો ભાવ કાઢી પરસ્પર સહકાર કરવાની ભાવના કેળવવી પડશે. મને જેમ તમે બધા દેખાવ છો તેટલી જ સ્પષ્ટ રીતે મને એ પણ દેખાઈ રહ્યું છે કે દેશના રાજકીય પક્ષો જો અંદર અંદર સહકાર કરવાનું નહીં શીખે તો દેશ બરબાદ થઈ જવાનો છે.

### ચૂંટણીઓ રમો, લડો નહીં

મને અહીં-બિહારમાં જ અહીંનો સવાલ ઉકેલવાની પ્રેરણા કેમ થઈ? ઋષિઓની આજ્ઞા છે: "ચરૈવેતિ ચરૈવેતિ।"

> कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः ।
> उत्तिष्ठन् त्रेता भवति कृतं संपद्यते चरन् ॥

આ શ્રુતિ પર શ્રદ્ધા રાખીને મેં ચાલવા માંડયું. હું ઇચ્છું છું કે દિલો સંધાય. કેટલાક લોકો રાવ ખાય છે કે તમે જમીનના ટુકડા પાડી નાંખો છો. હું કહું છું કે દિલ જ જ્યાં તૂટી ગયાં છે ત્યાં જમીનની વાત ક્યાં માંડો

છો ? પહેલાં દિલ સંધાવા દો. દિલ સંધાઈ જશે તો દુનિયા સંધાઈ જશે. ને જમીનના ટુકડા છે જ ક્યાં ? હું તો જ્યાં નજર નાખું છું ત્યાં અનંત આકાશ, અખંડ પૃથ્વી અને પરમાત્માની પાર વિનાની કૃપા જ ભાળું છું. તમે કહો છો 'વંદે માતરમ્', અને બીજી બાજુ ભાઈભાઈ ઝઘડો છો. રવીન્દ્રનાથ કહી ગયા છે કે જે 'વંદે માતરમ્'ની સાથે 'વંદે ભ્રાતરમ્' નથી કહેતા તેના પર માતા પ્રસન્ન નથી થતી. તેથી હું કહું છું કે ચૂંટણી રમો, ચૂંટણી લડવાનું ન કહો. 'ચૂંટણી લડવી' એ તો અંગ્રેજી ભાષાનો પ્રયોગ છે અને આપણને એ બરબાદ કરી મૂકશે. આપણા ઋષિઓ કહી ગયા છે કે 'દુનિયા એક રમત છે.' કુસ્તીમાં જીતનારને ઇનામ મળે છે અને એનો જયજયકાર થાય છે અને જે હારે છે તેનો પણ જયજયકાર થાય છે અને એને પણ નારિયેળ મળે છે. આવી દૃષ્ટિ રાખીને ચૂંટણી રમો.

અમારા આશ્રમમાં એકવાર એક ભાઈ આવ્યા. એ રાજકીય નેતા હતા. મેં એમને કહ્યું, "મારા અને તમારા વિચારો જુદા જુદા છે, છતાં તમે મારા પરમ મિત્ર છો. હું તમારે માટે મારો જાન કુરબાન કરી શકું કારણ કે મને તમારા પર ખૂબ જ પ્રેમ છે. પણ હું તમને મારો વોટ-મત નહીં આપી શકું કારણ કે તમારા વિચાર મને પસંદ નથી. આપણે સાથે રહીશું, સાથે કામ કરીશું, પણ આપણા વિચારો જુદા હશે ત્યાં સુધી હું જનતાને તો કહેવાનો કે આને મત ન આપશો કારણ કે એના વિચાર ભૂલભરેલા છે. તમે પણ વળતાં જનતાને કહેશો કે વિનોબા મારા મિત્ર છે, પણ એમના વિચારો ભૂલભરેલા છે તેથી એમને મત ન આપશો. પછી જનતા આપણામાંથી ફાવે તેને ચૂંટશે. પછી જેને મત મળ્યા તે સરકારમાં જઈને જનતાની સેવા કરશે અને જેને મત નથી મળ્યા તે સીધો જનતામાં જઈને સેવા કરશે." આમ બન્ને જનતાની સેવા કરશે અને એક બીજા પર હેતભાવ રાખશે. આમ નહીં થાય તો પશ્ચિમથી આવેલી આ ચૂંટણીની પદ્ધતિ દેશને બરબાદ કર્યા વગર રહેવાની નથી, કારણ કે આ દેશમાં પહેલેથી જ જાતિ, ભાષા વગેરે કેટલીયે જાતના ભેદ ચાલતા આવ્યા છે.

શંકર–વિષ્ણુ જેવા સેવકો

મારે ચૂંટણી રમતી વખતે પણ હેતભાવ રાખો. જનતા ફાવે તેને ચૂંટે. જનતામાં જઈને સેવા કરનારા શંકર ભગવાન જેવા હોવા જોઈએ, અને જે સત્તા પર આવે તે વિષ્ણુ ભગવાનની જેમ સત્તા અને સંપત્તિ વિશે અનાસક્ત અને અલિપ્ત હોવા જોઈએ. સત્તા પર આવનારા રાજા જનક જેવા હશે અને ન આવનારા શુકદેવ જેવા હશે. રાજા જનક વૈભવ અને ભોગ બંનેમાં અનાસક્ત અને વિરક્ત હતા. એમને જોઈને લોક કહેતું, "जनको जनक इति वै जना धावन्तीति–આ જનક આવે, બાપા આવે, એમ કરીને લોક સામું દોડતું." એમને વિષે કહેવાય છે કે એ સંતા ત્યારે બાજુમાં યજ્ઞનો અગ્નિ રહેતો. ઊંઘમાં પગ એમાં પડી જતો તો પણ એ જાગી ન જતા. તો આટલા બધા એ વિરક્ત હતા. અને શુકદેવ તો વિરક્ત હતા જ. વિષ્ણુ ભગવાન લક્ષ્મીથી અલિપ્ત રહેતા. લક્ષ્મી એમના પગ પાસે પડી રહેતી પણ એમનું તો એ તરફ ધ્યાનેય નહોતું. એટલે જેમણે સત્તા પર આવવાનું હોય તે જનક અથવા વિષ્ણુ જેવા બને, અને જેમણે ન આવવાનું હોય તે શંકર અથવા શુકદેવ જેવા બને. આજે બધાનો સહકાર મળે એવો કુશળ કાર્યક્રમ ઘડવો દેશ માટે ખૂબ જરૂરી છે. ભૂદાન-યજ્ઞ એક એવો કુશળ કાર્યક્રમ છે કે જે બધાને ભેગા કરી શકે છે અને એક બીજા પર પ્રેમ દાખવવાને તક આપે છે.

તો મેં બે મુખ્ય વાતો કરી. એક તો એ કે જનતાનાં દુઃખ નિવારવા માટે પાયામાંથી વિચાર થવો જોઈએ, અને બીજું એ કે તમામ પક્ષોને એકબીજા પ્રત્યે હેત દાખવવાની તક મળવી જોઈએ. આવી વૃત્તિ અને માનસિક અહિંસા જરૂરી છે. ભૂદાનયજ્ઞ મારફતે આવી તક મળી શકે તેમ છે. દેશમાં આ બે વાત નહીં સધાય તો આઝાદી બરબાદી નીવડવાની છે.

હજારીબાગ, ૧૮–૭–૧૯૫૩

ત્રણ ત્રણ વર્ષથી ચાલતું કોરિયાનું યુદ્ધ હમણાં પૂરું થયું અને ત્યાં સુલેહ સ્થપાઈ છે. હવે એ સુલેહને પાકી કરવાનું કામ કરવાનું છે. એક વાર આ દુષ્ટ યુદ્ધનો અંત આવ્યો એ ખુશીની વાત છે. એમાંથી વિશ્વયુદ્ધ ફાટી નીકળવાની દહેશત હતી, અને તેથી દુનિયા આખીની નજર એના પર ચોંટી હતી. સમાધાન માટેની વાટાઘાટો ચાલતી જ હતી પણ એમાં વચ્ચે વચ્ચે કંઈ ને કંઈ વિઘ્નો આવી પડતાં હતાં. પણ પરમેશ્વરની કૃપાથી એનો નિર્વિઘ્ન અંત આવી ગયો. ભગવાનની માનસિક પૂજા કરું છું અને પ્રાર્થના કરું છું કે માણસોને એવી સદ્બુદ્ધિ આપ જેથી આવાં ભયાનક યુદ્ધો પેદા જ ન થાય.

## આજના જમાનાનાં કુદરતી કાયદાથી ઊલટાં યુદ્ધો

આવાં યુદ્ધો શાથી થતાં હશે? યુદ્ધ થાય એ તો કોઈને નથી ગમતું. જે યુદ્ધમાં ઊતરે છે તે પણ લાચારીથી જ ઊતરે છે. અને આજકાલ જે યુદ્ધો ખેલાય છે તે અત્યંત ભયાનક અને જોખમકારક હોય છે. ત્રણ સાલના યુદ્ધ પછી ભગવાન જાણે કે એ દેશ ફરી ક્યારે બેઠો થશે! એનાથી જે ખાડો પડ્યો છે, તે ક્યારે ભરાઈ રહેશે તે કોને ખબર? આમાં મર્યા એ તો છૂટ્યા. પણ મર્યા એનાં કરતાં કેટલાયે ગણા જખમી થઈને જિંદગીભર ભારરૂપ થઈ પડ્યા હશે? આજકાલનાં યુદ્ધોમાં સહુથી જોખમકારક વસ્તુ તો એ છે કે એ કુદરતના કાયદાથી ઊલટાં હોય છે. કુદરતનો નિયમ છે 'Survival of the fittest–સૌથી શક્તિમાન જીવે.' પણ આ આજકાલ વૈજ્ઞાનિક રીતે લડાતાં યુદ્ધોમાં તો જુવાનો જ મોટા પાયે વધેરાય છે. એટલે જે 'ફિટેસ્ટ'–સૌથી શક્તિમાન હોય છે તેમની આહુતિ અપાય છે, અને 'અનફિટેસ્ટ'–સૌથી અશક્તિમાન હોય છે એ ઘેર બેસી રહે છે અને બચી જાય છે. આ સૃષ્ટિના નિયમથી ઊલટી વાત થઈ. માટે એનાં કારણો તપાસવાં જોઈએ.

## સ્થિતિસ્થાપકતા અને હિંસા

આ મુદ્દોનાં કારણ સ્પષ્ટ છે. એ દૂરબીન ચડાવીને શોધવાં પડે તેમ નથી. સમાજની જે કંઈ રચના થાય છે તે સમાજને સુખી અને સ્વસ્થ રાખવાની દૃષ્ટિએ થાય છે. એનાથી સમાજને કંઈક લાભ પણ થાય જ છે. પણ કેટલોક સમય વીત્યા બાદ એ લાભ મળતા બંધ થાય છે, પછી જેમ જૂનું મકાન પડી જાય એટલે નવું મકાન ઊભું કરવું પડે તેમ સમાજ-રચના પણ બદલવી પડે છે. હવે સમાજરચના બદલવાની વાત આવે છે ત્યાં માણસને કલેશ થાય છે. જે લોકો આ કલેશ સહન કરવા તૈયાર નથી તેવા લોકો સ્થિતિ–સ્થાપક કહેવાય છે. એ લોકો 'જૈસે થે'–વાદી–જેમનું તેમ રાખવાના મતવાળા–રૂઢિચુસ્ત બની જાય છે. એ લોકો સુધારા પણ ગોકળગાયની ગતિએ કરે છે અને બને ત્યાં સુધી સમાજનું જેવું તે માળખું ટકી રહે એમ હોય ત્યાં સુધી એને દાબડદીબડ કરીને રાખવા ઇચ્છે છે. ભલા માણસ! હવે એ મકાન એક દહાડે તો ધસી પડવાનું જ છે પછી નાહક ટેકા–થાંભલી કરવામાં શા માટે શક્તિ બગાડે છે? તો કહેશે કે મકાન પડે તો અંદરવાળાઓનો કચ્ચરઘાણ નીકળી જાયને, માટે છે તેમ જ ચાલવા દો! આમ દાબડદીબડથી જાળવી રાખવાની વાત કરનારા શાંતિવાદી જૂનવાણી બની જાય છે. એમની આમ જૂનું સાચવી રાખવાની મથામણમાં હિંસાવાદીઓ કતલ કર્યા વિના સમાજ બદલાય જ નહીં એવી માન્યતા ધરાવતા થઈ જાય છે. એ કહેશે કે જૂનું માળખું સાચવી રાખવા જશો તો ક્રાંતિ નહીં થાય. તમારે સુધારો કરવો હશે તો હિંસા વિના આરો નથી. આમ બે પક્ષ પડી જાય છે.

## શાંતિમય ક્રાંતિવાદ : સત્યાગ્રહ

શાંતિવાદીઓનું ચઢી વાગે છે તો રૂઢિચુસ્તતા કોટે વળગે છે, અને ક્રાંતિવાદીઓનું ચઢી વાગે છે તો હિંસાદેવીને સલામ ભરવી પડે છે. આમ ક્રાંતિ અને હિંસાના છેડા–છેડી બંધાઈ ગયા છે. જૂનો સમાજ કાઢવા જઈએ છીએ તો ક્રાંતિ (હિંસક) આવી પડે છે અને એ માળખાને જાળવવા જઈએ છીએ તો રૂઢિચુસ્તતા માથે ચઢી બેસે છે. પણ હવે આપણને

એક નવો વિચાર મળ્યો છે. એ વિચાર પ્રમાણે આપણે ક્રાંતિ અને શાંતિ બન્નેનો ઉપયોગ કરીને સમાજનું માળખું બદલવા તથા એનું પૂરેપૂરું પરિવર્તન કરવા ઇચ્છીએ છીએ. આપણને શાંતિ અને ક્રાંતિ બન્ને જોઈએ છે. ક્રાંતિ વગર તો ચાલે તેમ નથી, જૂની રચના છોડ્યે જ છૂટકો છે, અને સાથે આપણને શાંતિ પણ જોઈતી હોય તો આપણે એ સિદ્ધ કરી દેખાડવું પડશે કે શાંતિમાં એવી શક્તિ છે કે જેનાથી 'હોતી હૈ ચલતી હૈ'ની જેમ નહીં પણ ક્રાંતિની ગતિથી સમાજનું માળખું પલટી શકાય છે. આ જો સિદ્ધ થઈ શકે તો ક્રાંતિ સાથે હિંસા જોઈએ જ એવું નહીં રહે, અને એનાથી સમાજ બચી જવા પામશે. આને હું શાંતિમય ક્રાંતિવાદ અર્થાત્ સત્યાગ્રહ કહું છું.

## શ્રદ્ધા, નિષ્ઠા અને તપસ્યાની ત્રિવેણી

આપણે સર્વોદયવાળા, જનતાનું કલ્યાણ વાંછનારા સત્યાગ્રહનો આધાર લઈએ છીએ અને એનાથી સમાજને મજબૂત બનાવવા ઇચ્છીએ છીએ. આને માટે સત્યાગ્રહમાં વિચાર પર ખૂબ શ્રદ્ધા હોવી જોઈએ. બીજું, એને માટે દુઃખ સહન કરવાની તૈયારી હોવી જોઈએ. ફાવે તેટલા ત્યાગ કરવા પડે અને દુઃખ ભોગવવાં પડે તો તે વેઠવાની તાકાત હોવી જોઈએ. દુઃખ વેઠવાની તૈયારી અને વિચારમાં નિષ્ઠા એ બે બાબત ઉપરાંત હૃદય-પરિવર્તન કરવાની હિમ્મત એ ત્રીજી બાબત પણ જોઈએ. આપણે માણસનું હૃદય-પરિવર્તન કરી શકીએ. એના હૃદયમાં જ્યોતિ હોય છે. ઉપર અંધારાનાં ફાવે તેટલાં પડ વળ્યાં હોય પણ માંહ્યલી જ્યોતિ ક્યારેય બુઝાતી નથી. એના ચૈતન્ય પર આપણી શ્રદ્ધા હોવી જોઈએ. ટૂંકમાં, આપણામાં વિચાર પર નિષ્ઠા, દુઃખ વેઠવાની તૈયારી, અને હૃદયમાં વસતા રામમાં શ્રદ્ધા હોવી જોઈએ. આ ત્રણે જ્યાં હશે ત્યાં આપણે સમાજમાં શાંતિમય ક્રાંતિ કરી શકીશું. આ માટે સમાજના અગત્યના પ્રશ્નો હાથ ધરવા, સામાજિક ધોરણે એમને ઉકેલવા પ્રયત્ન કરવા અને આંતર-શુદ્ધિ તેમ જ આંતરિક કાર્યો કરવાં જોઈએ. આપણે સમાજના પ્રશ્નો હાથ ધરીને સિદ્ધ કરી આપવું જોઈએ કે શાંતિભરી રીતે પણ સમાજનું માળખું બદલી શકાય છે.

## હૃદયમાંના રામ પર શ્રદ્ધા

ભૂદાનના આ કામમાં મારે જીવનનિષ્ઠા અને સત્યાગ્રહની શક્તિ વધારવી છે, સાથે સાથે શાંતિની શક્તિ પણ પ્રગટ કરવી છે. આ દૃષ્ટિથી તમે આ કામ તરફ જોશો તો તમને એક સૌંદર્યનું દર્શન થશે. લોક કહે છે કે આ કામ કાયદાથી થઈ શકે. હું એમને કહું છું, 'કરો, હું આડો હાથ દેવા નથી આવવાનો!' બાકી મને તો જનશક્તિ વધારવામાં જ આનંદ આવે છે. હું ઇચ્છું છું કે આ કામ થવામાં ઓછામાં ઓછો સમય લાગે. મને તો શ્રદ્ધા છે કે આ કામ પાર પડીને જ રહેશે અને તે પણ વહેલામાં વહેલું! આ કામમાંથી આપણને એવી ચાવી જડવાની છે જે સેંકડો તાળાં ઉઘાડી શકશે. એનાથી તમામ પ્રશ્નો ઊકલી શકશે. જમીન કેટલી મળી, કેવી મળી એનો હિસાબ તો અમે રાખીએ છીએ, પણ એ ઉપર ઉપરનો હિસાબ થયો. એની સાથે હું તો એક કસોટી એ પણ રાખું છું કે આમાંથી આપણને માનવતામાં શ્રદ્ધાવાન અને વિચારમાં નિષ્ઠાવાન એવા કાર્યકર્તા કેટલા મળ્યા? એવા સેવકોને હું એક વાત સૂચવું છું કે આને જેમ પોતાના દીકરા પર વિશ્વાસ હોય છે તેમ તમને તમારા મિત્રો પર આંતરિક શ્રદ્ધા હોવી જોઈએ. દીકરો ગમે તેવાં કામો કરી આવે તોયે મા તો કહેશે કે અંદરથી તો એ સારો જ છે. અને છોકરો જરા જેટલું સારું કામ કરી આવ્યો તો એટલા પરથી જ એ તો ગાંઠ વાળી લે છે કે દીકરો મારો સુધરી ગયો! આવી જ શ્રદ્ધા આપણને આપણા સાથી અને વિરોધી તરફ હોવી જોઈએ. સાથીની બદબોઈ સાંભળવા મળે તો એનો વિશ્વાસ ન કરવો, પણ જો કંઈ સારું સાંભળવા મળે તો તરત જ એ માનવું. મનુષ્યના હૃદયમાં ભગવાન વસે છે અને એની જ મારફતે સારાં કામો થાય છે.

એમ ન હોવું જોઈએ કે 'The news is too good to be false—એટલા સારા સમાચાર છે કે ખોટા હોય જ નહીં!' એ ખરાં જ હોવા જોઈએ. કોઈમાં ભલાઈ ન હોઈ શકે એ માન્યતા આપણને માનવતાની વિરુદ્ધ લઈ જાય છે. કાયદાના જાણકારોને ખબર છે કે દસ ગુનેગારો છૂટી જાય તો ભલે પણ એક નિર્દોષ ન દંડાવો જોઈએ એવો સિદ્ધાંત કાયદામાં છે. થોડી પણ શંકા પડતી વાત હોય તો પેલાને શંકાનો લાભ મળવો જોઈએ. શંકાનો લાભ ભલાઈની તરફેણમાં હોવો જોઈએ, બૂરાઈની તરફેણમાં નહીં. કાયદાનો આ સિદ્ધાંત ઘણો સારો છે અને એ માનવતા પર આધારિત છે. મનુષ્યના હૃદયમાં જે ભલાઈ હોય છે તેને માટે કોઈ પુરાવાની જરૂર નથી. બૂરાઈ માટે પુરાવાની જરૂર ખરી. પુરાવો મળશે તો માનીશું કે બૂરાઈ હતી, નહીં તો ત્યાં સુધી માનીશું કે બૂરાઈ નહોતી.

માનવ પરની આ પરમ શ્રદ્ધા છે. કાયદા આકાશમાંથી નથી પડતા. માણસમાં જે ભલાઈ હોય છે તેના પરથી એ ઘડાય છે. માણસમાં ખરેખર બૂરાઈ જ હોત તો એને બૂરાઈ માટે ઇનામ અપાત, ભલાઈ માટે નહીં. એના દિલમાં બૂરાઈ જ હોત તો એને બૂરાઈ બદલ સજા ન મળત; ઊલટું ગુનેગારને કોરટમાં બોલાવીને તપાસ કરતાં ખબર પડત કે એણે ભલું કામ કર્યું છે તો એને સજા ઠોકત, અને બૂરું કામ કર્યું છે એમ ખબર પડત તો એને છૂટો કરત. પણ કાયદો તો ભલાઈને ઇનામ અને બૂરાઈને સજા આપે છે. એનો અર્થ એ થયો કે મનુષ્યના હૃદયમાં ભલાઈ વસે છે. આપણે આ શ્રદ્ધા ન ગુમાવીએ તો સમાજમાં આપણે શાંતિભરી ક્રાંતિ લાવી શકીશું. આ એક પાયાનો વિચાર છે. આપણામાં આવી શ્રદ્ધા હશે તો આપણે ભૂદાનયજ્ઞ સફળ કરી શકીશું.

જુલાઈ ૧૯૫૩

છેલ્લે હું અહીં આવ્યો હતો ત્યારે અહીંના મહંતજીએ થોડી જમીન આપી હતી. પણ એ તો પહેલો હપ્તો હતો. ત્યાર પછી ભૂદાન કાર્યકરો એમને મળવા આવ્યા ત્યારે વળી એમણે થોડી જમીન આપી હતી. આજ પણ એ કંઈક આપશે. પણ આજે એથી પણ વધારે આનંદની વાત બની છે. કેટલાક ખેડૂતો ફરિયાદ લઈને આવ્યા હતા. મહંતજીના મૅનેજર સામે એમની ફરિયાદ હતી. એની તરતપાસ કરીને ઘટતું કરવાનું વચન મને મળ્યું છે. હું આ વાતને ખૂબ મહત્ત્વ આપું છું. એની તોલે એમણે આપેલું ભૂદાન પણ ન આવે. આજુબાજુવાળા ખેડૂતોની ફરિયાદ સાંભળી સમજીને દૂર કરીએ તો એનાથી આખું વાતાવરણ મહેક મહેક થઈ જાય છે અને ભૂદાન લેવા જઈએ છીએ ત્યારને માટે અનુકૂળ વાતાવરણ બને છે.

## ભગવાન શંકરાચાર્યનું અદ્ભુત કાર્ય

આ દિવસોમાં મને થોડા મોટા માણસો તરફથી પણ દાન મળ્યાં છે. આમાંથી કેટલાકે તો ખરેખર જ દરિદ્રનારાયણની સેવા કરવાની દૃષ્ટિથી દાન દીધાં છે. કેટલાક એવા પણ છે જે દાન કરીને મારી સાથે ફરવા પણ નીકળી પડ્યા છે. ધર્મનું આ બીજું પાસું ઊઘડી રહ્યું છે. ધર્મનો ઉદય થઈ રહ્યો છે. આપણે ગીતામાં વાંચ્યું છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ભગવાન ધર્મ–બુદ્ધિને જાગ્રત કરે છે અને ફરીથી ધર્મ તાજો અને શક્તિમાન બને છે. આજે ભારતમાં ધર્મ–બુદ્ધિ જાગવા લાગી છે એ આનંદની વાત છે. આ બોધગયાના મઠમાંથી આપણને જમીન મળી એમાં નવાઈ પામવા જેવું નથી. આ મઠ ભગવાન શંકરાચાર્યનો છે. એમણે આપણને શો બોધ આપ્યો છે?

न कर्मणा, न प्रजया, न धनेन ।
त्यागेनैके अमृतत्वमानशुः ॥

આ ઉપનિષદનું વચન છે. ભગવાન શંકરાચાર્ય એના આધારે ધર્મનો બોધ આપતા અને દેશમાં પગપાળા ફરતા હતા. હું પણ ફરું છું, અને

સામાન ફેરવવા માટે આગળ પાછળ મોટરો દોડે છે. શંકરાચાર્યના જમાનામાં આવી કોઈ સગવડ નહોતી. એવી પરિસ્થિતિમાં એક દશ અગિયાર વર્ષનો છોકરો ઘરબાર છોડીને નીકળી પડયો. એણે પગપાળા ઘૂમવા માંડયું. એણે બ્રહ્મચર્યમાંથી જ સંન્યાસની દીક્ષા લીધી; આને માટે એને ખૂબ વેઠવું પડયું. પણ અંતે એણે જ્ઞાન પ્રાપ્ત કર્યું, અસાધારણ એવા ગ્રંથો લખ્યા, અને આજે પણ એની પ્રભા ભારતને અજવાળી રહી છે. શંકરાચાર્યે ઘણું ઘણું લખ્યું છે. સામાન્ય જનતા માટે એમણે અમૃતથીયે અદકાં એવાં સ્તોત્રો લખ્યાં છે.

## શંકરાચાર્યનો સંદેશ

એકતા, સત્યતા અને ત્યાગનો સંદેશો લઈને એ ગામેગામ ફર્યા. બ્રાહ્મણ માટે આથી અદકો એકે ધર્મ નથી. આ દુનિયા એક માયા છે, અને તેથી ત્યાગથી ચડિયાતું કશું નથી એવી એમની માન્યતા હતી. આમ તો માયાવાદ ખૂબ પ્રાચીન, પુરાતન છે. પણ ભગવાન શંકરાચાર્યે જ એને અત્યંત લોકપ્રિય બનાવ્યો. એ તો બ્રહ્મચારી હતા, એમને કોઈ બાળબચ્ચાં નહોતાં. પણ ધર્મમાં જે સત્પુરુષો પાકયા તે બધા એમનાં સંતાન છે. સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ વગેરે તમામ સત્પુરુષો શંકરાચાર્યને પગલે ચાલ્યા છે. આ મઠ એમના જ નામે ચાલે છે. અને તેથી મારી અપેક્ષા છે કે આ લોકો પોતાની તમામ સંપત્તિ ગરીબોમાં વહેંચી દઈને લોકોની સેવા માટે બહાર નીકળી પડે. 'શિવાऽહમ્'—આપણે શિવ છીએ, સેવક છીએ. શંકરાચાર્યને ગરીબો માટે કેટલું ગૌરવ હતું. યોગભ્રષ્ટ પુરુષનું વર્ણન કરતાં ગીતામાં લખ્યું છે કે 'યોગી આ જન્મારામાં કોઈ કામ પાર નથી પાડી શકતો તો પણ કશું ગુમાવતો નથી. આગલા જન્મારામાં એ કોઈ શ્રીમાન અને બુદ્ધિમાન બ્રાહ્મણને ઘેર અવતરીને પોતાનું કામ પૂરું કરે છે.' આમ અપૂર્ણ યોગી બેવડો જન્મ પામે છે. એકલા શ્રીમાનને ઘેર જન્મવાથી શું વળ્યું ! રાજા જનકની જેમ જે પવિત્ર છે અને શ્રીમાન પણ છે એવાને ત્યાં જન્મવું એ ભાગ્યની વાત છે. પણ એથી પણ શ્રેષ્ઠ જન્મ શંકરાચાર્યે લીધો છેઃ 'धीमतां दरिद्राणां कुले।' પવિત્ર શ્રીમાનના ઘરમાં જન્મ પામે છે તેની સરખામણીમાં ગરીબ યોગીઓને ત્યાં જન્મનાર

પરમ ભાગ્યશાળી છે. શંકરાચાર્ય એવા જ ગરીબ કુળમાં જન્મ્યા હતા. તેમ છતાં એમના જ મઠવાળાઓને આટઆટલી માયા ને મોહનાં જાળાં શાં? મને તો એની નવાઈ લાગે છે. માયા–મોહ એકદમ છૂટી શકતાં નથી એ હું જાણું છું, તેથી હું ભગવાનને પ્રાર્થના કરું છું કે આવા લોકો કે જે શંકરાચાર્યને માને છે એવાને સદ્‌બુદ્ધિ આપજે.

## હિંદુધર્મની ઉદારતા

હિંદુધર્મને કોઈએ મજબૂત બનાવ્યો હોય તો તે શંકરાચાર્યે. ભગવાન બુદ્ધે જે કામ કર્યું તેને એમણે આગળ ધપાવ્યું. બુદ્ધના જમાનામાં યજ્ઞયાગ અને કર્મકાંડ ચાલતા હતા. લોક જીવહિંસા કરીને એનું નૈવેદ્ય ભગવાનને ચઢાવતા. લોકોએ નિષ્ઠુરતાનો પણ ધર્મ બનાવી દીધો હતો. આનાથી વધારે પતન માનવતાનું શું હોઈ શકે? ભગવાન બુદ્ધે એના પર જ ઘા કર્યો. શંકરાચાર્યે પણ સીધો કર્મકાંડ પર ઘા કર્યો. આ જ શરીર અને જીવનમાં હૃદયની શુદ્ધિ અને આત્માની અનુભૂતિ થઈ શકે છે એ વાત પર એમણે ભાર મૂક્યો. એમાં જ સાચી શુદ્ધિ રહેલી છે, અને એ જ ધર્મનો સાર છે. શંકરાચાર્યે આમ આપણને કર્મકાંડમાંથી છોડાવ્યા છતાં હજી એ ક્યાંક ક્યાંક ચાલુ છે. હિંદુધર્મમાં કોઈ પણ બાબતનો આગ્રહ નથી. હિંદુસ્તાનમાં જાતજાતના ને ભાતભાતના વિચાર, ધર્મ અને પંથમાં માનનારાં લોકો છે. મૂર્તિપૂજાને માને તે હિંદુ અને ન માને તે પણ હિંદુ! એટલે સુધી કે ઈશ્વરને માનનારો હિંદુ અને ન માનનારો–નાસ્તિક પણ હિંદુ! હિંદુ ધર્મમાં આટલી પરમ ઉદારતા આવી તેનો જશ હું શંકરાચાર્યને આપું છું. આ કંઈ નવી વસ્તુ નથી. વેદ અને ઉપનિષદોમાં એ હતી જ; એમણે એ બધી જનતા સામે રજૂ કરી અને એમ કરીને અલગ અલગ તમામ ઉપદેશો વચ્ચેનો વિરોધ દૂર કર્યો.

## બુદ્ધ અને શંકર

આનું પરિણામ એ આવ્યું કે લોક શંકરાચાર્યને 'પ્રચ્છન્નબુદ્ધઃ' છૂપા બુદ્ધ કહેવા લાગ્યું. લોક કહેતું કે આ શંકરાચાર્ય તો છે પણ બુદ્ધ ભગવાનનો જ બીજો અવતાર છે. એ બે વચ્ચે બહુ થોડો ફરક

હતો. એ ફરક બ્રહ્મવિદ્યા વિષે હતો. બુદ્ધ ભગવાને એ વિષયમાં ચૂપ રહ્યા હતા. એની ચર્ચામાં એ કદી ન પડતા. એમના શિષ્યો ક્યારેક એ વિષે પૂછતા તો કહેતા, "ગરીબોની સેવા કરો, એમાં જ શાંતિ છે. એ જ સાચું કામ છે. આત્માની ચર્ચામાં ન પડો." પણ એમના ગયા પછી એમના શિષ્યો વાદાવાદીમાં ઊતરી પડયા. શંકરાચાર્યે એમાં રહેલી ખામી ચીંધી. બુદ્ધ અને શંકરાચાર્ય વચ્ચે આટલો જ ભેદ હતો. બાકી તો જે સંન્યાસ બુદ્ધ ભગવાને સ્વીકાર્યો હતો તેને જ શંકરાચાર્યે આગળ ધપાવ્યો. કર્મકાંડોનો એમની જેમ જ વિરોધ કર્યો અને એમની જેમ જ યતિસંઘની સ્થાપના કરી તેમ જ ધર્મનું અનુકરણ કર્યું.

### હિંદુ ધર્મનો સાર: વેદાંત અને ભૂતદયા

આ મંદિરના ટ્રસ્ટી હિંદુ અને બૌદ્ધ બન્ને છે, એ જાણીને મને આનંદ થાય છે. બૌદ્ધ ધર્મનું ઉજ્જ્વળ આચરણ હિંદુસ્તાનમાં ખૂબ થયું છે એમ હું માનું છું. મારો એવો દાવો નથી કે આપણે બહુ સારી રીતે આચરણ કર્યું છે, પરંતુ જે કંઈ કર્યું તેટલા પરથી હું કહું છું કે બુદ્ધનો સંદેશ આપણા જીવનમાં ઊતરી ચૂક્યો છે. એમનો મુખ્ય સંદેશ અહિંસાનો હતો. અહીં અહિંસા જેટલી ફૂલીફાલી તેટલી બીજા દેશોમાં ફૂલીફાલી કે નહીં તે નથી જાણતો, પણ બૌદ્ધ ધર્મની દયા અને કરુણા તથા હિંદુધર્મની આત્મવિદ્યા એ બે મળીને આજનો હિંદુધર્મ બને છે. હિંદુધર્મમાં માત્ર બે વાતો છે: એક બ્રહ્મવિદ્યા જેને વેદાંત કહે છે અને બીજી ભૂતદયા. એ બેમાંથી એક જેમાં ન હોય તે હિંદુધર્મ નથી. શંકરાચાર્યે એક સ્તોત્ર રચ્યું છે, એ એમનો મઠોમાં રોજ બોલાય છે. એ ૭ પદની પ્રાર્થના છે. એમાંનો એક શ્લોક આ પ્રમાણે છે:

> 'अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृगतृष्णाम्।
> भूतदयां विस्तारय तारय संसारसागरतः॥

અર્થાત્ હે ભગવાન તું જ મારી ભૂતદયાનો વિસ્તાર કર. ભગવાન બુદ્ધે પણ આ જ કર્યું છે. એટલે 'બ્રહ્મવિદ્યા અને ભૂતદયા' એ બે શબ્દોમાં હિંદુધર્મ અને બુદ્ધધર્મનો સાર સમાય છે. આ જ વસ્તુ લઈને રામકૃષ્ણ

અને વિવેકાનંદ આગળ વધ્યા.

## ભૂદાનયજ્ઞમાં ધર્મનો નવો પ્રયોગ

આ ભૂદાનયજ્ઞમાં ધર્મનો નવો પ્રયોગ, નવું પાસું શરૂ થયું છે. આપણે તો નિમિત્તમાત્ર છીએ. હિંદુસ્તાનમાં જે ધર્મભાવના છે તેનું જ આ ફળ છે. વેદાંતમાં કહ્યું છે કે આપણે સૌ આત્મરૂપ છીએ, સમાન છીએ; કોઈ ઊંચ નથી કોઈ નીચ નથી. આથી ચડિયાતો સમાનતાનો પાઠ એક ન હોઈ શકે, અને આથી સારો પાયો સમાનતાનો કોઈ એક ન હોઈ શકે. સમતાની બાંગ તો બધાં જ પોકારે છે—રશિયા, અમેરિકા ને બ્રિટન, પણ વેદાંતમાં સમતા માટે જે આધાર છે તે બીજે ક્યાંય દેખાતો નથી. ભારતીય સંસ્કૃતિમાં પાયાના બે વિચાર છે જેમાંનો એક છે આત્યંતિક સમતા અને બીજો છે ભૂતદયા. એટલે કે 'તમામ ગરીબોનો ભૂમિ પર અધિકાર છે; બીજાઓને ખવડાવીને પછી ખાવું, અને બીજાઓને પીવડાવીને પછી પીવું. ભૂદાનના મૂળમાં આ જ એ વિચાર છે. આમાં સૌ પ્રત્યે સમાન બુદ્ધિ અને સમાન દયા છે. ઇસ્લામમાં પણ ભૂતદયાનો આવિષ્કાર છે. કુરાનમાં લખ્યું છે: "સૌ પર રહેમ રાખો." ખ્રિસ્તી ધર્મમાં પણ આ જ બે વાતો આવે છે. આમ ભૂતદયાનો વિચાર તમામ ધર્મોમાં આવે છે. આમાંના ઘણાખરા ધર્મો હિંદુસ્તાનમાં ફાલ્યા ફૂલ્યા છે આમ છતાં હિંદુ ધર્મની પોતાની એક આગવી વિશેષતા છે અને તે છે એની બ્રહ્મવિદ્યા માટે આ જ પરિશુદ્ધ ધર્મ-વિચાર પ્રચલિત-ચાલુ કરવો છે. આને માટે ભૂદાન એક નિમિત્ત મળી ગયું. આજના જમાનાનો એ એક સવાલ છે. માટે આપણે એ જ સવાલ આજે ઉકેલવાનો છે.

બોધગયા, ૨-૮-૧૯૫૩

## નવો અધ્યાય

: ૮ :

તેલંગણામાં મેં કામ શરૂ કર્યું ત્યારે બેત્રણ જમીનદારોએ દાન આપ્યું હતું. એમણે દાન માગવાનું કામ પણ કર્યું હતું. તે વખતે જમીનદારોએ મદદ કરી હતી એ વ્યક્તિગત મદદ હતી. પણ આજે જમીનદારોનો સમાજ આ કામને ઉઠાવી રહ્યો છે એ એક ગૌરવનો વિષય છે. તેથી જ હું કહું છું કે ભૂદાનયજ્ઞના ઇતિહાસમાં આનાથી એક નવો અધ્યાય શરૂ થાય છે. હું જેની કલ્પના કરતો હતો તે આજે આકાર ધારણ કરી રહ્યું છે. હવે આ લોકો પોતાની ફરજ બજાવી આખો સમાજ એકરસ બનાવવામાં મદદ કરશે.

મેં બત્રીસ લાખ એકર સારી જમીન માગી છે. લોકો પડતર જમીન પણ આપે છે. હું એ પાછી નથી વાળતો. પોતાના દેશની જમીનનો અસ્વીકાર કરવો એને હું માતૃ–ભક્તિની વિરુદ્ધ માનું છું. ભગવાન શ્રીકૃષ્ણે રુક્મિણીનો સ્વીકાર કર્યો એમાં કોઈ વિશેષતા નહોતી. પણ એમણે આડે અંગ વાંકાંવાળી કુબ્જાનો સ્વીકાર કર્યો એમાં જ એમની વિશેષતા છે. તેથી તમે મને જે કંઈ આપો છો તે હું સ્વીકારી લઉં છું. પણ પડતર જમીન આપવાથી યજ્ઞનું કામ પૂરું નથી થતું, માટે સારી જમીન જ આપવી જોઈએ. મેં બત્રીસ લાખ એકરની ટહેલ નાંખી છે તે સારી જમીનની નાંખી છે.

ગયા, ૪–૮–૧૯૫૩

## સર્વોદયનો સંપૂર્ણ મંત્ર

: ૯ :

આજે નવમી ઓગસ્ટ છે. ઇતિહાસમાં આજનો દિવસ સૌનાં હૃદયમાં અંકાયેલો છે. આજે દેશ સમક્ષ એક મંત્ર મુકાયો હતો. એ સ્વરાજ્યનો જ મંત્ર હતો, પણ એનું એ અંતિમ ચરણ હતું.

### સ્વરાજ્યનો મંત્ર

'સ્વરાજ્ય' શબ્દનું પ્રથમ ઉચ્ચારણ ૧૯૦૬માં દાદાભાઈ નવરોજજીએ

કર્યું. એ પહેલાં આપણા દેશના સેવકો અને નેતાઓ પ્રજાની નાની-મોટી ફરિયાદો અને દુઃખો સરકાર સામે રજૂ કરતા અને એક એક દુઃખના નિવારણનો પ્રયત્ન કરતા. ખૂબ વલખાંને અંતે સમજાયું કે આ બધાં દુઃખોનું મૂળ પરતંત્રતા છે. દેશ જ્યાં સુધી સ્વતંત્ર ન થાય ત્યાં સુધી આ દુઃખ દૂર થવાનાં નથી. આનું દર્શન થયું ત્યારે દાદાભાઈ નવરોજજીએ 'સ્વરાજ્ય'નો મંત્ર દેશ સમક્ષ રજૂ કર્યો. ત્યારથી એ મંત્રની સાધના શરૂ થઈ અને એનું છેલ્લું ચરણ 'ભારત છોડો', આજની તારીખે પ્રજા સમક્ષ આવ્યું. એ વખતે દેશ પર એક મોટી સત્તાનું રાજ હતું. એક જબરદસ્ત શક્તિ દેશની સામે હતી. એની સાથે કામ પાડવાનું હતું. એની પાસે શસ્ત્રો હતાં, દેશ નિઃશસ્ત્ર હતો. એવી સ્થિતિમાં અહિંસાની શક્તિને ભરોસે 'ભારત છોડો' એ મંત્રનું ઉચ્ચારણ થયું. એનું તાત્કાલિક પરિણામ એ આવ્યું કે પ્રજા પર જેમની અસર હતી એવા હજારો લોકો કેદ પકડાયા, પ્રજા નેતૃત્વ વગરની થઈ ગઈ, અને ફાવે તેમ વર્તી. સરકારે પોતાનું બધું જોર વાપરીને આંદોલનને કચડી નાંખવા પ્રયત્ન કર્યો. ઉપર ઉપરથી એમ લાગ્યું પણ ખરું કે આંદોલન ભાંગી પડ્યું છે, અને લોક નાહિમ્મત બની ગયા છે. એ જ દિવસોમાં વળી બંગાળમાં દુકાળ પડ્યો અને લાખો લોક ભૂખે મરી ગયું. આમ હિંદુસ્તાનની સ્થિતિ બહુ જ કફોડી હતી.

એ દિવસોમાં અમે જેલમાં હતા. અમે અંદર અંદર ચર્ચા કરતા કે દેશ કેવી રીતે દબાઈ ગયો અને હવે કેવી રીતે ઊંચો આવી શકશે. પણ મંત્ર હોય છે તે કદી દબાઈ જતો નથી. એની પાછળ દર્શન અને શક્તિ હોય છે. દર્શનથી મંત્ર પ્રાપ્ત થાય છે ત્યારે એ વગર પાંખે ઊડવા લાગે છે ને બધે ઠેકાણે એની મેળે ફેલાવા માંડે છે. સૂરજનાં કિરણો બધે પહોંચી જાય છે તેમ મંત્ર પણ બધે પહોંચી જાય છે અને દરેકના હૃદયમાં પ્રવેશ કરે છે. એ દિવસોમાં ઉપરથી અંધારાં ફરી વળ્યાં લાગતાં હતાં પણ આંદોલનની અંદરની જ્યોતિ સળગતી હતી; એ ઠરનારી જ્યોતિ નહોતી. પરિણામે, મંત્રના ઉચ્ચારણ પછી પાંચ વર્ષે અંગ્રેજોને હિંદુસ્તાન છોડીને જવું પડ્યું. આ તમે બધાએ જોયું છે. આજની તારીખે એ આંદોલન

ઊપડયું હતું. તેથી આજનો દિવસ આપણે માટે પ્રેરક છે. એ દિવસની યાદથી આપણે પ્રેરણા મળે છે, સ્ફૂર્તિ મળે છે અને નવાં કામ માટે જુસ્સો પ્રાપ્ત થાય છે. આવા દિવસોની યાદ હું જાળવી રાખવા માંગુ છું."

## મંત્રોનો અવતાર

એક મંત્ર પૂરો થાય કે તરત જ ભગવાન બીજો મંત્ર આપે છે, અને એ પ્રમાણે સમાજની પ્રવૃત્તિ ચાલતી રહે છે. આમ મંત્રોનો અવતાર થાય છે. મંત્રોનો અવતાર એ જ ખરો અવતાર છે. આપણે રામ-કૃષ્ણનો અવતાર કહીએ છીએ. પણ એ તો નિમિત્ત માત્ર હતા. એમની મારફતે મંત્રો ફલિત થયા હતા. મંત્રોમાં શક્તિ હોય છે, એ આમ-સમાજને ગતિ આપે છે અને કેટલીક વ્યક્તિઓને વિશેષ સ્ફૂર્તિ આપે છે. પછી એવી વ્યક્તિઓને નામે મોટાં મોટાં કામો પાર પડે છે. લોક એમનું નામ લે છે ને કહે છે કે એ અવતાર છે. બાકી ખરી રીતે અવતાર તો મંત્રનો જ થાય છે. રામ પાસે મંત્ર હતો. એ લઈને એ ફરતાં ફરતાં ઋષિના આશ્રમે પહોંચ્યા. ત્યાં એક ઢગલો પડયો હતો. એમણે પૂછ્યું, "આ શાનો ઢગલો છે?" ઋષિએ કહ્યું, 'ઋષિઓ અવિરોધી હોય છે. એમના વિરોધમાં જે રાક્ષસોએ પ્રવૃત્તિ કરી તેમનાં હાડકાંનો આ ઢગલો છે.' રામચંદ્રે કહ્યું, "આ ઋષિઓની તપશ્ચર્યાથી મને પ્રેરણા મળી છે. આખી પૃથ્વી રાક્ષસ વિનાની થશે." કહેવાનું એ કે ઋષિઓની તપસ્યાએ એક મંત્ર આપ્યો અને રામચંદ્રે એને સિદ્ધ કર્યો. આમ છતાં લોકો રામચંદ્રને યાદ કરે છે ને એને અવતાર માને છે. ખરી રીતે તો એ એક પૂતળું હતા, એમની પાછળ જે મંત્ર હતો તેણે આ કામ તો કર્યું હતું.

પરમેશ્વર એક પરમતત્ત્વ છે. એ જ તત્ત્વમાંથી મંત્રો સ્ફુરિત થાય છે અને એમાંથી મહાપુરુષોને સ્ફૂર્તિ મળે છે. મહાપુરુષોના વિચાર સમાજને ચેતના પૂરે છે. આમ મંત્રનું મૂળ અને સ્ફૂર્તિનું સ્થાન પરમેશ્વર જ છે. મંત્રસ્વરૂપે એ પરમ તત્ત્વ પ્રગટ થાય છે. એક અવતાર પૂરો થાય છે ત્યાં બીજો અવતાર થાય છે. એને લીધે દુનિયામાં સતત તાજગી રહે છે. એ જ ઈશ્વરની લીલા છે. રામના જમાનામાં એક મંત્ર આવ્યો, કૃષ્ણના

જમાનામાં … બુદ્ધના જમાનામાં ત્રીજો. આમ મંત્ર મળતા ગયા અને દુનિયા આગળ ધપતી ગઈ.

### સ્વરાજ્ય પછી સર્વોદયનો મંત્ર

એક મંત્ર બીજાને જન્મ આપીને પોતે લોપ પામે છે. આમ બીજમાંથી ફળ અને ફળમાંથી બીજ થાય છે. એક બીજ લોપ પામે છે અને બીજ ઊગે છે. આમ એક મંત્ર અવ્યક્ત થાય છે ત્યારે બીજો મંત્ર આવે છે. દુનિયામાં કોઈ વસ્તુ નાશ પામતી નથી વિજ્ઞાને આપણને આ શીખવ્યું છે. સ્વરાજ્યના મંત્રની પૂર્તિ થઈ ગઈ એટલે ગાંધીજીએ આપણી સામે બીજો મંત્ર ધર્યો. એમણે તો એ માટે પહેલેથી તૈયારી કરી મૂકી હતી. એ નવા મંત્રનું નામ છે 'સર્વોદય'. સ્વરાજ્યના આંદોલન વખતે જ એ બીજની વાવણી થઈ ચૂકી હતી. સ્વરાજ મળ્યા પછી એને અંકુર ફૂટ્યો છે. જ્યાં સુધી 'સ્વરાજ્ય'નો મંત્ર ચાલુ હતો ત્યાં સુધી એ ભોંયમાં વવાયેલો પડ્યો હતો, ત્યાં સુધી એનો અંકુર ફૂટ્યો નહોતો. પણ જેવું 'સ્વરાજ્ય' ફળ્યું કે પેલું 'સર્વોદય' વાવેલું પડ્યું હતું એનો ફણગો દેખાયો. અને એમ સર્વોદયનું આંદોલન શરૂ થયું.

મંત્ર શબ્દોમાં બંધાય છે. ત્યાર બાદ સમાજમાં થોડી હાલચાલ થાય છે. એમાંથી પ્રેરણા મળે છે અને પછી કામ થાય છે. 'સર્વોદય'નું કામ પણ એ જ રીતે શરૂ થયું. પહેલાં 'સર્વોદય' શબ્દ આવ્યો. એનો અર્થ ઘણો મોટો છે. એ શબ્દના બધા અર્થો એકદમ પ્રગટ નહોતા થયા, પણ એક પછી એક એનાં પાસાં ઊઘડતાં ગયાં. બધાને એમાંથી પ્રેરણા મળતી ગઈ. ગાંધીજીના ગયા પછી સેવાગ્રામમાં એક સંમેલન ભરાયું હતું. ગાંધીજીને માનનારાં બધાં એમાં ભેગા મળ્યાં હતાં. બધાએ ભેગાં મળીને નક્કી કર્યું કે આપણે ગુરુના નામે કોઈ સંપ્રદાય કે પંથ ચાલુ નથી કરવો, એ તો એક નિમિત્તમાત્ર હતા. એમણે આપણને જે મંત્ર આપ્યો તેની આપણે પૂર્તિ કરવી જોઈએ. મેં કહ્યું : મંત્રનું મૂળ પરમતત્ત્વમાં હોય છે. અનેક સંકલ્પો મારફતે એ પ્રગટ થાય છે. અપ્રગટ રૂપે તો એ બધા હોય છે. 'સર્વોદય' એ પણ કોઈ નવી વસ્તુ નથી, એ કોઈ નવો મંત્ર નથી.

એ પણ જૂનો જ મંત્ર છે. ઋષિઓએ કહ્યું હતું 'સર્વભૂતહિતે રતઃ' આપણે સૌનો ઉદય ઇચ્છીએ છીએ. સૌના કલ્યાણ માટે આપણે કામ કરવાનું છે. આ જ સર્વોદય છે.

### વિજ્ઞાન અપૂર્ણ, 'સર્વોદય' પૂર્ણ મંત્ર

વિજ્ઞાનનો વિકાસ થયો ત્યારથી લોકો નવી રીતે વિચાર કરવા લાગ્યા છે. નવા નવા વિચાર લાવે છે અને જૂના શબ્દોના નવા અર્થ ઘટાવે છે. પણ એનાથી અનર્થ થાય છે કારણ કે વિજ્ઞાન અપૂર્ણ છે. એ લોકો અપૂર્ણ વિજ્ઞાનમાંથી અપૂર્ણ મંત્રો દુનિયા સામે કાઢીને ધરે છે. આજે પશ્ચિમવાળાઓનું વિજ્ઞાન ચાલે છે એ અધૂરું છે. એણે એક વિચાર આપ્યો છે: Greatest good of the greatest number– 'વધુમાં વધુ લોકોનું વધુમાં વધુ ભલું', આ એક જોખમકારક શબ્દ છે. વિજ્ઞાનના યુગમાં આપણને આ શબ્દ મળ્યો. એના દમામથી અંજાઈ જઈને આપણે માની લીધું કે આ તો આપણા ભલા માટેનો શબ્દ છે. પણ એમાંથી 'ભેદાસુર' જન્મ્યો. પછી થોડી સંખ્યા (લઘુમતી)–વધારે સંખ્યા (બહુમતી). એમાંથી સંખ્યાસુર નીકળ્યો. આ લઘુમતી ને બહુમતીના વાદમાં પડ્યા ત્યારથી દુનિયાના તમામ દેશોમાં ઝઘડા ફાટી નીકળ્યા છે. અને આવા અધૂરાં મંત્રને કારણે એ વિચાર એકાંગી થઈ ગયો.

એની પૂર્તિ આત્મજ્ઞાનના દર્શન વિના થઈ શકે. સૌનું ભલું થવું જોઈએ એ પૂર્ણ વિચાર છે. વધુમાં વધુ લોકોનું ભલું એ પૂર્ણ વિચાર નથી કારણ કે એમાં થોડા લોકોને અન્યાય થાય છે. કુટુંબમાંથી નવ જણાનું ભલું થાય અને એકનું નહીં એ રીતે આપણે વિચાર કરતા નથી. પણ આખા સમાજનો સવાલ આવીને ઊભો ત્યાં વિજ્ઞાને કહ્યું 'વધુમાં વધુ લોકોનું વધુમાં વધુ ભલું થવું જોઈએ!' પણ આપણે સૌનું કલ્યાણ વાંછીએ છીએ. તો આમ વિજ્ઞાન એ અધૂરો મંત્ર છે અને સર્વોદય પૂર્ણ મંત્ર છે. સર્વોદયમાં આત્માનો વિચાર રહેલો છે. એનો અભ્યુદય આત્માના જ્ઞાનમાં છે. સર્વોદયે પૂરો વિચાર આપ્યો છે. એ પૂર્ણ, સત્ય અને શુદ્ધ છે. 'વીસ વિરુદ્ધ પચ્ચીસ' એ પ્રમાણે મતગણતરી કરવાની અમે [illegible] છીએ.

આત્માના ટુકડાઓનો ખોટો વિચાર આત્મજ્ઞાનમાં નથી આવતો. આત્મા તો એક, અવિભાજ્ય, પૂર્ણ, સમાન અને નિર્દોષ છે. એ તમામ પ્રાણીમાં સમાન રૂપે વસેલો છે. 'આપણે પૂર્ણ છીએ, આ પૂર્ણ છે, પેલું પણ પૂર્ણ છે, અને પૂર્ણમાંથી પૂર્ણ જ જન્મે છે.' આત્મજ્ઞાન પૂર્ણ છે તેથી એમાંથી પૂર્ણ વિચારો પ્રગટે છે. એમાં 'લઘુમતી બહુમતી' ને સ્થાન નથી. આપણી સમક્ષ એ વિચાર આવ્યો છે. આપણે એનું એક એક પાસું લઈને કામ કરી શકીએ. આ ભૂમિનો સવાલ એ સર્વોદયનું પાયાનું પાસું છે.

## પૂર્ણ મંત્રમાં એકતાની શક્તિ

આ તો હજી પાશેરામાં પહેલી પુણી છે. સર્વોદય વિચારનું આ પ્રથમ પગલું છે. સ્વરાજ્ય પછી આપણને સર્વોદયનો આ નવો મંત્ર મળ્યો. નદીના મૂળ આગળ એનું પરિશુદ્ધ રૂપ હોય છે. સર્વોદયની નદી આજે આગળ વહેવા લાગી છે. એક એક કરતાં સૌ એને અનુકૂળ થઈ રહ્યાં છે. આજે દેશમાં જૂના વિચારવાળી કેટલીયે સંસ્થાઓ ચાલે છે. કૉંગ્રેસવાદી, સમાજવાદી, હિંદુ મહાસભાવાદી વગેરે અનેક વિચારની સંસ્થાઓ ચાલે છે. એ લોકો જેમ જેમ વિચારમાં આગળ વધતા જાય છે તેમ તેમ એમનાં મન સર્વોદય વિચારની પકડમાં આવતાં જાય છે. એનું કારણ એ કે પૂર્ણ મંત્રમાં એકતાની શક્તિ હોય છે, જ્યારે અધૂરા મંત્રોમાં ભૂલભરેલા વિચાર હોય છે. આવા અધૂરા મંત્રોને મંત્ર કહેવા જ શા-સારુ ? એ ભૂલભરેલા વિચાર જ છે. સમાજને વઢિયાં વઢિયાં કરી નાંખનારા એ અધૂરો વિચાર હોય છે. પણ લોકો એને માની પણ લે છે. આજે દુનિયામાં બે વિચાર ચાલે છે, એક તો સમાજના ભાગલા પાડનારો અને બીજો સમાજને એકરસ કરનારો સર્વોદયનો વિચાર. દુનિયામાં એના પર ચર્ચાઓ ચાલે છે. આ બે વિચારો વચ્ચે એક જાતનો સંઘર્ષ થઈ રહ્યો છે. એ સંઘર્ષ દિવસે દિવસે વધતો જાય છે. સર્વોદયના હાથમાં હથિયાર નથી, વિચાર છે. એ વિચારથી હથિયારને તોડી શકે તેમ છે. જ્યારે હથિયારવાળા વધીને આજે ઍટમબૉમ સુધી પહોંચી ગયા છે. આખી દુનિયા પર એની અસર

વરતાવા લાગી છે. પણ અંતે સર્વોદયના વિચારમાં રહેલી આધ્યાત્મિક શક્તિ અવશ્ય કામ કરવાની છે અને એનો વિચાર ચાલવાનો જ છે.

### અદ્વૈતવાદી સર્વોદય

હિંદુસ્તાનમાં અલગ અલગ પાર્ટીઓ છે. એ બધા આપસ આપસમાં ભેદભાવ રાખે છે, પણ ભૂદાનનું કામ તો એ બધાં જ કરે છે. એ બધાંએ આ વિચારને સ્વીકારી લીધો છે. એની વિરુદ્ધ હોય એવું હજી સુધી તો મને કોઈ ભેટ્યું નથી. એ લોકોમાં અંદરો અંદર વિચારભેદ ઊભા થાય છે પણ ભૂદાન માટે તો એક જ મંચ પર આવીને સૌ ખભેખભો મિલાવી કામ કરે છે. દિવસે દિવસે આ વધતું જાય છે. આગળ ઉપર તમે જોશો કે તમામ પક્ષો આમાં કામે લાગ્યા છે. આખા સમાજને એકરસ કરવાનો આપણો આ પ્રયત્ન અવશ્ય સફળ થશે અને એમાંથી જ એક મહાન શક્તિ પ્રગટશે.

स्वसिद्धान्तव्यवस्थासु द्वैतिनो निश्चिता दृढम् ।
परस्परं विरुद्ध्यन्ते तैरयं न विरुद्ध्यते ॥

જે સમગ્રને નથી માનતા, એક અંશને માનનારા છે—એ અંશ ભલેને ગમે તેટલો મોટો હોય—તો પણ એ અંશવાદી છે. એમને દ્વૈતવાદી કહે છે. એમણે વિચારની પાકી ગાંઠ વાળેલી હોય છે. એ લોકો પોતાનો વિચાર પાર્ટીને આપે છે અને માને છે કે એ જ વિચાર શ્રેષ્ઠ છે. પછી એક પાર્ટી બીજી પાર્ટી સામે પેંતરો માંડે છે. દરેક પોતાના ધર્મને તથા પોતાની પાર્ટીને આગળ વધારવા મથે છે અને પછી અંદર અંદર ઝઘડા કરે છે. પણ આ બધા પક્ષો સર્વોદયના પેટમાં સમાય છે. સર્વોદયને કોઈની સાથે વિરોધ નથી. એ સૌને પોતાની પાંખમાં સમાવે છે. એ અદ્વૈતવાદી છે.

ભૂદાનમાં આવે છે તે બધાં સાથે મળીને કામ કરે છે. શરૂમાં એમના મનમાં વિચારભેદ હોય છે, પણ જેમ જેમ કામ કરતાં જાય છે તેમ તેમ ભેદ ઘટતા જાય છે અને કોઈ પ્રત્યે દ્વેષની લાગણી રહેતી નથી. આજે હવે એવાં દશ્યો દેખાવા લાગ્યાં છે. એકબીજા સાથે વાત સુદ્ધાં નહોતા કરતા એવા લોકો ભેગા મળીને કામ કરવા લાગ્યા છે. હા, દિલમાં હજી

જરા સંકોચ હશે પણ વિરોધી વિચાર નથી રહ્યા. આમ આગળ ચાલતાં તમામ એક વિચારના થઈ જશે અને આખો સમાજ એકરસ થશે એવી મારી અપેક્ષા છે. સર્વોદય વિચારની ખૂબી જ એ છે કે એ તમામ વિચારોને પોતામાં સમાવે છે. મને આ જ વિચારમાંથી પ્રેરણા મળે છે.

### મંત્રથી વામણાં વિરાટ બને છે

આજે અઢી વર્ષથી હું ફરું છું. આ મંત્ર મને રોજ નવો વિચાર અને નિરંતર પ્રેરણા આપે છે. હું તમને કહું છું કે તમે સૌ મહાન છો, નાનાં નથી. આ મંત્ર તમારી સામે પ્રગટ્યો છે. એની સામે કોઈ નાનું રહી જ નથી શકતું. રામનો મંત્ર મળ્યો કે વાંદરાં વાંદરાં મટી ગયા અને રીંછ રીંછ મટી ગયા. સાધારણ મનુષ્ય સાધારણ ન રહ્યો. મંત્રે આવીને એમનાં શરીરોને અભિમંત્રિત કર્યાં. પછી શરીર શરીર ન રહ્યાં, સૌ એ મંત્રનાં વાહન થઈ ગયાં. આ કામમાં નાના નાના માણસો કામ કરે છે. મને નવાઈ લાગે છે કે આ બધાંને ક્યાંથી પ્રેરણા મળે છે. બાળક, સ્ત્રીઓ, નાનાં ને મોટાં સૌ કહેતે સૌને પ્રેરણા થઈ રહી છે અને સૌ દાન દેવા લાગ્યાં છે. આંધળાઓએ પણ દાન દીધાં છે. અને હવે તો નવો અધ્યાય શરૂ થયો છે: જમીનદારો પણ જાગ્યા છે. આવો વિશ્વવ્યાપક મંત્ર પ્રગટ થાય ત્યાં કોઈ નાનું નથી રહેતું. મંત્રનો આપણા પર પ્રભાવ પડે છે. તમે પણ આવી જ શ્રદ્ધા રાખીને કામમાં લાગી જાવ. સર્વોદયમાં શ્રદ્ધા રાખો. સર્વોદય સિદ્ધ કરવા માટે તમારામાંથી એક ભાગ બીજાને આપો. આપણું છે એ આપણું નથી, સૌનું છે. માટે જ એક ભાગ આપો.

### યજ્ઞમાં ઘી નહીં, પણ આસક્તિ બાળવાની છે

'अग्नये इदं न मम'—જે આપણું છે તેમાંથી એક ભાગ અગ્નિને અર્પો. એ ભાગ અગ્નિનો છે, આપણો નથી. નાના ટુકડા પડવાથી ઉત્પાદન ઘટે છે એમ નથી. યજ્ઞમાં ઘી હોમાતું હતું ત્યારે લોક કહેવા લાગ્યું, "આ તો ઘી બળે છે!" ઋષિએ જવાબ વાળ્યો, "ઘી નથી બળતું, એ તો તમારી આસક્તિ બળે છે." એ જમાનામાં જંગલો સાફ કરતા, બાળતા ને લોકોને ત્યાં વસાવતા. એ વખતે અગ્નિના સ્થૂળ રૂપની ઉપાસના થતી.

પણ આજે તો હવે માહ્યલો અગ્નિ પેટાવવાનો છે. અંદરના અગ્નિની જ ઉપાસના કરતા શીખવાનુ છે અને એમા આપણા સ્વાર્થની આહુતિ આપવાની છે જે ધરતી સાથે આપણુને મોહ બંધાઈ ગયો છે તે જ ધરતીનો મોહ છોડવાનો છે અને એ ધરતીની આહુતિ આ યજ્ઞમા આપવાની છે હું તો એટલે સુધી કહું છુ કે આનાથી દેશનુ ઉત્પાદન ઘટતુ હોય તો તેય મને મંજૂર છે દિલ મળશે તો ઉત્પાદન તો સોગણુ થઈ જશે ખેડૂત સારામા સારુ બી વાવે છે; એ વખતે લાગે છે કે એ સારુ બી નાશ પામ્યું, પણ થોડી ધીરજ ધરીએ તો પછી દેખાય છે કે કશુ ખોયું તો નથી, ઊલટું ચારગણું પામ્યા છીએ એક બી વાવીએ છીએ તો સોગણું થઈ જાય છે.

તેથી તમે તમારી જમીન ગરીબોને વહેંચી આપો વહેંચી દેવાથી દિલો સંધાશે, પછી ભલે જમીનના ટુકડા થતા. તમે ધારશો તે એમાથી પકવી શકશો. તમે હળીમળીને કામ કરશો તો એમાંથી સોગણું પાકશે. અગ્નિમાંઘી નાશ નથી પામતુ પણ સોગણું થઈ જાય છે હું નજરે ભાળી રહ્યો છુ કે એ સોગણુ વધી રહ્યુ છે આ તો મે દાખલા બદલ કહ્યુ બાકી આ જમાનામાં કોઈ ઘી બાળીને યજ્ઞ કરે તો તે મને નહીં રુચે. જે જમાનામાં એ ચાલતું હતું તે જમાનામા એ બરાબર હતું.

મારે ટૂંકી દૃષ્ટિ છોડીને લાંબી દૃષ્ટિ અપનાવો. મારો ઉદ્દેશ જમીનના ટુકડા કરવાનો નથી, મારે તો દિલ જોડવા છે. દિલના ટુકડા ટુકડા થઈ ગયા છે તે મારે સાધના છે હું કપડાની જેમ દિલોને સીવી રહ્યો છું. દરજીને પૂછશો કે ભાઈ કપડું કેમ વેતરે છે? તો કહેશે કે કપડું સીવવા માટે વેતરુ છું. આ ધરતી જર્જર થઈ ગઈ છે, ટુકડા ટુકડા થઈ ગઈ છે. એટલે જ એને એક વાર જોઈએ તો વેતરીને પણ ગરીબોને વહેંચવી છે અને આખા દેશને એકરસ કરવો છે

દુલ્લાસગંજ, ૯–૮–૧૯૫૩

## અહિંસાથી જ ધર્મ-પ્રચાર થવો સંભવ : ૧૦ :

આજે સવારે નાલંદાનાં અવશેષો જોવા ગયો હતો. એ એક પ્રાચીન ઐતિહાસિક સ્થાન છે. પુરાણી સ્મૃતિઓ મનુષ્યમાં ઉત્સાહ પ્રેરે છે અને કર્તવ્ય માટે પ્રેરણા આપે છે. આપણા ઇતિહાસમાં બન્યું તે બધું જ સારું હતું એમ નથી. એમાં કેટલુંક સારું છે તો કેટલુંક નરસું પણ છે.

### ઇતિહાસનું સારું-નરસું

ઘણુંખરું લોકો ઇતિહાસમાં થઈ ગયું તે બધું સોનાનું જ માનતા હોય છે. એમાં જે કાંઈ ખોટું હોય તો તે તરફ જોતા નથી કે આ ખોટું છે. આપણને આપણા સારા અને નરસાપણા બન્નેનો ખ્યાલ હોવો જોઈએ. વિવેક અને સમન્વયવાળી બુદ્ધિથી ઇતિહાસનું દર્શન કરવું જોઈએ, તો જ લાભ થાય. આજકાલ શાળામાં બાળકોને મરી ગયેલા રાજા-મહારાજાઓનાં નામો ગોખવાં પડે છે. પણ ઇતિહાસ એટલે રાજા-મહારાજાઓનો ઇતિહાસ નથી. પોતાના જીવનમાં ઉપયોગી અને સારી નીવડી શકે એવી કોઈ વસ્તુ આપણને જૂના ઇતિહાસના અનુભવોમાંથી મળતી હોય તો તે ગ્રહણ કરી તેનો આપણે લાભ ઉઠાવવાનો હોય છે. એમાં કંઈ ખૂરાઈ હોય તો તેનાથી બચીને ચાલવું જોઈએ. એટલે ઇતિહાસના અભિમાનનું પ્રયોજન જ નથી, આપણને એનું દર્શન થવું જોઈએ.

### વિદ્યાની પ્રાચીન પરંપરા

નાલંદાનું દૃશ્ય ખૂબ જ મધુર અને સારું લાગ્યું. હજારો વિદ્યાર્થીઓ અહીં આવતા અને અધ્યયન કરતા. પણ એ કંઈ આપણે માટે નવી વાત નથી. નાલંદા યુનિવર્સિટિ પ્રાચીન તો છે જ, પણ આપણા જૂના ગ્રંથો જોઈએ છીએ તો ખબર પડે છે કે નાલંદાથી પહેલાં પણ ખૂબ જૂના કાળથી આપણે ત્યાં અધ્યયન ચાલતું આવ્યું છે. વહેલી સવારે વિદ્યાર્થીઓ ગુરુ પાસે વિદ્યાધ્યયન, મનન અને ચિંતન કરતા. પ્રાતઃકાળમાં ગાઢ રહીને એ પોતાનો અમૂલ્ય વખત નકામો ન કાઢતા. વેદોમાં કહ્યું છે :

यो जागार तं ऋचः कामदन्ते । જે જાગે છે તેમને ભગવાન યાદ કરે છે અને એમને ઋચાઓ સ્ફુરે છે.

આ પરંપરા આપણે ત્યાં અનંત કાળથી ચાલી આવે છે. બુદ્ધ ભગવાનના જમાનામાં પણ એ ચાલી. પણ જ્યારથી અંગ્રેજી વિદ્યા આવી ત્યારથી આપણે એ ધર્મ છોડયો છે. ત્યારથી વિદ્યા શહેરમાં આવી. પણ આ વિદ્યા 'વિદ્યા' નથી, એ પેટભરી છે. એને તો અવિદ્યા જ કહેવાય. પરિણામ એ આવ્યું કે શીખનારાઓ શહેરમાં જઈ વસ્યા, ગામડાંમાં રહેવાનું એમણે છોડી દીધું. તેમ છતાં અંગ્રેજી વિદ્યા તો બહુ જ થોડાં શીખી શકયા અને બાકીના બધા ઠોઠ રહ્યા. એમનામાં જે કંઈ સંસ્કાર હતા તે તો જતી વખતે મૂકતા ગયેલા, અને ત્યાં શહેરમાં જઈને આપણી સંસ્કૃતિથી ઊલટા વિચાર એમણે શીખવા માંડયા.

### ઉપનિષદ્કાળનું રાજ્ય

ઉપનિષદ્માં એક રાજા પોતાના રાજ્યનું વર્ણન કરતાં કહે છે:

न मे स्तेनो जनपदे न कदर्यः न मद्यपः।
न अनाहिताग्निः न अविद्वान्......।

અર્થાત્ મારા રાજ્યમાં કોઈ ચોર નથી, કોઈ કંજૂસ નથી. કંજૂસ હોય ત્યાં ચોર પાકવાના. હું કેટલીયે વાર કહું છું કે કંજૂસ એ ચોરનો બાપ છે. કંજૂસ જ ચોરી વધારે છે. એ રાજાએ એમ પણ કહ્યું છે કે એના રાજ્યમાં કોઈ પણ દારૂ પીતું નથી. એ કાળમાં ભારતમાં કોઈ દારૂ પીતું નહોતું. પણ અંગ્રેજોએ આવીને દારૂને ફૅશન બનાવ્યો અને શહેરોમાં દારૂ છડેચોક પીવાવા લાગ્યો. આજે તો એને બંધ કરતાં પણ આપણને બીક લાગે છે. રાજાએ એમ પણ કહ્યું છે કે એના રાજ્યમાં કોઈ અવિદ્વાન નથી—એવું કોઈ નથી કે જે લખી વાંચી ન જાણતું હોય, અને એવુંયે કોઈ નથી જે ભગવાનની પૂજા ન કરતું હોય. એટલે કે ખૂબ પ્રાચીન કાળથી આપણે ત્યાં વિદ્યા ચાલી આવે છે. આજે હવે આપણે આત્મજ્ઞાન અને વિજ્ઞાન એ બંનેનું અધ્યયન કરવાનું છે. પ્રાચીન કાળથી ચાલ્યું આવતું જ્ઞાન તો લેવાનું જ છે, ઉપરાંત પશ્ચિમ પાસેથી વિજ્ઞાન પણ શીખવાનું છે.

નાલંદાનાં ખંડેરો આપણને એ જ પાઠ આપે છે. આમ આપણે આપણા
ગુણોનો વિકાસ કરવો જોઈએ.

### બળજબરીથી ધર્મનો પ્રચાર નથી થતો

અહીંથી આપણે શું ન કરવું જોઈએ તે પણ શીખવા મળ્યું. મેં
અહીં એક ચિત્ર જોયું. શંકર-પાર્વતીના માથા પર એક મૂર્તિ ઊભી
રાખી છે. એટલે કે કોઈ બૌદ્ધ રાજા છકી ગયો હશે. એટલે એ વખતના
મૂર્તિ બનાવનારાએ આવું ચિત્ર ચીતરીને બતાવવા ધાર્યું હશે કે ધર્મની
જીત થઈ છે. હવે એ રાજાની વિદ્યા પણ અહીં શીખવાઈ હશે. પણ આમ
એક ધર્મનો ઉદય થાય અને તે બીજા ધર્મને જીતે એવું બનતું હોય, એમ
હું નથી માનતો. બુદ્ધધર્મના નાશનાં અનેક કારણો પૈકીનું એક આ પણ
છે. તેથી જ અહીં બુદ્ધધર્મ ટકી ન શક્યો. બળજબરી આવે છે ત્યા ધર્મ
ઝંખવાય છે. ધર્મના પ્રચારમાં શારીરિક બળનો ઉપયોગ થવો શરૂ
થાય છે ત્યારે ધર્મ ટકતો નથી. એકલા બુદ્ધધર્મ માટે જ આમ છે એવું
નથી. શૈવ, વૈષ્ણવ વગેરે તમામ ધર્મોમા આમ જ થયું છે ધર્મ-પ્રચારનો
ઉત્સાહ વધારે પડતો થઈ જાય છે ત્યારે એમાં વિવેક રહેતો નથી. રાજા-
મહારાજાઓનો ટેકો લઈને બળજબરીથી ધર્મનો પ્રચાર થવા માંડે છે
ત્યારે ધર્મ 'ધર્મ' રહેતો નથી. બળાત્કારે કોઈ ધર્મ ટકતો નથી. પછી એ
તો 'અધર્મ' બની જાય છે. ઠેઠ પ્રાચીન કાળથી આમ બનતું આવ્યું છે.

પરશુરામે પૃથ્વીને નક્ષત્રી કરવા પ્રયત્ન કર્યો એણે પૃથ્વીને એકવીસ
વાર નક્ષત્રી કરી. આમ છતા પૃથ્વી પર ક્ષત્રિયો રહ્યા જ કારણ કે પરશુરામ
પોતે આમ તો બ્રાહ્મણ હતા પણ એમણે કામ ક્ષત્રિયોનું જ કર્યું. એટલે જ
ક્ષત્રિયત્વનું એક બી વવાયું. બ્રાહ્મણ હોવા છતાં એ શાંત રહી ન શક્યા.
એમણે પોતે જ ક્ષત્રિયોનાં હથિયાર ધારણ કર્યાં. એટલે એ પોતાનું ધાર્યું
પાર ન પાડી શક્યા. એ શાંતિપૂર્વક કામ કરત તો એમનું ધાર્યું પાર
પડત. પણ એમનું પોતાનું જ ધર્માંતરણ થઈ ગયું હતુ.

મુસલમાનોએ પણ બળજબરીથી ધર્મ-પ્રચાર કર્યો. પણ કુરાનમાં તો
લખ્યું છે કે ધર્મની બાબતમાં બળજબરી ન થઈ શકે. સમાજની સામે

સત્ય અને મિથ્યા એ બન્ને વસ્તુ ધરી દેવી જોઈએ અને પછી શું લેવું ન લેવું તે સમાજ પર છોડવું જોઈએ. સત્ય અને મિથ્યા કંઈ ઢાંક્યાં રહે તેમ નથી. લોકને જે સત્ય લાગશે તેને પકડશે અને મિથ્યા લાગશે તેને છોડશે. કુરાનમાં તો આમ લખ્યું છે છતાં મુસલમાન રાજાઓએ બળજબરીથી જ ધર્મ ફેલાવ્યો. એનાથી તો દ્વેષ જ વધ્યો. આજે મહંમદ પેગંબર હોત તો એમને આ સંખ્યાના વધારાથી આનંદ થયો ન હોત.

બધાં જ ધર્મોએ સંખ્યાનો વિચાર કર્યો છે એ વાત સાચી. પણ ધર્મ કંઈ સંખ્યામાં નથી વસતો. એ તો નિર્મળ પરિશુદ્ધ તત્ત્વ છે. માનવની માનવતા વધારવી એ જ તમામ ધર્મોનું કાર્ય છે. એને જ સિદ્ધ કરવા માટે જુદા જુદા ઋષિઓએ જુદી જુદી રીતે સમાજ સામે ધર્મની રજૂઆત કરી અને પોતે તે પ્રમાણે પાલન કર્યું. એમણે તટસ્થ બુદ્ધિથી ધર્મની રજૂઆત કરી. પણ આગળ ચાલતાં અવિચારને બળજબરીથી કાઢવાનો પ્રયત્ન થયો ત્યારે એ સફળ ન થયો. કારણ, બળજબરીથી તો અવિચાર પણ નીકળતો નથી. બળજબરીથી આચાર–વિચાર શીખવવા એ અધર્મ છે.

## બળજબરીથી ધર્મનો લોપ થાય છે

કોઈ શંકર–પાર્વતીની પૂજાને ધર્મ સમજે છે તો કોઈ એમની પૂજાને અધર્મ સમજે છે. જેને એ ખોટું લાગતું હોય તે એ ભલે ન કરે; પોતાની ભૂમિકા પ્રમાણે એ ભલે પોતાનો ધર્મ આચરતો. જેની ભૂમિકામાં મૂર્તિ-પૂજા માન્ય છે તે મૂર્તિપૂજા કરશે અને જેને માન્ય નથી તે નહીં કરે. પણ પોતાની ભૂમિકા બીજા પર બળજબરીથી ઠોકી બેસાડવી એ અધર્મ છે. એનાથી ધર્મનો લોપ થાય છે. અને આવાં જ કારણોને લીધે યુવાન વર્ગમાં ધર્મ પ્રત્યે અશ્રદ્ધા પેદા થઈ છે, અને નાસ્તિકો વધ્યા છે. આટઆટલા નાસ્તિકો છે તે આને લીધે જ. ધર્મ સંખ્યાબળથી નથી વધતો, એ તો નિર્મળ અને પરિશુદ્ધ પ્રચારથી જ વધે છે. આમાં મારે કોઇની નિંદા નથી કરવી, પણ તમામ ધર્મોમાં જે એક દોષ ભરાઈ ગયો છે તેનું દર્શન માત્ર કરાવવા માગું છું. આપણે એમાંથી ધડો લેવો જોઇએ.

સત્તાવન સુધીમાં ભૂદાનનું કામ પૂરું થાય એમ હું ઇચ્છું છું. પણ મારે બળજબરીથી કામ નથી લેવું, ધીરજપૂર્વક કામ કરવું છે. હું ધીરજ ખોઈ બેસું તો શાંતિ પણ ખોઈ બેસીશ. આમેય બળજબરીથી કોઈ કામ સરતું નથી, અને સર્યું તો તે ખોટું જ હશે. ધારો કે બળજબરીથી વધારે જમીન મળી પણ ગઈ. તો એનાથી નથી તો મારું ભલું થવાનું કે નથી તો દુનિયાનું ભલું થવાનું. એટલે મારા મનમાં સતત એક વાતની ચિંતા હોય છે કે હું મારો વિચાર લોકોને સમજાવું અને એ સમજીને જ લોકો મને જમીન આપે.

## ભૂદાન શુદ્ધ ધર્મકાર્ય

આ શુદ્ધ ધર્મચક્ર-પ્રવર્તનનું કામ છે. એટલે હું શુદ્ધ ભાવથી જમીન માગું છું. આજે બુદ્ધ ભગવાન જીવતા હોત અને જોત કે શિવ-પાર્વતીને માથે પગ દઈને એક બૌદ્ધ ઊભો છે તો શું એ ખુશ થાત? એમને એ જોઈને ખૂબ દુઃખ થાત. પણ ઉન્માદી લોકો ઉત્સાહના આવેશમાં છકી જઈને આવું કરી બેસે છે. વૈષ્ણવોએ પણ આવાં કામ કર્યાં છે. આ બધાં તામસ બુદ્ધિનાં લક્ષણ છે. ધર્મકાર્યમાં બળજબરી ને અત્યાચાર ચાલી શકતાં નથી એ આ ખંડેરોએ શીખવ્યું. ધર્મકાર્ય પવિત્ર હોય છે. એ અહિંસાથી જ થવું જોઈએ. પછી ભલેને એને પાર પડતાં વખત લાગે.

સત્તાવન સુધીમાં ભૂદાનનું કામ પૂરું કરી નાખવા માટે હિંસાની પણ મદદ લેશો તો ચાલશે એવું મેં ક્યારેય નથી કહ્યું. મારે તો અહિંસાથી, પ્રેમથી સમજાવીને આ કામ કરવું છે. પ્રેમથી એ કામ ન જ થવાનું હોય તો સત્તાવન તો શું હજાર વર્ષે પણ ભલે ના થતું. એકની જમીન લઈને બીજાને સોંપવાનો આ ગોરખ-ધંધો મને સૂઝ્યો જ કેમ? મારો ઉદ્દેશ એટલો જ છે કે લોકોમાં પ્રેમ, ત્યાગ અને પરસ્પર સહકારની ભાવના પેદા થાય. અને તેથી જ મેં આ ભૂમિનો સવાલ હાથ ધર્યો છે. આવો કોઈ પણ સવાલ ઉપાડીને ધર્મ-પ્રચાર કરો તો લોક તરત જ સમજી જાય છે. લોકોના જીવન પર એની અસર પડે છે. માત્ર વિચાર-પ્રચાર કરતા ફરીએ તો લોકોને વાત ઝટ નથી સમજાતી. માત્ર પ્રેમ કરવાની

વાતો કરતા ફરીએ તો વાત હવામાં જ રહી જાય છે ને અસર થાય તો પણ બહુ જ સૂક્ષ્મ થાય છે. તેથી જે તે જમાનાના લોકોએ પોતપોતાની રીતે તે જમાનાના સવાલો ઉપાડી લઇને ધર્મનો પ્રચાર કર્યો તે એ શુદ્ધ ધર્મ-વિચારનો પ્રચાર હતો.

### ભૂદાનના વાહને ચઢીને ધર્મચક્ર-પ્રવર્તન કરવું છે

મને પણ જમીનનો સવાલ એક નિમિત્તરૂપે જ મળ્યો છે. ખરી રીતે મારે તો શુદ્ધ ધર્મનો પ્રચાર કરવો છે અને સાથે ત્યાગ તથા પ્રેમની ભાવના ફેલાવવી છે. ભગવાન વિષ્ણુનું વાહન જેમ ગરુડ છે અને શિવનું વાહન નંદી છે તેમ આ ભૂદાનનું કામ પણ એક વાહન જ છે. વાહન વગર કામ ન ચાલે તેથી વાહનની જરૂર પડે છે. એ સાકાર નથી હોતું, અવ્યક્ત હોય છે. ભૂદાનનો સવાલ મારે માટે વાહન બની ગયો છે. એટલે એના પર ચઢીને હું ધર્મચક્ર-પ્રવર્તનનું કામ કરવા નીકળ્યો છું.

### સત્ય સર્વશ્રેષ્ઠ ધર્મ

આપણે આપણા કાર્યમાં જરા પણ આસક્તિ ન રાખવી જોઈએ એ પણ મારો નિર્ણય થઈ ચૂકયો છે. ફળની આસક્તિને કારણે અંદર કોઈ દોષ ન ઘૂસી જાય તેનો ખ્યાલ રાખવો જોઈશે. દાળભાતનો ખાનારો એમાં કંઈ જરા કસ્તર આવી ગયું તો સહી લે છે પણ શુદ્ધ દૂધમાં તો જરા પણ કચરો કસ્તર સહન નથી થતું. તેમ ધર્મકાર્યમાં જરા જેટલો પણ અધર્મ આવે તો તે મારાથી સહન નથી થતું. અધર્મના ટેકે ધર્મ વધી શકે એવું હું વિચારી શકતો નથી. ધર્મ તો પોતાના પરિશુદ્ધ સત્ય તત્ત્વને આધારે ફેલાય છે. હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી વગેરે તમામ ધર્મોએ આ શીખવું જોઈએ. એમણે ધર્મના નામે અનેક જુલમો કર્યા છે એનું પરિણામ એ આવ્યું કે જુવાનો કહે છે કે અમને તમારા ધર્મમાં શ્રદ્ધા નથી. અમને તો માત્ર સત્ય, ન્યાય અને દયા ખપે છે. આમ એમનામાં તમામ ધર્મો પ્રત્યે અશ્રદ્ધા જન્મી છે. પણ હું એમને કહું છું કે બરાબર છે, તમને જેનામાં શ્રદ્ધા છે તેને જ અમે ધર્મ કહીએ છીએ. સત્યથી મોટો એકે ધર્મ નથી. नास्ति सत्यात् परो धर्मः। સત્યથી મોટો ધર્મ હોઈ

શકે નહીં. જે ધર્મમાં માનતા હો તેને માનો, પણ સત્યનું માન તો દરેક ધર્મમાં છે.

## ધર્મનો સાર–અભિમાનરહિત દયા

સરસ મઝેની પાકેલી કેરીમાં પણ છાલ ને ગોટલી હોય છે. એ એના રક્ષણ માટે હોય છે. પણ આપણે તો છાલ ને ગોટલી ફેંકી દઈને રસ જ ખાઈએ છીએ તેમ ધર્મ-ગ્રંથના મુખ્ય તત્ત્વ અને સાર જ ગ્રહણ કરવા જોઈએ. તમામ ધર્મોનો સાર છે: 'દયા અને પ્રેમ' દયા રાખો અને સચ્ચાઈપૂર્વક વર્તો. તુલસીદાસજીએ કહ્યું છે: 'दया धर्मका मूल है।' અને લાગતું જ એની સાથે લખ્યું, "पाप मूल अभिमान।" લોક દયા તો કરે છે પણ ધણી થઈને બેસે છે. એ સંપત્તિનો સંઘરો કરે છે. પણ માલિકીની ભાવના રાખીને દયા કેવી રીતે કરી શકવાના હતા? દયામાં હું માલિક છું અને પેલો ભિખારી છે એવી ભાવના રાખવાથી તો અભિમાન થયું, પાપ થયું. આવી અભિમાનની ભાવના આવી તો તે પાપ જ છે. દયા કેવી હોવી જોઈએ? તુકારામે કહ્યું છે: બાપ જેમ બેટાની દયા ખાય છે તેમાં જરા જેટલું પણ અભિમાન નથી હોતું તેવી જ દયા આપણે પ્રાણિમાત્ર પર રાખવી જોઈએ.

ભૂદાનના કામમાં આવી જ ભાવના હોવી જોઈએ. હું લોક પાસે ભીખ નથી માગતો. હું તો લોકોને મારો વિચાર સમજાવું છું અને તેથી લોક મને દાન આપે છે. આપણે માલિક તો રહીએ જ અને પછી દાન દેતા જઈએ તો તેથી કોઈ ફાયદો નહીં થાય. આપણે માલિકી છોડવી જ પડશે. હું તમારી પાસે ગરીબોનો ભાગ માગું છું. મારે એમનો ભાગ જોઈએ છે. તમે ગરીબોનો અધિકાર સમજીને આપશો તો તમને સમજાશે કે તમે કોઈ ઉપકાર નથી કર્યો, ઊલટું તમારા પર જ ઉપકાર થયો છે. જ્યાં આવું નહીં સમજાય ત્યાં સાચી દયા નહીં હોય. સાચી દયા અભિમાન વિનાની હોય છે. તમામ ધર્મોનો આ જ સાર છે, 'દયા કરો અને અભિમાન છોડો'. હું પણ એના પર જ ભાર મૂકું છું અને પ્રચાર કરું છું. ગયામાં મેં બુદ્ધ ભગવાનના નામે સંકલ્પ કર્યો કે 'જ્યાં સુધી બિહારની

ભૂમિનો સવાલ નહીં ઊકલે ત્યાં સુધી હું બિહાર નહીં છોડું! મેં બુદ્ધ ભગવાનની પ્રેરણાથી આમ કર્યું છે. મારે મન હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ એવો કોઈ ભેદ નથી. ધર્મ જુદા જુદા હોય છે પણ એ બધાનું મૂળ તત્ત્વ એક જ હોય છે.

મુક્તિ માટે એક જ માર્ગ છે. આપણે અસત્યમાંથી સત્યમાં જવું છે: 'असतो मा सद्‌गमय, तमसो मा ज्योतिर्गमय।' આપણે અંધારામાંથી પ્રકાશમાં જવું છે. અને मृत्योर्मा अमृतं गमय। વિકારમાંથી નિર્વિકાર તરફ જવું છે. જુદી જુદી રીતે આની આ જ વસ્તુ સમજાવવામાં આવી છે. હું તમામ ઋષિઓને માનું છું, પછી ભલે એ ગમે તે ધર્મના હોય. એમની જ પ્રેરણા અને આશીર્વાદથી મારું કામ ચાલે છે. આજ મને અહીંથી ઘણું શીખવાનું મળ્યું. નાલંદા આવીને શીખ્યો કે 'કઈ વસ્તુ ટાળવી ઘટે' અને 'કઈ વસ્તુ લેવી ઘટે', તથા 'શું કરવું અને શું ન કરવું' એ પણ હું અહીંથી શીખ્યો.

નાલન્દા, ૧૭–૮–૧૯૫૩.

## અપરિગ્રહમાં શક્તિ પણ છે : ૧૧ :

મેં જ્યારથી જમીન માગવાની શરૂ કરી ત્યારથી જ મારા મનમાં સંપત્તિદાનનો વિચાર પણ હતો. પરંતુ એક કામમાં પૂરતા આગળ ધપ્યા વગર બીજાં કામોમાં શક્તિ રોકવી ઠીક નથી. બિહારમાં દાખલ થયો ત્યારે અહીં મોટા પાયા પર કામ કરવું છે એ વાત તો સ્પષ્ટ હતી. આમ તો બધે જ મોટા પાયા પર કામ કરવું છે પણ બિહારમાં એના શ્રીગણેશ થતા હતા. એટલે શરૂઆત કરતી વખતે જ મેં વિચાર કરી લીધો હતો કે માત્ર ભૂમિ આ હાથથી તે હાથ કરવાથી કામ નહીં પતે. ભૂમિહીનોને બીજી મદદ પણ આપવી રહેશે. એ જ ખ્યાલથી આજથી એક વરસ પર પટણામાં મેં સંપત્તિદાનની વાત મૂકી. એની પાછળ એક-દોઢ વર્ષનું ચિંતન હતું તોયે મેં એની પ્રથમ ચર્ચા પટણામાં કરી.

## સંપત્તિદાન એ ફાળો નથી

સંપત્તિદાનમાં કોઈ ફાળો એકઠો કરવાની કલ્પના નથી એ સારુ સમજાઈ જવું જોઈએ. આ યજ્ઞની વિશેષતા જ એ છે કે આમાં પામવાની રીત જ જુદી છે. કોઈ એક ઠેકાણે પૈસો ભેગો કરવાની વાત હોત તો આને યજ્ઞ ન કહેત. આમાં 'યજ્ઞ' શબ્દ અમસ્તો જોડી માર્યો નથી, પૂરેપૂરો વિચાર કરીને પછી જ જોડ્યો છે. આ એક એવો વિચાર છે કે જેમાંથી કોઈ છૂટી જઈ શકે તેમ નથી. આમાં એકે એકને આહુતિ આપવાની તક મળે છે. જે ધર્મ સૌને લાગુ થતો હોય તેને મુખ્ય ધર્મ અથવા પ્રથમ ધર્મ કહે છે. જેમ કે સત્ય વગેરે ધર્મો અક્ષરશઃ સાર્વજનિક એટલે કે સર્વ જનો માટે છે. એવા ધર્મો પ્રથમ ધર્મ કહેવાય છેઃ 'नः तानि धर्मानि प्रथमानि आसन्।'

સંપત્તિદાનયજ્ઞ એ આજકાલનાં બીજાં ફંડો કરતાં સાવ જુદી વસ્તુ છે. એમાં અમે પૈસો નથી લેતા, માત્ર દાન-પત્ર લઈએ છીએ. દાનની રકમનો ઉપયોગ દાતા પોતે જ ગરીબોની સેવામાં કરે છે. પણ તેમાંયે એ ગરીબોને સીધી પૈસાની મદદ નહીં કરે. કેટલાકે આમાં શંકા કરી હતી, અને એ વ્યાજબી પણ હતી કે આમાં પૈસાનો ખોટો ઉપયોગ થઈ શકે. પણ સંપત્તિદાનમાં કોઈ એક વ્યક્તિ માટે પૈસા ખરચવાના જ નથી. સામુદાયિક કામ માટે જ ખરચવાના છે, જેમ કે કૂવા માટે સિમેંટ ખરીદી આપવો અથવા બે ત્રણ ખેડૂત વચ્ચે એક બળદજોડી આપવી વગેરે. પછી કલ્પના કરવા બેસીએ કે એ તો બળદજોડી પણ વેચી મારશે અને એના પૈસાનો દુરુપયોગ કરશે તો એ જરા વધારે પડતી કલ્પના થઈ ગણાય. આપણી સદ્ભાવના જોઈને એના દિલમાં પણ સદ્ભાવના પ્રગટ થશે. અમે આ જ શ્રદ્ધાના આધારે ચાલીએ છીએ. આ કોઈ અંધશ્રદ્ધા નથી, અનુભવ-શ્રદ્ધા છે.

### સામૂહિક લક્ષ્મી

અમે ગામડે જઈને ઘેરે ઘેરથી છઠ્ઠો ભાગ ઉઘરાવીશું ત્યારે એમની પાસેથી પૈસા થોડા જ લેવાના છીએ? લોકો અનાજ કે એવી જ કોઈ

બીજી વસ્તુ આપશે. હવે આવી જે વસ્તુઓ મળશે તે પણ સમૂહને એટલેકે આખા ગામને મળશે અને એ રીતે ગામે ગામ સામૂહિક લક્ષ્મી ભેગી થશે. હું પૈસા કે સંપત્તિ શબ્દનો ઉપયોગ નથી કરતો કારણ કે એમાં ગેરસમજૂતી થવાનો સંભવ છે. હું 'લક્ષ્મી' કહું છું. દા. ત. સુથાર પાંચ હળ ઘડી આપે, બીજો કોઈ બીજું સાધન આપે. આ બધું મળીને સામૂહિક લક્ષ્મી જ થશે. ગામવાળા તેમ જ શહેરવાળા સૌને મારે આ જ વાત કહેવી છે. હું એમને કહીશ કે તમારી સંપત્તિમાં બીજાનો પણ ભાગ છે. તમે તમને એના માલિક શા માટે સમજો છો? તમે પણ તમારી સંપત્તિના એક ભાગીદાર જ છો. એવું શા માટે માનો છો કે તમારે અને સમાજને કંઈ વિરોધ છે.

## વિપરીત બુદ્ધિ

છેવટે કારખાનાના માલિક અને મજૂર એ બન્નેને એકબીજાના વિરોધી શા માટે માનવા? કોઈ દહાડો બાપના ને બેટાના અલગ અલગ મંડળો બને અને એ એકબીજા સાથે લડતા હોય એવું ભાળ્યું છે? એક અખિલ ભારતીય પિતાઓની સંસ્થા અને બીજી અખિલ ભારતીય દીકરાઓની સંસ્થા બને અને પછી બન્ને પોતપોતાનાં હિતોના રક્ષણ માટે કામ કરે એવું કદી બની શકે ખરું? બાકી આજે તો શિક્ષકો અને વિદ્યાર્થીઓ પોતાને એકબીજાનાં વિરોધી માનીને અલગ અલગ મંડળો રચે છે. પછી વિદ્યાની લૂંટ ચાલે છે. આ વિપરીત બુદ્ધિ છે, એ બધાં આસુરી સંપત્તિનાં લક્ષણો છે.

જે લોકો શારીરિક મહેનત કરે છે તે પણ આપણી સંપત્તિના ભાગીદાર છે એ વાત મારે સંપત્તિવાનોને સમજાવવી છે. આજકાલ તો લોક બળિયાના બે ભાગ (Lion's share) લેવાની કરે છે. જંગલી જાનવરોમાં એવો કાયદો હોય છે કે જે બળિયો હોય, પ્રજાને મારી ખાનારો સિંહ, તે રાજા બને છે. એટલે કોઈ જ્યારે Lion's share—સિંહનો ભાગ એટલે કે પોતા માટે વધારે પડતો ભાગ માગે છે ત્યારે એવાઓને હું પૂછું છું કે તમે તમને જાનવરોનો કાયદો શા સારુ લાગુ પાડો છો?

## જીવનભર ભાગ આપતા રહેવાનો વિચાર

ઈસુ ખ્રિસ્તે કહ્યું હતું કે 'આજનો રોટલો આજ આપજે!' આપણો કાયદો પણ આવો જ હોવો જોઈએ. આવતી કાલની ચિંતા આજે ન કરીએ. ખાવું એને એમણે પાપ લેખીને કહ્યું કે 'આજનું પાપ આજ સારુ પૂરતું છે' તમામ ધર્મે આ જ વાત કહી છે: अद्यः अद्य श्वः श्वः। માટે કાલની ચિંતા છોડો અને આજની કરો. શું તમારાં બાળબચ્ચાં એ સમાજનાં બાળબચ્ચાં નથી? વેપારમાં ભાગીદારી હોય છે તેમ માલિક અને મજૂરની ભાગીદારી કેમ ન હોય? હા, એટલી વાત સાફ છે કે હું સમતાની વાત કરું છું. હું શહેરવાળાઓને એ જ સમજાવવાનો છું કે તમે ગામડાવાળાઓ પાસેથી ચારે હાથે પામ્યા છો માટે તમારી સંપત્તિમાં ગામડાવાળાઓનો પણ ભાગ માનો. માત્ર એકવાર મૂઠીભર આપી દઈને છૂટી જવા ન માંગશો. માણસ પરણે છે ત્યારે છૂટી જાય છે કે બંધાય છે? કોઈ પણ ધર્મ કાર્યમાંથી માણસ છૂટી જવા નથી માગતો. હા, પાપ કાર્યમાંથી છૂટવા માગે છે. એ બાપડો હાથ જોડીને કહે છે કે એક વાર પાપ થઈ ગયું તે થઈ ગયું હવે બીજી વાર ન થજો. એટલે જ હું સંપત્તિવાનોને પૂછવાનો છું કે આ કોઈ પાપ કર્મ છે કે એમાંથી તમારે છૂટી જવું છે? એને ધર્મકાર્ય માનીને વારંવાર અને જિંદગીભર કરતા રહો.

લોકો કહે છે કે આ તો બહુ અઘરું કામ છે. હું કહું છું કે અઘરું નથી. એક માણસે મને કહ્યું કે હું તમને દર મહિને પચ્ચીસ રૂપીઆ આપીશ અને તે જિંદગીભર આપતો રહીશ. મેં કહ્યું એ બરાબર નથી. કાલ ઊઠીને ન કરે નારાયણ ને તમારી સ્થિતિ આવી ન રહી તો તમારે પ્રતિજ્ઞા તોડવી પડશે. એટલે કોઈ ઠરાવેલી રકમ આપવાને બદલે અમુક એક ભાગ આપવાનો ઠરાવો તો એનું જિંદગીભર પાલન કરવું તમારે માટે શક્ય રહેશે. પછી તો અડધો રોટલો જ મળે તો એમાંથી છઠ્ઠો ભાગ આપી શકો અને ઉપવાસ કરવા પાળી આવી તો એનો પણ છઠ્ઠો ભાગ આપી શકો છો. મારો આ વિચાર ગળે ઊતરે તો એનો ભાર નહીં વરતાય. માણસને જેમ પોતાના શરીરનો ભાર નથી લાગતો તેમ ધર્મનો પણ ભાર ન લાગવો જોઈએ. ધર્મ-વિચાર જીવનદાયી વિચાર હોય છે.

## શુદ્ધિ નહીં, શક્તિ પણ ભેગી

અપરિગ્રહમાં શક્તિ પણ છે એ એક વસ્તુ મારે ખાસ બતાવવી છે. અપરિગ્રહમાં શુદ્ધિ હોય છે એનો તો આપણને ખ્યાલ છે જ, પણ એમાં શક્તિ પણ છે એનું ભાન થવું જરૂરી છે. એમાં જેનાથી જીવન ઉત્તમ રીતે ચાલી શકે એવી સંસારી શક્તિ છે. ધારો કે ગાંધી–સ્મારક નિધિના જે દસ કરોડ રૂપિયા ભેગા થયા છે તેને બદલે સો કરોડ ભેગા થયા હોત, તો એનાથી શું વળ્યું ? મારી પદ્ધતિ પ્રમાણે તો ઘેરેઘેર એક બને છે. એની શક્તિનો કોઈ પાર નથી. એમાં લેવડ-દેવડ પણ સ્થાનિક જ થાય છે ? તેથી એ એક અત્યંત સહેલી યોજના બની જાય છે. એમાં એક સીધી શક્તિ પેદા થાય છે અને રચના તથા સંગઠન પેદા થાય છે. ત્યાગ વગેરે ભાવનાઓનું મહત્ત્વ તો આપણે માનેલું જ છે; પણ એ બધી પણ શક્તિઓ છે એ દૃષ્ટિએ એનો વિચાર કરવાનો છે. અને આજ સુધીમાં જેટલી જમીન મળી છે એની સરેરાશ કીમત સો રૂપિયે એકર ગણીએ તો પણ વીસ કરોડ રૂપિયા થયા. પણ એને ઠેકાણે મેં વીસ કરોડ રૂપિયા ભેગા કર્યા હોત તો કેટલા ઝઘડા ને પાપ ઊભાં થાત ?

## કાગળિયાં માગનારો ભગવાન

એક છાપાવાળાએ મારી ગમ્મત કરી છે કે 'વિનોબાને નથી જમીન જોઈતી કે નથી જોઈતી સંપત્તિ, એને તો માત્ર દાનપત્ર જોઈએ છે. ફૂલથી તુષ્ટાયમાન થનારા દેવના ગળામાં ફૂલની માળા ચઢાવો છો તેમ આના ગળામાં દાનપત્ર લટકાવી દો એટલે પત્યું.' 'खर्च नहीं गडरी, भजो रे मैया राम गोविंद हरी' (એક દોઢિયું ખરચ નહીં થાય, અને રામ ગોવિંદનું નામ લીધા કરો.) એણે તો જો કે ગમ્મત કરી હતી પણ ખરેખર વાત એમ જ છે. મારા મનથી તો એ માણસના પૈસા કરતાં એના વચનની કીમત ઘણી વધારે છે. સંપત્તિદાનમાં આજ તો એટલુંય છે કે એ દાનનો ઉપયોગ કેમ કરવો તેની સૂચના હું આપીશ. પણ જ્યારે કરોડો દાન મળવા માંડશે ત્યારે સૂચના આપવાનું શક્ય નહીં રહે, ત્યારે તો વહેંચણી એને મેળે મેળે જ થવા લાગશે. ભેગા કરવાનો તો કોઈ સવાલ જ નહીં રહે. જૂના ફંડફાળા અને

આની વચ્ચે ખૂબ જ મોટો ભેદ છે તે બરાબર સમજાઈ જવું જોઈએ. બહારથી લાવીને ભેગું કરવાની કોઈ પણ યોજના આમાં નથી.

**ખાદીગ્રામ (મુંગેર), ૩-૯-૧૯૫૩**

## જનતાની પ્રત્યક્ષ ઇચ્છાથી જ સમસ્યાઓનો ઉકેલ :૧૨:

વરસાદ ટીપું ટીપું વરસ્યો તેમ ભૂદાનયજ્ઞ, સંપત્તિદાનયજ્ઞ અને શ્રમદાનયજ્ઞમાં પણ ટીપું ટીપું દાન મળે, પણ એ દરેક મનુષ્ય પાસેથી મળે તો આટલું મોટું મહાભારત કામ પણ થોડા જ વખતમાં પાર પડશે.

### માનવશક્તિનો આવિર્ભાવ એ જ અવતાર

કેટલાક શંકા કરે છે કે આ રીતે દાન દેવાની વૃત્તિ સૌને થશે ખરી? મારો સામો સવાલ છે કે કેમ નહીં થાય? માનવ એટલે જે મનન કરે છે, વિચારને સમજે છે અને તે પ્રમાણે એનું જીવન ઘડે છે. આપણે સૌને સાચો વિચાર સમજાવીએ તો દાનની પ્રેરણા કેમ નહીં થાય? એક જમાનામાં લોકોને સ્વપ્નેય ખ્યાલ નહોતો આવતો કે વરાળથી આગગાડીઓ દોડશે. પણ એક વૈજ્ઞાનિક એવો પાક્યો કે એણે વરાળ વિષે શોધખોળ કરી. આજે દુનિયા આખીમાં એનો ઉપયોગ થઈ રહ્યો છે. આખરે વરાળ એ શું છે? એ કશી ગણતરીમાં નથી, કોઈ ચીજ નથી, નાચીજ છે. છતાં પેલા વૈજ્ઞાનિકની શોધ પછી જ ખબર પડી કે એમાં કેટલી શક્તિ છે! મનુષ્યમાં કેવી કેવી શક્તિઓ છુપાઈને પડી છે એનો આપણને ખ્યાલ નથી તેથી આપણને આવી શંકા થાય છે. પણ જેમ જેમ આત્મા વિષે સંશોધન થશે તેમ તેમ આપણી સામે માનવની એક એક શક્તિ પ્રગટ થતી જશે. એને જ આપણે 'અવતાર' કહીએ છીએ. અવતાર એટલે કે માનવ-હૃદયની શક્તિનો આવિર્ભાવ થવો. સત્યનિષ્ઠા પ્રગટ થઈ, એણે રામચંદ્રનું રૂપ લીધું. નિષ્કામ કર્મયોગ પ્રગટ થયો, અને એણે શ્રીકૃષ્ણનું રૂપ લીધું. ઇંદ્રિયવશતાને કારણે મનુષ્યને અવતાર માનીએ છીએ. કંઈક નજરે દેખાવું જોઈએ તેથી એ રૂપ ધારણ કરે છે. ખરી રીતે રામ, કૃષ્ણ અને બુદ્ધ એ અવતાર નહોતા પણ એમનામાં સત્યનિષ્ઠા, નિષ્કામ કર્મયોગ અને ભૂતદયાનો આવિર્ભાવ

થયો હતો. જ્યાં માનવતાની આવી શક્તિ પ્રગટ થાય છે ત્યાં અવતાર થાય છે. પછી મૂર્તિપૂજક મનુષ્ય એમાં અવતાર હોવાનું આરોપણ કરે છે. એનાથી ઉપાસના સહેલી બને છે. પણ અવતાર એ શરીરનો નથી હોતો પણ માનવ-હૃદયની ભાવનાનો હોય છે. જેમ જેમ આધ્યાત્મિક સંશોધન આગળ વધતું ગયું તેમ તેમ એક પછી એક ચડિયાતા અવતાર થતા ગયા. સમાજના વિકાસની આ જ પ્રક્રિયા છે. એટલે આજ સુધીમાં માનવ-આત્માની જેટલી શક્તિ પ્રગટ થઈ છે તેટલી જ આગળ ઉપર પણ રહેશે એમ માનવું એ અજ્ઞાનનું લક્ષણ છે. આત્મામાં પાર વિનાની શક્તિ ભરેલી છે. પરિસ્થિતિ અને જરૂરિયાત પ્રમાણે આત્માની શક્તિ પ્રગટ થતી રહે છે.

### સ્વરાજ્ય પછીથી આર્થિક ક્ષેત્રમાં શક્તિનો અવતાર

અંગ્રેજો હિંદુસ્તાનમાં આવ્યા અને પોતાની સત્તા સ્થાપીને એક ચમત્કાર કર્યો. એમણે આખા દેશને નિઃશસ્ત્ર કરી નાંખ્યો. ત્યારે દેશ સામે આવીને સવાલ ખડો થયો કે ક્યાં તો સદાકાળ માટે ગુલામીમાં ફસાયેલા રહેવું અથવા તો હથિયાર વિના પણ દેશને મુક્ત કરી શકાય એવી શક્તિની શોધ કરવી. પરિસ્થિતિમાં આવી જરૂરિયાત પેદા થઈ એટલે 'અહિંસક પ્રતિકાર' અને 'સત્યાગ્રહ'ની શોધ થઈ. મહાત્મા ગાંધી એમાં નિમિત્તરૂપ બન્યા. હું કેટલીયે વાર કહી ચૂક્યો છું કે એ ન આવત તો એમને ઠેકાણે બીજું આવત. ગમે તેમ પણ આ શક્તિની શોધ તો થવાની જ હતી. જમાનાની અને પરિસ્થિતિની એ માંગણી હતી. લોકોએ જોઈ લીધું કે અહિંસામાં એક મોટી શક્તિ છે, અને એના વડે આવડી મોટી સલ્તનતનો પ્રજાએ સામનો કર્યો અને અંતે એને સત્તા છોડીને ચાલી જવું પડયું. એમાંથી ચમત્કાર એ પેદા થયો કે પીડક અને પીડિત વચ્ચે પ્રેમનો સંબંધ બંધાયો. પીડક મટી ગયો, પીડિત પણ મટી ગયો અને બન્ને દોસ્ત બન્યા. આ રીતે શક્તિનો આવિર્ભાવ થયો અને આપણને સ્વરાજ્ય પ્રાપ્ત થયું. આમ તો સ્વરાજ્ય માટે ઘણા પ્રયત્નો થયા છે પણ હિંદુસ્તાનની આઝાદી માટેની આ એક ખાસ નવી શોધ હતી. આમાં માનવ-હૃદયની નવી શક્તિ પ્રગટ થઈ હતી.

હવે સ્વરાજ્ય પછી હિંદુસ્તાનમા આર્થિક સ્વતત્રતા, ગરીબીનુ નિવારણ અને સામ્યયોગની સ્થાપનાનુ કાર્ય આપણી સામે છે આર્થિક ક્ષેત્રમા પણ એ શક્તિ પ્રગટ થવી જોઇએ અને એ થઈ રહી છે એમા મને કોઈ શક નથી એટલે, આજ સુધી નથી બન્યુ તે આગળ ઉપર શી રીતે બનવાનુ છે એવો સવાલ કોઈ ન કરશો ખરી રીતે તો ભગવાને આપણને જન્મ જ એટલા સારુ આપ્યો છે માનવ જીવનમા કરવાનુ બધુ પાર પડી ગયુ હોત, કશુ કરવાપણુ બાકી જ ન હોત તો પછી ભગવાન આપણને જન્મ જ શા સારુ આપત ? પણ એણે આપણે સારુ બીજો પુરુષાર્થ તૈયાર કરી જ મેલ્યો છે અને એને પાર પાડવા માટે આત્મામા ડૂબકી મારીને નવી શક્તિ બહાર કાઢવાની જવાબદારી હવે આપણા પર છે

## જનતાની પરોક્ષ અને પ્રત્યક્ષ ઇચ્છા

એટલે ટીપા ટીપા વરસાદની જેમ મને એક એક પાસેથી દાન નથી મળ્યુ એક એક જણ દાન આપે એવુ આજ સુધી નથી બન્યુ એ ખરુ, પણ હવે એ થવાનુ છે આપણે જાણીએ છીએ કે કાયદો એ લોકોની ઇચ્છા હોય છે, અને એમના પ્રતિનિધિઓ મારફતે એ પ્રગટ થાય છે છેવટે કાયદો એ પણ લોકોની જ શક્તિ છે લોક આ રીતે પોતાના બનાવેલા કાયદાને વશ થાય છે તો પછી ભગવાનનો બનાવેલો જે પ્રેમ છે, જેનો એને રોજેરોજ પોતાના જીવનમા અનુભવ થતો રહે છે તેનો કાયદો એ શા સારુ નહીં સ્વીકારે ? માણસની ઉત્પત્તિ પ્રેમમાથી થાય છે, પ્રેમથી એનુ પાલન થાય છે, અને અતે પણ એ પ્રેમનો ભૂખ્યો પ્રેમ પામીને પ્રસન્ન થઈને વિદાય લે છે આમ જીવનની શરૂઆત, મધ્ય અને અત પ્રેમ પર જ નભે છે, અને માણસને એ જ પ્રિય પણ લાગે છે માતાઓ કાયદા વગર જ પોતાના બાળકોને ધવડાવે છે આસપાસના લોક કારણ વગર જ પ્રેમભર્યું જીવન જીવે છે આમ છે તો પછી એ જ પ્રેમના એક સ્વરૂપે પોતાના ગરીબ ભાઈઓનો અધિકાર સમજીને કાયદા વગર જ સપત્તિ અને જમીન આપવાનુ એને કેમ નહીં સૂઝે ? આગ આ પ્રશ્નનો કોઈ જવાબ દઈ શકતું નથી

મનુષ્યની પરોક્ષ ઇચ્છા એ કાયદો છે. એનાથી કામ થઈ શકે છે તો પછી મનુષ્યની પ્રત્યક્ષ ઇચ્છાથી તો એ જરૂર થવું જોઈએ અને જલ્દી થવું જોઈએ. એ સહેલાઈથી થવું જોઈએ અને સુંદર પણ થવું જોઈએ. આવી રીતે મૌલિક શ્રદ્ધા રાખીને કામ કરનારના દિલમાં કશી શંકા પેદા થતી નથી. પ્રકાશને જેમ અંધકાર નજરે નથી ચડતો તેમ મને પણ એવો કોઈ સવાલ નજરે નથી ચડતો. મને તો ખાતરી છે કે સમાજને આ શ્રદ્ધા સમજાવીશ તો સમાજ ચટ લઈને એ સમજી જશે. અને આત્માના સ્વભાવથી એ ઊલટી વાત હશે તો એ બળજબરીથી પણ નહીં માને કે કતલથી પણ નહીં માને. પણ આત્માના સ્વભાવમાં હોય, પ્રકૃતિને અત્યંત અનુકૂળ હોય એવી કોઈ વસ્તુ થતી હશે તો પછી કેવળ સમજાવવાની જરૂર રહે છે. સમજાવવાથી એ કામ થશે જ. આ શ્રદ્ધા લઈને હું તમારી સામે આવ્યો છું, અને આનંદની વાત છે કે લોકો આપી રહ્યાં છે. એમણે જેટલું આપ્યું છે એટલાં બધાંની આશા આટલા થોડા સમયમાં રાખી નહોતી. મને આશા છે કે ગંગા પ્રગટી છે ને વહેવા લાગી છે તે હવે નહીં અટકે.

ખાદીગ્રામ, ૪-૯-૧૯૫૩

## સખ્ય-ભક્તિનો જમાનો આવ્યો છે : ૧૩

આજે સપ્ટેમ્બરની ૧૪મી તારીખ છે. બરાબર આ જ દિવસે ગયે વર્ષે મેં બિહારમાં પ્રવેશ કર્યો હતો. એક વર્ષ પૂરું થયું. આટલા દિવસોમાં બિહારી ભાઈઓ સાથે મારે સારો સંપર્ક થયો. પરિચય પણ ઠીક ઠીક થયો. મેં જોયું કે બિહારમાં ખૂબ શક્તિ ભરી પડી છે, માત્ર એને જગાડવાની જરૂરત છે. તમે જાણો છો કે હવે રાજાઓનો જમાનો ગયો. મોટા જમીનદારોનો જમાનો પણ નથી રહ્યો. હવે પછીની દુનિયા આમ-જનતાની દુનિયા હશે. એમાં આમ-જનતાનો શબ્દ મનાશે. આજ દુનિયા આખીમાં સમતાની ભૂખ ઊપડી છે. આજનો જમાનો બરાબરીનો સંબંધ ઝંખે છે. એ સખ્ય-ભક્તિનો જમાનો છે.

## સખ્ય-ભક્તિ અને દાસ્ય-ભક્તિ

અર્જુન અને ભગવાન વચ્ચે સખ્ય-ભક્તિનો સંબંધ હતો. બન્ને બરાબરીને દાવે હળીમળીને કામ કરતા. ભગવાનની પાસે જ્ઞાનનો ભંડાર હતો, અર્જુનનું જ્ઞાન મર્યાદિત હતું. એ પરાક્રમી હતો એમાં શક નથી,-છતાં એની શક્તિ મર્યાદિત હતી જ્યારે ભગવાનની શક્તિ અપાર હતી. આમ છતાં બંને વચ્ચે બરાબરીનો એટલે કે સખ્યતાનો સંબંધ હતો. અર્જુનના દિલમાં ભગવાન માટે માન હતું છતાં સંબંધ બરાબરીનો જ હતો. એ પહેલાં એક ઘણો સારો જમાનો હતો. એ હતો દાસ્ય-ભક્તિનો જમાનો. એ જમાનામાં સ્વામી-સેવકની ભાવના હતી. સ્વામી અને સેવકને પરસ્પર પ્રેમ હતો, પણ સ્વામી સેવકને પોષતો અને સેવક સ્વામીની ભક્તિ કરતો. એ હનુમાનનો જમાનો હતો. એણે રામની ભક્તિ કરી તે દાસ્ય-ભક્તિ હતી.

આજે દુનિયામાં સખ્ય-ભક્તિની ભૂખ છે. એનો અર્થ એમ નથી કે જે પૂજ્ય પુરુષ છે તેના પ્રત્યે આદરની લાગણી નથી. પણ હવે આદરની સાથે સાથે બરાબરીનો સંબંધ હશે. લડાઈ આવીને ઊભી ત્યારે અર્જુને કૃષ્ણને પૂછ્યું, " તમે મને મદદ કરશો ? મારા સારથી બનો અને ઘોડાની દેખભાળ કરો." તો આમ એણે પોતાના પરમ પૂજ્ય ભગવાનને ઘોડાની સેવાનું કામ સોંપ્યું. આ એમનો મિત્રાચારીનો સંબંધ હતો. હનુમાનના જમાનામાં સમાજરચના એવી હતી કે કેટલાક શક્તિશાળી લોકો સ્વામી હતા અને કેટલાક સેવાપરાયણ લોક સેવક હતા. સ્વામી-સેવકને પરસ્પર પ્રેમ હતો, ઝઘડો નહોતો. પણ એ જમાનામાં વિકાસની એક મર્યાદા હતી.

રામચંદ્રજી રાજા રામ હતા; પણ કૃષ્ણ એ રાજા કૃષ્ણ નહોતા, એ તો ગોપાલકૃષ્ણ હતા; એ સૌના દોસ્ત હતા. આજે તો સ્વામી-સેવક વચ્ચે પરસ્પર પ્રેમ હોય તો પણ પૂરતું નથી મનાતું. વચમાં એવો જમાનો પણ આવ્યો કે જ્યારે સ્વામીઓ જુલ્મી નીવડ્યા અને સેવકોના દિલમાં સ્વામી ... આદર ન રહ્યો. આજે પણ સ્વામી-સેવકોના સંબંધ સુધરી શકે, પણ

જમાનો સખ્યભક્તિનો છે. આ જમાનામાં સ્વામી–સેવકનો સંબંધ પૂરતો નથી.

## સખાભાવે દાનની માગણી

અને તેથી જ હું દાન માગું છું ત્યારે એમ નથી કહેતો કે આપ "મોટા માણસ છો, સ્વામી છો, અમને દાન કરો, અમે તમારી સેવા બજાવીશું. અમારા પર તમારો ઘણો પાડ થશે." હું તો કહું છું કે "આપણે સૌ ભાઈ ભાઈ છીએ. મને ભાગે પડતું આપો. શંકરાચાર્યના મત પ્રમાણે દાન એટલે 'સમાન વહેંચણી.' એટલે મને કોઈ સો એકરનો ધણી બે એકર દાનમાં આપે છે તો હું તે નથી લેતો. હું સેવકભાવે માગતો હોત તો તો એ સ્વીકારી લેત, અને બે હાથ જોડત અને એનો મોટા પાડ માનત. પણ આજે હું સખાભાવે માગી રહ્યો છું.

## સખ્યભાવના પાયા પર સમાજરચના

આજની સમાજરચના હવે માત્ર સખ્યભાવ જ સ્વીકારશે. ગુરુ–શિષ્ય પણ એકબીજાના મિત્રો બનશે. બન્ને એક બીજા પર સ્નેહ રાખશે. ગુરુ શિષ્યને અને શિષ્ય ગુરુને શીખવશે. જેની પાસે જે આપવા જેવું હશે તે સામાને આપશે અને એકબીજાનો ઉપકાર માનશે. આ પ્રમાણેના બરાબરીના સંબંધથી ગુરુ–શિષ્ય, માલિક–મજૂર અને સ્વામી–સેવક રહેશે.

એક જમાનો હતો જ્યારે પત્ની પતિને પતિદેવ માનતી અને પોતાને એમની દાસી માનતી. એ પણ કાંઈ ખરાબ જમાનો નહોતો. પણ આજે આપણે એક ડગલું આગળ વધી ચૂક્યાં છીએ. આજની પત્ની પતિવ્રતા બનશે અને પતિ પત્નીવ્રતી. બંને એકબીજાને દેવ સમજશે. જેની યોગ્યતા વધારે હશે તેનો આદર જળવાશે. પતિની યોગ્યતા વધારે હશે તો પત્ની માન આપશે અને પત્નીની યોગ્યતા હશે તો પતિ માન આપશે. આમ છતાં બન્નેનો સંબંધ બરાબરીનો જ રહેશે. આને હું 'સખ્યભક્તિનો જમાનો' કહું છું.

જમાનાની માંગ પ્રમાણે આપણે સમાજની રચના કરવી પડશે. ત્યાર પછી શું તેનો વિચાર આજે નથી કરતા. માત્ર એટલું સમજી લેવું જરૂરી

છે કે જૂના જમાનાનાં મૂલ્યો આજે જેમનાં તેમ ટકી શકે તેમ નથી તુલસી–રામાયણના જમાનામાં જે મૂલ્યો હતાં તે આજે નથી રહ્યાં. એ જમાનામાં બ્રાહ્મણ શ્રેષ્ઠ મનાતો, પણ આજના રામાયણમાં માત્ર બ્રાહ્મણ જ શ્રેષ્ઠ નહીં મનાય. જ્યાં જ્યાં શ્રેષ્ઠતા હશે ત્યાં ત્યાં એનો આદર થશે, છતાં સંબંધો બરાબરીના જ રહેશે.

આ જમાનામાં પણ કારખાનાવાળાં અને મજૂરો હશે. એમાંથી એકમાં વધારે અક્કલ હશે. પણ તેથી મજૂર એમ ક્યારેક નહીં કહે કે તમે મારા શેઠ ને હું તમારો નોકર. હવે એ સંબંધ નહીં ચાલી શકે, હવે બન્ને ભાગીદાર બનશે. કારખાનાવાળાને એની અક્કલનું મહેનતાણું મળશે, મજૂરને એની શક્તિનું મહેનતાણું મળશે, અને સૌનુ મહેનતાણું સરખું હશે. જેની યોગ્યતા વધારે એનો આદર થશે, પણ સૌ એકબીજાના મિત્ર અને સાથી હશે.

આજના જમાનામાં ભાઈ–ભાઈ, ગુરુ–શિષ્ય અને પતિ–પત્નીના સંબંધો નવેસરથી ગોઠવાશે. એમાં એક નવી જ મઝા હશે. જૂના જમાનામાં પણ એક મઝા હતી પણ આજે એ મઝા મરી ગઈ છે. આજે તો પત્ની સાધ્વી હોય તો પણ એની કદર નથી. સંબંધો સડે છે ત્યારે નવા જમાનાની નવી માગણી આવીને ઊભી રહે છે. આજે તો ખુદ રામચંદ્ર પૃથ્વી પર ઊતરી આવે ને રાજા રામ બનવા ચાહે તો તે પણ આપણે મંજૂર નહીં કરીએ. મહાત્મા ગાંધી આવે તો એમને પણ 'રાજા ગાંધી' નહીં બનાવીએ. મહાત્મા ગાંધી જ રાખીશું. જૂના જમાનામાં સારા રાજા પણ પાક્યા, પણ એથી વધારે ખરાબ રાજાઓ પાક્યા. એ જમાનામાં પ્રજાનો વિકાસ અમુક એક હદ સુધી જ થતો હતો, પણ આજે જમાનો આગળ વધી ગયો છે.

## જમાનાની સામે કોઈ ટકી શકતું નથી

બદલાયેલા જમાના પ્રમાણે જે ચાલતા નથી તે હાર ખાય છે ને માર પણ ખાય છે. પ્રવાહ વહી જતો હોય તેમાં ન તરીએ તો પણ આગળ ધકેળી જવાય. પણ પ્રવાહની સામે તરવા મથે તો થોડી કસરત થઈ જાય પણ આંકી આગળ ન વધી શકે, ગમે એવડો મોટો માણસ હશે પણ

એના પુરાણા દમામ, ઠાઠમાઠ અને રુઆબ ચાલવાના નથી. મારી પાસે એનો દાખલો છે. પરશુરામ કેટલા મહાન હતા ? એની હાક વાગતી. પણ રામચંદ્રનો નવો અવતાર આવ્યો ત્યારે એમણે સમય પારખી જવો જોઈતો હતો કે હવે નવો અવતાર થઈ ચૂક્યો છે. પણ એ ન પારખી શક્યા અને રામ સાથે બાથ ભીડી. એમાં એ હાર્યા. પરશુરામ જેવો બળવાન પુરુષ પણ જમાનાની વિરુદ્ધ ટકી ન શક્યો તો બીજું તો કોણ ટકી જ શકવાનું હતું ? જૂની રીતો સારી પણ હોય તો પણ નવા જમાનામાં એ સારી નથી નીવડતી.

## બરાબરીનો પ્રેમ જોઈએ

આજે કાર્યકર્તાઓ સાથે વાત કરતાં મેં કહ્યું કે 'મારે છઠ્ઠો ભાગ જોઈએ.' એનો અર્થ વેરો માગું છું એવો નથી થતો. હું તો એક વિચાર સમજાવું છું કે જમીન, સંપત્તિ અને ઉત્પાદનનાં સાધન પર સૌનો સરખો અધિકાર છે. જમાનાની માગણી કોઈ ચીંધે તો લોકો તેને ઉદ્ધત કહે છે. પણ જમાનાની માગણીને ઓળખી શકશો તો માગનારામાં નમ્રતા રહેશે અને નાના મોટાઓનું માન સચવાશે.

લોક કહે છે કે છોકરાં આજકાલ માબાપની આમન્યા નથી જાળવતાં. પણ બાળક તો નાનપણથી જ મા પર પૂરી શ્રદ્ધા રાખીને કામ કરે છે. મા કહે કે પેલો ચાંદો છે તો બાળક માની લે છે કે એ ચાંદો છે. એ એમ નથી કહેતો કે 'ઊભી રહે, મને જરા તપાસ કરી લેવા દે કે એ ખરેખર ચાંદો છે કે નહીં.' આટઆટલી શ્રદ્ધા હોવા છતાં લોક કહે છે કે બાળકો માબાપનું કહ્યું માનતાં નથી. હું તો એમ જ કહીશ કે માતા-પિતા જમાનાને ઓળખતાં નથી. માતા-પિતા બાળકો સાથે બરાબરીના સંબંધથી વર્તે અને બરાબરીના સંબંધથી જ એમના પર પ્રેમ રાખે. એમને હુકમ કરવાને બદલે સલાહ આપે. આજ્ઞા ન આપે, માર ન મારે. પહેલાં માતા-પિતા બાળકોને મારતાં પણ તે પ્રેમથી મારતાં. આ જમાનામાં એ નહીં ચાલે. હવે તો મા કહેશે કે 'તને સજા નહીં કરું, હું મને સજા ભોગવીશ, ભૂખી રહીશ.' લોક પૂછે છે કે બાળકને

પણ નહીં મારવાનું ? હું કહું છું કે જે બાળક નાનપણથી જ તમારા પર શ્રદ્ધા રાખે છે એને મારવાનો સવાલ જ આવતો નથી. આજે માત્ર પ્રેમ નહીં ચાલે, બરાબરીનો પ્રેમ ચાલશે

## જમાનાની માંગ

દરેકની કંઈ ને કંઈ વિશેષતા અને કંઈ ને કંઈ નબળાઈ હોય છે. મજૂરમાં બુદ્ધિ થોડી હશે તો હૃદય વધારે હશે. ગમે તેને માટે જાન કુરબાન કરવા તૈયાર થઈ શકે છે. માટે બરાબરીનો પ્રેમ હોવો જોઈએ, માત્ર પ્રેમ પૂરતો નહીં થાય ભૂદાનયજ્ઞમાં જમાનાની માગણી ન હોત તો નાનાંઓ મને જમીન ન આપત અને મોટાઓમાંથી પણ કેટલાક મને ઠેંગો બતાવત. અને એવા સંજોગોમાં જે લોકો આપત તેમનો મારા પર પાડ ચડત. પણ આજે તો હું દરેક પાસેથી જમીન માગું છુ કારણ કે મારે બધાંને કહેવું છે કે તમે લોકો જમીનનાં માલિક નથી ગરીબને ઘેર છઠ્ઠો દીકરો આવે તો એને ભાગ નહીં આપે શુ ? જરૂર આપે આ રીતે હું બધા પાસેથી માગુ છું ને મને ભાગ મળે છે. હવે હું કહું છુ કે જેટલા ખેડૂત હોય તેટલાં દાનપત્રો મળવાં જોઈએ કોઈ માણસ જમાનાની માગણી પારખી જાય છે અને એ પ્રમાણે ધર્મ-ભાવના જગાડે છે ત્યારે બધાને એની વાત માનવી પડે છે. આ એક નવો વિચાર છે મેં એ વિચાર મારા ખીસ્સામાંથી નથી કાઢ્યો, જમાના પાસેથી મેળવ્યો છે માટે આ વિચાર ફેલાવવાનો ખ્યાલ રાખીને કામ કરો, માત્ર ભૂમિ મેળવવાની દૃષ્ટિથી કામ કરવાનું નથી તમે લોકોને જઈને સમજાવશો કે હવે સખ્યભક્તિનો જમાનો આવી પહોંચ્યો છે ત્યારે તમને કામમાં સફળતા મળશે.

કિયાઝેરી, ૧૪-૯-૧૯૫૩

મૌન રાખ્યું હતું. હું તો મનમાં મહાદેવની સ્તુતિ અને વૈદિક-સૂક્તનું ચિંતન કરતો ચાલ્યો જતો હતો. એટલે અણધારી રીતે અમને મારવામાં આવ્યા ત્યારે તો ઊલટો અમારો ઉત્સાહ વધ્યો. સાથીદારોએ મને ઘેરી લીધો હતો એટલે મારવાવાળાના પ્રહાર તો એમના પર જ પડતા હતા, આમ છતાં યજ્ઞની શેષ રૂપે મને પણ થોડી પ્રસાદી ચાખવા મળી. જેમનાં ચરણોનો હું દાસ કહેવાઉં છું એમના (ગાંધીજીના) પર પણ આ જ ધામમાં આ જ રીતે પ્રહાર કરવામાં આવ્યો હતો. મને એ પ્રસંગ યાદ આવી ગયો. મને પણ એવું જ સદ્ભાગ્ય પ્રાપ્ત થયું તેનાથી કંઈક ધન્યતા પણ અનુભવી.

હું પહેલાં જ કહી ચૂક્યો છું કે કોઈને સજા થાય એવી મારી ઇચ્છા નથી. પરંતુ સ્વરાજ્યના બંધારણનો છડેચોક ભંગ થયો છે. નાની નાની સજાઓથી એ સુધરી શકે તેમ નથી. મારે ફરી આવું બનવા ન પામે એનો બંદોબસ્ત થવો જોઈએ: આવાં દેવસ્થાનનો કબજો સરકાર લે તો તેમાં કશું ખોટું નહીં થાય. અને કદાચ એનાથી સારી વ્યવસ્થા પણ જળવાશે એમ હું માનું છું. આ મારું પ્રકટ ચિંતન છે, સૂચના નથી.

આ વિજ્ઞાનનો જમાનો છે. દરેક ધર્મ બુદ્ધિની કસોટી પર કસાય છે. આનો ખ્યાલ રાખીને આપણો સમાજ ચાલશે તો સારાં વાનાં થશે.

**દેવઘર,** ૨૦-૯-૧૯૫૩

## સામ્યયોગનું સમગ્ર દર્શન

**: ૧૫ :**

ભૂદાનયજ્ઞના પાયામાં જે મૂળ વિચાર છે તેનું નામ મેં 'સામ્યયોગ' રાખ્યું છે. આ જ સામ્યયોગના પાયા પર મારે સર્વોદય સમાજ ઉભારવો છે. તમને એ તો ખબર છે જ કે સર્વોદય સમાજ બહુમતીનું નહીં પણ સૌનું હિત વાંછે છે. જે સામ્યયોગના પાયા પર આ વિચાર ખડો છે તે વિષે આજે હું વિસ્તારથી કહીશ. દુનિયામાં ત્રણ વિચારો ચાલે છે. એમાંનો એક છે મૂડીવાદ. આ જૂનો વિચાર છે. એનો દાવો એવો છે કે એ ક્ષમતા-કુશળતા પેદા કરવા માંગે છે. બીજો છે લોકશાહી

સમાજવાદનો અને ત્રીજો છે સામ્યવાદ. સામ્યવાદનો દાવો એવો છે કે એ બધાંને જીવનની તમામ જરૂરિયાતો સમાનરૂપ આપવા માંગે છે.

### ક્ષમતાવાદી મૂડીવાદ

દુનિયામાં પ્રચલિત ત્રણ વિચારોમાંથી આપણે પહેલાં મૂડીવાદ જોઇએ. મૂડીવાદ ક્ષમતાનો હામી છે. એનું કહેવું એવું છે કે કેટલાકની લાયકાત થોડી હોય છે માટે એમને થોડું મળવું જોઈએ. કેટલાકની લાયકાત વધારે છે એમને વધારે મળવું જોઈએ. એ લોકો યોગ્યતા પ્રમાણે મહેનતાણું ચૂકવીને સમાજમાં ક્ષમતા પેદા કરવા માંગે છે. આનાથી કેટલાનું જીવન ખૂબ ઊંચું ચડી ગયું, પણ કેટલાકનું જીવન તો સાવ નીચે ખાઇમાં ગબડી પડયું છે. મૂડીવાદ પાસે આનો ઇલાજ નથી. એ તો સાફ સાફ કહે જ છે કે નાલાયકો માટે કોઈ ઉગારો નથી, એ તો નાલાયક જ રહે, અને જે લાયક છે એમને દુનિયાનાં સાધન સગવડોનો લાભ મળે. આને જ લીધે આજે દુનિયા દુઃખી છે, અને મૂડીવાદના ટેકેદારો પણ થોડા છે. આમ છતાં એ ચાલે છે. પણ એ તો આજ નહીં તો કાલે પણ તૂટવાનો જ છે.

### લોકશાહી સમાજવાદ

લોકશાહીમાં દરેકને એક મત આપવાનો અધિકાર મળે છે. બધું કામ મતની જોરે ચાલે છે. એમાં લઘુમતીનું રક્ષણ થતું નથી પણ બહુમતીનું થાય છે. લોકશાહી સમાજવાદનો દાવો છે કે એમાં તમામનું રક્ષણ થાય છે. પણ એમાંથી પેદા થતી બૂરાઇઓને સુધારવાનો ઇલાજ સમાજવાદ પાસે નથી. જ્યાં સુધી બહુમતીની દયા પર જ લઘુમતીનું રક્ષણ લટકતું હશે ત્યાં સુધી પૂરો સમાજવાદ આવી ન શકે.

### વર્ગ–સંઘર્ષવાદી સામ્યવાદ

સામ્યવાદ કહે છે કે આજનો મોટાંઓનો વર્ગ છે તેને ખતમ કર્યા વિના સમાનતા નહીં સ્થપાય. જેમના હાથમાં સત્તા છે તેમને ખતમ કર્યા વગર અને વર્ગ–સંઘર્ષ વગર બીજો એકે આરો નથી. એટલે હિંસા કરવી જરૂરી છે, અને એ ધર્મરૂપ છે. આ વિચારથી પણ દુનિયામાં શાંતિ તો નહીં આવી શકે કેમકે હિંસામાંથી પ્રતિહિંસા–વળતી હિંસા પેદા થાય છે.

એમ બને કે થોડી વાર એ દબાઈ જાય. ઉપરાંત એને લીધે માનવવાનું
મૂલ્ય અને પ્રતિષ્ઠા ઘટી જાય છે.

### આત્મવાદના આધારવાળો સામ્યયોગ

સામ્યયોગ માને છે કે માનવમાત્રમાં એક જ આત્મા સમાનરૂપે વસે
છે. સામ્યયોગમાં માણસ માણસ વચ્ચે કશો ભેદ નથી. ઊલટું માનવ-
આત્મા અને પ્રાણી-આત્મામાં પણ કશો ભેદ એ નથી માનતો. હા, માનવ-
આત્મામાં જે વિકાસ શક્ય છે તે બીજાં પ્રાણીઓના આત્મામાં શક્ય નથી
એમ એ માને છે. માનવમાં જોકે શિક્ષણથી વિકાસ શક્ય છે, પણ સૌનો
વિકાસ એકસરખો નથી થતો. પણ પ્રાણીઓના આત્મામાં તો શિક્ષણ
દ્વારા પણ વિકાસ શક્ય નથી. સૃષ્ટિમાત્રમાં એક જ આત્માનું અધિષ્ઠાન છે
તેથી બનતાં સુધી પ્રાણીમાત્રનું રક્ષણ કરવાનો પ્રયત્ન થવો જોઈએ.

સામ્યવાદ અને સામ્યયોગમાં આ જ ભેદ છે કે સામ્યવાદ આત્મામાં
નથી માનતો જ્યારે સામ્યયોગ માને છે. એટલું જ નહીં, સામ્યયોગ એનો
આધાર લઈને વધારે ઊંડો ઊતરવા માગે છે, પરિણામે નૈતિક, આર્થિક,
સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં એની ક્રાંતિકારી અસરો પડે છે. આપણે
એક પાયાનો આધ્યાત્મિક વિચાર લઈએ ત્યારે આપણે જીવનનાં અનેક
ક્ષેત્રોમાં પ્રવેશ કરીએ છીએ. આપણી બુદ્ધિ-શક્તિના માલિક આપણે
નથી, પણ ભગવાન છે. આપણા તમામ ગુણો સમાજના ભલા માટે છે,
તેથી આપણી તમામ શક્તિઓને ઈશ્વરની દેણગી માનીને સમાજને
અર્પણ કરવી જોઈએ. આપણે આપણા શરીરના પણ માલિક નથી,
એના આપણે માત્ર ટ્રસ્ટી છીએ. સામ્યયોગ કહે છે કે સંપત્તિ ગમે તે
રૂપે હોય, આપણે એના માલિક નથી. સામ્યયોગ અને સામ્યવાદ વચ્ચે આ
જ મોટો ફરક છે.

### ટ્રસ્ટીશિપનો ક્રાંતિકારી વિચાર

આજસુધી લોકો પોતાને સંપત્તિના માલિક માનતા હતા. એમાં
જુદાં જુદાં હિતો વચ્ચે અથડામણ થાય છે. પણ ટ્રસ્ટીશિપના વિચારમાં
સંપૂર્ણ વૈચારિક ક્રાંતિ થાય છે. એટલે પોતાની વસ્તુઓ પર આપણે

આપણી માલિકી માનીએ છીએ તે ખોટું છે. આપણી પાસે જે કંઈ શક્તિઓ છે તે બધી સેવા માટે છે, વ્યક્તિગત સ્વાર્થ સાધવા માટે નથી. વ્યક્તિગત સ્વાર્થ તો પોતાનો સ્વાર્થ સમાજને ચરણે સમર્પિત કરી દેવામાં જ રહેલો છે. પોતાનો સ્વાર્થ સમાજના સ્વાર્થમાં ભેળવી દેવો અને આખા સમાજના હિત માટે સતત પ્રયત્ન કરવો એ જ આપણો સ્વાર્થ છે. સામ્યયોગમાંથી આ નૈતિક વિશેષતા પેદા થાય છે.

## સામ્યયોગની અર્થનીતિ

હવે સામ્યયોગને કારણે આર્થિક ક્ષેત્રમાં કેવી રીતે ક્રાંતિ થાય છે તે આપણે જોઈએ. આપણી પાસે જે કંઈ શક્તિ છે તેને આપણે આપણી નથી માનતા. કોઈ પણ વ્યક્તિ પોતાની તમામ શક્તિથી સમાજનું કામ કરે તો તે રોટલાનો હકદાર બને છે. એક આંધળો માણસ આંખ ન હોવા છતાં પોતાથી બનતું બધું કરી છૂટે તો એ રોટલાનો અધિકારી છે પછી ભલેને દેખતા માણસ કરતાં એનું કામ ઓછું ઊતરતું હોય. ઓછી વધારે શક્તિના પ્રમાણમાં ઓછી વધારે સેવા થઈ શકે. પણ સેવા એ નૈતિક વસ્તુ છે જ્યારે પોષણ એ ભૌતિક વસ્તુ છે. નૈતિક વસ્તુની કીમત ભૌતિક વસ્તુથી આંકી જ ન શકાય. કોઈ માણસ ડૂબતો હોય એને દસ જ મિનિટની મહેનતથી બીજો બચાવે તો એની દસ મિનિટની સેવાની કીમત રોજ પ્રમાણે ગણી શકાશે ખરી? મા દીકરાની સેવા કરે છે, દીકરો બાપની સેવા કરે છે, પ્રધાન સમાજની સેવા કરે છે. આ બધી સેવાઓની કીમત પૈસાથી આંકી નહીં શકાય. હૃદય રેડીને કામ કર્યું હોય તેની કીમત પૈસાથી શી રીતે અંકાય? પુત્ર માતાને, વિદ્યાર્થી ગુરુને અને ખેડૂત સમાજને જે કંઈ આપે છે એની કીમત આંકી ન શકાય.

નૈતિક મૂલ્યોની જેમ આર્થિક ક્ષેત્રમાં શ્રમનું મૂલ્ય પણ સરખું હોવું જોઈએ. પણ આજે એથી ઊલટું ચાલે છે. આજે શારીરિક કામ કરતાં બૌદ્ધિક કામની કીમત વધારે ચૂકવાય છે. એની આબરૂ પણ વધારે મનાય છે. પણ આ ભેદ તદ્દન નાપાયાદાર છે. સામ્યયોગનો વિચાર આત્મા પર આધારિત છે તેથી આર્થિક ક્ષેત્રમાં એ કોઈ પણ પ્રકારના ભેદનો સ્વીકાર

કરતો નથી. હા, સેવકની ભૂમિકા પ્રમાણે સેવાના પ્રકારમાં ભેદ હોઈ શકે. મા જે સેવા બજાવી શકે તે પુત્ર ન બજાવી શકે. જે સેવા પુત્ર બજાવી શકે તે મા ન બજાવી શકે. સ્વામી જે કરી શકે તે સેવક ન કરી શકે, અને સેવક કરી શકે તે સ્વામી ન કરી શકે. ભાઈ જે સેવા કરી શકે તે બહેન ન કરી શકે અને બહેન જેવી સેવા ભાઈ ન કરી શકે. તો આમ વ્યક્તિભેદ પ્રમાણે સેવાભેદ ભલે હોય પણ સૌની ચિંતા તો સરખી થવી જોઈએ. પાંચ આંગળીમાંથી કોઈ વધારે ઓછું કામ આપતી હશે છતાં આપણે બધીને સરખી જ માનીએ છીએ. આ રીતે સમાજમાં દરેકની સેવા જુદી જુદી જાતની હોઈ શકે પણ એ બધાનું આર્થિક મૂલ્ય તો સરખું જ હોવું જોઈએ.

સામ્યયોગના સિદ્ધાંત પ્રમાણે નૈતિક મૂલ્યમાં જેમ ભેદ નથી તેવી જ રીતે આર્થિક મૂલ્યમાં પણ ભેદ ન હોવો જોઈએ. દરેકને વિકાસ કરવાની પૂરી તક મળવી જોઈએ, અને દરેકને શિક્ષણ માટે અવકાશ મળવો જોઈએ. વિદ્યાર્થીઓ પોતપોતાની ગ્રહણ-શક્તિ પ્રમાણે વિદ્યાગ્રહણ કરશે. પણ, અમુક છોકરો ગરીબ છે તેથી એને માટે શિક્ષણની જોગવાઈ નહીં થઈ શકે અને અમુક છોકરો શ્રીમંત છે માટે એના શિક્ષણની જોગવાઈ થઈ શકે એવું ન હોવું જોઈએ. જો આપણે એવા ભેદભાવો રાખીશું તો બધાનો વિકાસ નહીં થઈ શકે. સૌને સરખી તક મળે તો પછીથી જેની જેવી યોગ્યતા તેવા ધંધામાં તે પ્રવેશ કરશે. મજૂરી કરનારને વેતન ઓછું મળે તો વિકાસ ખોટી રીતનો થવાનો, અને આજે બને છે તેમ અમસ્તાં જ બીજાં કામો તરફ લોકોને આકર્ષણ રહેવાનું. સરખું વેતન કરી નાખવાથી આ વૃત્તિ રોકાશે.

## વિકેન્દ્રીકરણ

આર્થિક ક્ષેત્રમાં આ વિચારનું પરિણામ એ આવશે કે દરેક ગામ સંપૂર્ણ બનશે. અનાજ, કાપડ, ઘી, દૂધ વગેરે પ્રાથમિક જરૂરિયાતોની બધી ચીજો દરેક ગામમાં પેદા થશે અને એ રીતે ગામ સ્વયંપૂર્ણ બનશે. આ પણ પૂર્ણ અને તે પણ પૂર્ણ, અને બન્નેની પૂર્ણતામાંથી સમાનતા પેદા થશે. પણ આ પણ અપૂર્ણ અને તે પણ અપૂર્ણ રહે તો બેની અપૂર્ણતામાંથી

સમાનતા ન જન્મી શકે. મારે પાયાની જરૂરિયાતો ગામમાંથી જ પૂરી પાડવી જોઈએ. ભગવાને બધાંને પરિપૂર્ણ ઘડયાં છે. અક્કલ અને તાકાત વધારે ઓછી હોય છે, પણ ભગવાનની યોજના એટલી વિકેન્દ્રિત છે કે તમામનો વિકાસ થઈ શકે છે. હું પણ એવી જ વિકેન્દ્રિત યોજના માગું છું. આર્થિક ક્ષેત્રમાં સમાનતા નહીં થાય તો ઊંચનીચના ભેદ વધશે, પરાવલંબન પેદા થશે અને એક આત્મા બીજાનો ગુલામ બનશે. માટે મારે વિકેન્દ્રિત અર્થ-વ્યવસ્થા જોઈએ છે.

## સામ્યયોગની રાજનીતિ અને સમાજનીતિ

રાજકીય ક્ષેત્રમાં પણ આ જ પ્રમાણે આપણાં મૂલ્યો બદલાશે. મારે માત્ર શોષણરહિત જ સમાજ નથી જોઈતો, શાસનમુક્ત પણ જોઈએ છે. સામ્યયોગની કલ્પના પ્રમાણે વહીવટ ગામેગામ વહેંચાઈ જશે. ગામેગામ પોતાનું રાજ થશે અને કેન્દ્રમાં નામમાત્રની સત્તા રહી જશે. આમ રફતે રફતે શાસનમુક્ત સમાજ રચાશે.

સામાજિક ક્ષેત્રમાં પણ ઊંચનીચનો ભાવ નહીં રહે. કોઈમાં બ્રાહ્મણના ગુણ હોય તેટલા કારણસર એને પોતાની જાતને બીજાથી ઊંચી માનવાને કોઈ કારણ નથી. એવી જ રીતે ભંગી, ચમાર વગેરે પણ નીચ નહીં ગણાય. એમના વગર સમાજનું ગાડું નભતું નથી.

## ક્રાંતિ: નૈતિક મૂલ્યોમાં પરિવર્તન

સામ્યયોગ આ રીતે નૈતિક, આર્થિક, રાજનૈતિક અને સામાજિક ક્ષેત્રોમાં પલટો આણવા તાકે છે. એને જ ક્રાંતિ કહે છે. આજકાલ લોકો હિંસાને જ ક્રાંતિ માની બેઠા છે. પરંતુ પાયાની બાબતોમાં ક્રાંતિ ન થાય અને ઉપરછલ્લા ફેરફારોને ક્રાંતિ કહીએ તો તે ભૂલ છે. આપણે આપણા નૈતિક જીવનમાં પરિવર્તન કરીએ ત્યારે ક્રાંતિ થાય છે. મારો દાવો છે કે સામ્યયોગ નૈતિક મૂલ્યોમાં પરિવર્તન આણે છે કારણ કે એનો પાયો આધ્યાત્મિક છે અને જીવનના તમામ પાસાંઓમાં એ ધરમૂળથી ક્રાંતિ કરે છે.

## સામ્યયોગની વ્યાપક દૃષ્ટિ

ભૂદાન તો એક કાર્યક્રમ માત્ર છે. શરૂશરૂમાં મોહમમતામાંથી છૂટી વિચાર સમજાય તે પૂરતો આ વિચાર છે. પણ છુટાય શી રીતે? તો એની શરૂઆત જમીનની માલિકી છોડવાથી કરવી છે. દાન આપવું એટલે કોઈ પર પાડ ચડાવવાનો નથી. અને તો ગામની તમામ જમીન ગામલોકની અને એ આપણો આખરી વિચાર છે. આગળ ઉપર તો એક પ્રાંતમાં વસ્તી ઝાઝી હશે અને જમીન થોડી હશે તો તે પ્રાંતના લોક બીજા પ્રાંતમાં જઈને વસી પણ શકશે. અને એ જ રીતે એક દેશની વસ્તી બીજા દેશમાં જઈને વસી શકશે. આખી મા ધરતી પૂર્ણ મુક્ત છે. જેને જ્યાં વસવું હોય ત્યાં તે વસી શકે અને જ્યાં સેવા કરવી હોય ત્યાં કરી શકે. આમ આપણે દુનિયાના નાગરિક — વિશ્વનાગરિક બનવાનું છે. આપણે આર્થિક, સામાજિક અને રાજકીય ભેદભાવ ખતમ કરવા છે. જમીન થોડી હો યા ઝાઝી, જેટલી હોય તેટલી ભગવાનની દીધેલી છે. આપણાથી એના માલિક બની ન બેસાય. હિંદુસ્તાનના ધણી હિંદુસ્તાની અને જર્મનીના ધણી જર્મન લોકો એ વિચાર જ ભૂલભરેલો છે. છે તેટલી બધી હવા, છે તેટલો બધો પ્રકાશ, અને છે તેટલી બધી જ ભૂમિ એ પૂરેપૂરી બધા લોકોની છે. સામ્યયોગની આ જ વ્યાપક દૃષ્ટિ છે.

બારાહાર, ૨૬–૯–૧૯૫૩

## જ્ઞાન-વિજ્ઞાનના સંયોગથી સામૂહિક અહિંસા : ૧૯ :

આપણો દેશ મહાન છે, પણ એ અમસ્તો જ મહાન નથી બની ગયો. એની પાછળ મહાન સંસ્કૃતિ અને સભ્યતા રહેલી છે. જબરદસ્ત પુરુષાર્થને અંતે એ મહાન બન્યો છે. એની પ્રાચીન સંસ્કૃતિનો સંદેશો દેશને એક ખૂણેથી બીજા ખૂણા સુધી પહોંચતો કરાયો છે. એ જમાનામાં તો સંદેશો પહોંચાડવા માટે આજનાં જેવાં સાધનો નહોતાં, પગપાળા જ ફરી ફરીને ગામે ગામ અને ઘેર ઘેર જઈને પ્રત્યક્ષ મોઢે મોઢ બોલીને જ

કહેવો હોય તે વિચાર કહેવો પડતો. તેના વખતમાં વિચાર વડે સર્વત્ર સ્ફૂર્તિ ફેલાઈ અને દેશને ખૂણે ખાંચરે વિચાર પહોંચી ગયો.

## ઉત્તર અને દક્ષિણનું મિલન

એક જમાનામાં ઉત્તર અને દક્ષિણ ભારત વચ્ચે આજે છે એટલો સંબંધ નહોતો. ઉત્તરમાં બુદ્ધ અને મહાવીર પાક્યા અને એમનો સંદેશો છેક દક્ષિણમાં પહોંચ્યો. એ બન્ને પ્રચાર કરતા ચાલ્યા ગયા, પરિણામે ઉત્તર અને દક્ષિણ ભારત એક થઈ ગયાં. એમની પણ આગળ વૈદિકોએ પોતાની રીતે એ સંદેશો ફેલાવ્યો હતો. પણ એને વ્યાપક સ્વરૂપ આપવાનું કામ બુદ્ધ અને મહાવીરે કર્યું. વૈદિક વિચારધારા ઉત્તર ભારતમાંથી નીકળી અને દક્ષિણમાં રામેશ્વરમાં જઈને ભળી ગઈ. ત્યાર બાદ દક્ષિણમાંથી વિચારનું એક બીજું મોજું ઉપડયું અને ઉત્તર તરફ આગળ વધ્યું. શંકરાચાર્ય, રામાનુજ, માધવ વગેરે પ્રચારક નીકળ્યા. ઉત્તરમાંથી જે સંદેશો દક્ષિણમાં પહોંચ્યો હતો તેમાં પોતાની વિશેષતા હતી તે ઉમેરીને એમણે એને પાછો ઉત્તરમાં પહોંચતો કર્યો. આમ દક્ષિણમાં આત્મજ્ઞાનનો જે વિચાર પહોંચ્યો હતો તેમાં દક્ષિણવાળાઓએ ભક્તિ ઉમેરી અને એને ઉત્તરમાં પહોંચતો કર્યો. આમ વૈચારિક દૃષ્ટિએ ઉત્તર અને દક્ષિણ ભારત એક રાષ્ટ્ર બન્યાં. એમ તો અહીં અનેક પ્રાંતો હતા અને એમાં અનેક રાજ્યો હતાં. પણ કાશ્મીરથી કન્યાકુમારી સુધી વિચારનું એક જ રાજ્ય બન્યું અને જનતાને એમાંથી પ્રેરણા મળી. કાશીના લોકો ગંગાનું પાણી ઉપાડી દક્ષિણ પહોંચતા અને ત્યાં ભગવાન રામેશ્વરના મસ્તક ઉપર એનો અભિષેક કરતા. પણ દક્ષિણના લોકો સમુદ્રનું પાણી લઈને ઉત્તર પહોંચતા અને કાશી વિશ્વનાથને એ પાણીનો અભિષેક કરતા. બુદ્ધ અને મહાવીરે ગંગાનું પાણી દક્ષિણ ભારતમાં પહોંચાડયું. એવી જ રીતે દક્ષિણ ભારતમાં પણ અત્યંત જ્ઞાનવાન, ભક્તિમાન આચાર્ય, સંતપુરુષો પાક્યા અને એમણે આખા ભારતવર્ષમાં ભક્તિમાર્ગ ફેલાવ્યો.

## આપણી પ્રાચીન એકતા

કેટલાંક એવું માને છે કે અંગ્રેજોએ આ દેશની એકતા સાધી આપી.

પણ એ ખોટું છે. અંગ્રેજો તો આ દેશના બને તેટલા ટુકડા પાડી નાંખવાની તાકમાં જ હમેશાં રહ્યા હતા. એના પરિણામે પાકિસ્તાન જુદું થયું, બ્રહ્મદેશ જુદો થયો, અને લંકા જુદું થયું. ભારતની એકતા તો અહીંના પાયાના વિચાર પર ટકી છે. અંગ્રેજો અને બીજા દેશોના ઇતિહાસકારો એ પામી ગયા હતા કે આખું ભારત એક છે. અને તેથી અહીં મરાઠાઓ અને રજપૂતો વચ્ચે જે લડાઈઓ થયેલી તે બધી 'ઘર–ખાનગી લડાઈ' (સિવિલ વૉર) કહેવાઈ. એવી જ લડાઈ યુરોપમાં થાય છે, પણ તેને 'સિવિલ વૉર' નથી કહેતા. હિંદુસ્તાનની દૃષ્ટિએ જોઈએ તો 'સિવિલ વૉર' જ હતી, અને છતાં એને અહીં રાષ્ટ્રીય માનતા હતા. ટૂંકમાં, અંગ્રેજો અહીં આવતાં પહેલાં આખો હિંદુસ્તાન એક બની ચૂક્યો હતો. ઉત્તરથી દક્ષિણ સુધી વિચારોની આપલે થઈ. તો આમ એક મહાન વિશાળ પ્રયત્ન અને વિચાર–પ્રચારને અંતે હિંદુસ્તાન એક થયો છે.

## વિજ્ઞાન વડે વિશ્વવ્યાપી વિચાર–પ્રચાર

હવે એવો સમય આવ્યો છે કે વિચારનાં આંદોલનો એક જ દેશના સીમાડામાં બંધાઈ નહીં રહે. એ હવે પૂર્વથી પશ્ચિમ અને પશ્ચિમથી પૂર્વ તરફ વહેશે. અહીં ઉત્તરમાંથી દક્ષિણ અને દક્ષિણમાંથી ઉત્તરમાં વિચારો પહોંચ્યા તેવી જ રીતે વિજ્ઞાને આજે એવી પરિસ્થિતિ પેદા કરી છે કે દુનિયાભરના વિચારો ભારતમાં આવશે અને ભારતના વિચારો દુનિયાભરમાં ફેલાશે. જ્યારથી વિજ્ઞાન આવ્યું છે ત્યારથી દેશવ્યાપી આંદોલનોને બદલે વિશ્વવ્યાપી આંદોલનો થવા માંડયાં છે. પૂર્વના દેશોમાં વિજ્ઞાન નહોતું, પશ્ચિમમાં એ શરૂ થયું, ત્યાંથી નીકળી એ અહીં પહોંચ્યું. એટલે વિજ્ઞાન વગરના હતા તે વિજ્ઞાનને વશ થાય એ સાવ સાફ હતું. ઉત્તર ભારતમાંથી આત્મજ્ઞાન દક્ષિણમાં પહોંચ્યું અને દક્ષિણ ઉત્તરને વશ થયું, દક્ષિણમાંથી ભક્તિમાર્ગ નીકળ્યો તે ઉત્તર પહોંચ્યો અને ઉત્તર દક્ષિણને વશ થયું. આવી જ રીતે વિજ્ઞાન પશ્ચિમમાંથી ઊઠીને અહીં આવ્યું અને બીજા દેશો એને વશ થયા. આમ એક દેશનું બીજા દેશ પર આક્રમણ થયું. એમાં કેટલીક દુઃખદાયક ઘટનાઓ બની છતાં લાંબી નજરે જોતાં આપણે એને દુઃખદાયક ન માનતાં.

## સામૂહિક અહિંસાની સ્થાપના

હિંદુસ્તાનની આધ્યાત્મિક સંસ્કૃતિ પર પશ્ચિમના વિજ્ઞાનનો રંગ લાગતાં એક નવો વિચાર જન્મ્યો. આપણે એને સામૂહિક અહિંસા કહીએ છીએ. એ હિંદુસ્તાનના આધ્યાત્મિક વિચાર અને પશ્ચિમના વિજ્ઞાનના સંયોગમાંથી જન્મ્યો છે. આત્માનું દર્શન થતાં આપણાં જીવનમાં વધતે ઓછે અંશે અહિંસા આવી જ જાય છે. આમ છતાં એ અહિંસા સામૂહિક નહોતી બની શકી કારણ કે વિજ્ઞાનને લીધે આજે મનુષ્ય એકબીજા સાથે સંકળાયેલો છે તેટલો એ જમાનામાં નહોતો. એટલે એ વખતે અહિંસાના જે કંઈ પ્રયોગ થતા તે વ્યક્તિગત જ થતા. જ્યારે આજે જે કંઈ સંપર્ક થાય છે તે માત્ર વ્યક્તિગત નથી રહેતા, સામાજિક બની જાય છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અને સમાજ સમાજ વચ્ચે સંપર્ક અને સંઘર્ષ થાય છે.

કહેવાની મતલબ એ કે પશ્ચિમનું વિજ્ઞાન અને હિંદુસ્તાનનું અધ્યાત્મ એ બેના સંયોગમાંથી સામૂહિક અહિંસા પ્રગટ થઈ અને આપણે અહિંસા વડે સ્વરાજ્ય મેળવ્યું. હવે પૂર્વનો વારો છે, એણે પશ્ચિમને સામૂહિક અહિંસાનો સંદેશો પહોંચતો કરવાનો છે. મનુ ભગવાને કહ્યું છે :

> एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः।
> स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः॥

'હિંદુસ્તાનના શ્રેષ્ઠજનો પાસેથી પૃથ્વીના તમામ માનવોને ચારિત્ર્યનું શિક્ષણ મળશે.' મનુ ભગવાનની આ ભવિષ્યવાણી ગાંધીજીના આવવાથી ફળી. હું ગાંધીજીને વ્યક્તિ નથી માનતો, વિચારના પ્રતિનિધિ માનું છું. એક જમાના સારું અત્યંત જરૂરી એવો કોઈ વિચાર હોય, અને એવા વિચારનો પ્રચાર કરવામાં જે કોઈ પુરુષ નિમિત્ત અને તે પુરુષ નથી હોતા પણ નીતિમાન વિચારક હોય છે. પશ્ચિમમાં આવા અનેક વૈજ્ઞાનિકો પાક્યા. ન્યૂટનથી માંડીને પાર્શલ સુધીના વૈજ્ઞાનિકોની એક મોટી પરંપરા જ ચાલી. પ્રાચીન કાળમાં સંતોની પરંપરા ચાલી હતી તેમ આધુનિક કાળમાં વૈજ્ઞાનિક મહાપુરુષોની પરંપરા ચાલી.

## વિજ્ઞાનમાંથી સંસ્કૃતિ અને વિકૃતિઓનો જન્મ

પ્રકૃતિમાંથી સંસ્કૃતિ અને વિકૃતિ પેદા થાય છે. વિકૃતિ પેદા થાય તો ખોટા કામો થાય છે અને સંસ્કૃતિ પેદા થાય તો સારા કામો બને છે. પ્રકૃતિ વૈજ્ઞાનિકોના કાબૂમાં ગઈ તેથી કેટલાક સારા કામો થયાં. પતિયા ઓની સેવા કરવાનું આપણે વૈજ્ઞાનિક યુગ પહેલા વિચારી શકતા હતા ખરા? પણ ખ્રિસ્તીઓએ એ કામ ઉપાડ્યું. એ વિજ્ઞાનનું જ પરિણામ છે. ખ્રિસ્તી લોકો હિંદુસ્તાન, ચીન, જાપાન અને આફ્રિકા ગયા ત્યાં એમણે વિજ્ઞાનની મદદથી દેઠેકાણે અનેક સેવાકાર્યો કર્યાં. એના ગુણગાન કર્યા વિના છૂટકો નથી. વિજ્ઞાનની મારફતે જે સંસ્કૃતિ પ્રગટી તેમાંથી આવું પરિણામ આવ્યું. રાજમહારાજા અને લડવૈયાઓ મારફતે વિજ્ઞાનનો પ્રચાર થયો તેમાં એક દેશ બીજા દેશ પર ચડી બેસે, એને ગુલામ બનાવે વગેરે ખોટા કામો થયા, એ વિજ્ઞાનની વિકૃતિ લેખાશે. મૂળ પ્રકૃતિમાંથી કેટલીક સંસ્કૃતિ તો કેટલીક વિકૃતિ પેદા થાય છે અને પછી એ સંસ્કૃતિનું સુખ-દુઃખ અથવા પાપ-પુણ્ય બને છે. તમે જોશો તો ખબર પડશે કે દક્ષિણમાંથી જે સદ્-વિચારો હિંદુસ્તાનમાં ફેલાયા તેની સાથે સાથે કેટલાક જુલમો પણ થયા હતા. વિજ્ઞાનમાં પણ એમ જ બન્યું.

## પરમેશ્વરની ઇચ્છાથી ભૂદાનયજ્ઞ

હિંદુસ્તાનમાં જે દર્શ દેશવ્યાપી થયું તે જ આજે વિશ્વવ્યાપી બનવા મથી રહ્યું છે. પૂર્વમાંથી સામૂહિક અહિંસાનો વિચાર પશ્ચિમમાં જવાનો આરંભ તો આપણે અહિંસાથી સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું ત્યારથી જ થઈ ગયો છે. ભૂદાનયજ્ઞમાં કંજૂસો પણ દાન દઈ રહ્યા છે. એ કંઈ વિનોબાનો પ્રતાપ નથી. એ તો વિજ્ઞાનને કારણે પેદા થયેલો એક મહાન વિચાર છે. હું તો એને ઈશ્વરની ઇચ્છા જ સમજું છું. ભોગપરાયણ અને લોભી લોકો પણ હજારોની સંખ્યામાં ત્યાગનો સંદેશો સાંભળીને આવે છે એનો અર્થ એ થયો કે પરમાત્મા જ ચેતનનું જડ અને જડનું ચેતન કરી રહ્યો છે. વિનોબાને એ સાફ સાફ દેખાઈ રહ્યું છે.

તે વખતે માત્ર વીસ હજાર એકર જમીન મળી હતી. તે દિવસે પહેલવહેલું મેં જાહેર કર્યું કે મારે પાંચ કરોડ એકર જમીન મેળવવી છે. આજે બે વર્ષને અંતે તમે જુઓ છો કે વીસ હજારના વીસ લાખ થઈ ગયા છે, એટલે સોગણી થઈ ગઈ છે. એ દિવસે લોકો લેખાં માંડતા કે 'આમ તો આને પૂરું થતાં પાંચસો વર્ષ નીકળી જશે.' પણ હવે જો હિસાબ માંડવા બેસે તો એ જ લોકો કહેશે કે પાંચસો નહીં, પાંચ વર્ષમાં આ પૂરું થશે. જે ગણિત પહેલાં પાંચસો વર્ષ બતાવતું હતું તેયે ખોટું છે અને આજે હવે પાંચ વર્ષ બતાવે છે તેયે ખોટું છે. એ માણસનું બનાવેલું ગણિત છે, અને આ કામ તો ઈશ્વરીય ગણિતથી ચાલે છે. આમાં તો તમે જોશો કે કંજૂસો મોટા મોટા દાનેશ્વરી થશે અને બીકણો મોટી બહાદુરીનાં કામો કરશે. કારણ કે પરમેશ્વરે જડને ચેતન બનાવે છે.

આમ આત્મજ્ઞાન અને વિજ્ઞાનના સંયોગમાંથી જે જ્યોતિ પ્રગટી તેનો પ્રકાશ દુનિયાભરમાં ફેલાય એવી ઇચ્છા ભગવાનને મોઢેથી પ્રગટી ચૂકી છે. નહીં તો પંડિત નેહરુ તો એવા કોણ હતા કે કોરિયાની શાંતિ માટે એ બોલે, એમની વાત સાંભળાય અને ત્યાં શાંતિ સ્થપાય? ભગવાને જ આપણને અહિંસા મારફતે સ્વતંત્રતા અપાવી. એણે જ નબળાને સબળા બનાવ્યા. ભાવે તો આ નાટક ભજવવા પૂરતા જ એણે સબળા બનાવ્યા હશે, પણ સબળા બન્યા એ તો ખરું! જે લોકોનાં મનમાં દ્વેષ હતો એવાઓએ હસતે મોઢે લાઠીઓ ખાધી, અને ઓઝલમાંથી બહાર નહોતી આવતી એવે ઠેકાણે સ્ત્રીઓ દારૂની દુકાને પિકેટિંગ કરવા ઊભી. આવું આવું આપણી આંખોએ ભાળ્યું. એ હિંદુસ્તાનની તાકાત નથી, એ બધી ભગવાનની જ ઇચ્છા હતી. આ ભૂદાનયજ્ઞ પણ એનું જ કાર્ય છે.

## પરમેશ્વરની લીલા

કૉમ્યુનિસ્ટો મને પૂછે છે, "આપ જન્મારામાં કદી નથી બન્યું તે શું હવે બનવાનું છે?" હું એમને કહું છું કે પહેલાં કદી નથી બન્યું તેથી જ હવે બનવાનું છે. હું તમને છાતી ઠોકીને કહી શકું કે વિનોબા આજ સુધી નથી મર્યો છતાં તે અવશ્ય મરવાનો છે. ઇતિહાસમાં નથી બન્યું તે બધું

ભગવાનના એક નિમિત્ત માત્ર તરીકે આ કામમાં પડયો છું. મને જો તમારા લોકોનો સહકાર નહીં મળે તો મારાથી તો કશું જ નથી બનવાનું.

## એકતાનો કીમિયો

કહેવાય છે કે વશિષ્ઠ ઋષિના આશ્રમે વાઘ બકરી એક ઓવારે પાણી પીતાં. ભૂદાનયજ્ઞમાં પણ આજે જુદા જુદા પક્ષોવાળાં એક સાથે કામ કરવા મંડયાં છે. તામિલનાડમાં જયપ્રકાશ નારાયણ અને ત્યાંની કોંગ્રેસ કમિટીના અધ્યક્ષ કામરાજ નાડર પંદર દિવસ સુધી સાથે ફર્યાં અને બન્નેએ એક જ મંચ પર ભાષણો કર્યાં. ભૂદાને એ બન્નેને એક ઓવારે પાણી પાયાં. ભૂદાનયજ્ઞની ખૂબી જ એ છે, એ વાઘને અહિંસા અને ગાયને શૌર્યના પાઠ શીખવે છે. આ કામમાં સાથે રહેવાનો-એકતાનો કીમિયો છે. તેથી તો મેં કહ્યું કે યુગધર્મ કામ કરી રહ્યો છે. તમારા બધાના ચહેરા જેટલા સ્પષ્ટ રીતે હું જોઈ શકું છું તેટલી જ સ્પષ્ટ રીતે મને આ કામનું ભવિષ્ય દેખાઈ રહ્યું છે. પશ્ચિમથી વિજ્ઞાન આવ્યું, અને હવે પૂર્વમાંથી સામૂહિક અહિંસા ત્યાં જવાની છે. આ વાતમાં મને તલભાર પણ શંકા નથી, ભલે ને એમ થતાં સેંકડો વર્ષ લાગી જાય.

આપણે તો ભગવાનનાં હથિયાર બનવાનું છે. આપણું રાષ્ટ્રગીત લખનાર કોણ હતા? એક તદ્દન અદના માણસ હતા. એમને પોતાનામાં કોઈ પ્રતિભા છે એવું નહોતું લાગતું. પણ ભગવાને એવા સામાન્ય માણસને નિમિત્ત બનાવ્યા અને એમની પાસે ધ્વજ-ગીતમાં 'વિશ્વવિજય કરકે દિખલાયે', તબ હોવે પ્રણ પૂર્ણ હમારા' એવા મહાન શબ્દો કઢાવ્યા. વિશ્વ-વિજય એટલે શું? બીજાઓને ગુલામ બનાવવા એ આપણો હેતુ નથી. ભૂતકાળમાં આપણે ત્યાં મોટાં મોટાં સામ્રાજ્યો થયાં, આપણે ત્યાં મોટી બળવાન સેનાઓ પણ હતી છતાં આપણે બીજા દેશો પર આક્રમણ નથી કર્યું એની સાખ ઇતિહાસ પૂરે છે. એટલે 'વિશ્વ-વિજય'નો અર્થ એટલો જ કે આખી દુનિયામાં આપણા વિચાર ફેલાય, આપણો સદ્ભાવ, આપણી શુભ કામનાઓ સર્વત્ર ફેલાય; ત્યારે જ આપણી પ્રતિજ્ઞા પાર પડશે, ત્યારે જ આપણને સાચું સ્વરાજ્ય મળશે.

ભાગલપુર, ૫-૧૦-૧૯૫૨.

## યુગના મુખ્ય ગુણો : નિર્ભયતા, સમતા અને સમાજ–નિષ્ઠા

: ૧૭ :

વિચારનો પ્રચાર ક્યારે થાય ? માણસ એનો અમલ કરે ત્યારે. માણસ આચરણની કસોટી પર વિચારને એક વાર કસી લે છે પછી વાણી તો નિમિત્તમાત્ર બની જાય છે, અને આચરણ મારફતે જ વિચાર ફેલાય છે. એટલે બચપણમાં જ્યારથી મેં સાર્વજનિક સેવાકાર્ય ઉપાડયું ત્યારથી લગાતાર બત્રીસ વર્ષ સુધી ચિંતન કરતો રહ્યો છું અને વિચારોને આચરણની કસોટી પર કસતો રહ્યો છું. આજે બાપુ જીવતા હોત તો આજ પણ મારું એ કામ ચાલુ જ હોત. પણ એ ન હોવાને કારણે મારે બહાર નીકળવું પડયું, અને અનુભવોથી જે વિચારમાં નિષ્ઠા બેઠી હતી, જે વિચારોને મેં કસીને પારખી લીધા હતા તેનો પ્રચાર કરવા લાગ્યો છું. ભૂદાનયજ્ઞ તો એક બહાનું છે. એ તો આજના જમાનાનો સવાલ છે, યુગધર્મ છે. એ સવાલ ઉપાડી લઈને વિચારનું સંશોધન કરવા બેસીએ છીએ તો જ એ હૃદયના ઊંડાણ સુધી પહોંચે છે. પણ જો યુગધર્મથી ઊલટા વિચારનું સંશોધન કરવા બેસીએ તો પછી એ યોગીની પ્રયોગશાળા બની જાય છે. એમાંથી ખૂબ ઊંડા વિચાર નીકળે એમ બને. પણ એ રીતે યોગીની પ્રયોગશાળામાંથી નીકળેલા વિચારનું બહુ તો શાસ્ત્ર લખાય પણ એ વિચાર તત્કાલ સમાજમાં ફેલાઈ તો ન જ શકે. એ તો જે વિચાર પ્રયોગશાળામાં કસાઈ ચૂક્યો હશે અને જમાનાની માંગને અનુરૂપ હશે તે જ વિચાર સમાજમાં ફેલાવાનો છે. કહેવાનો સાર એ કે વિચાર કાર્ય–સાધક હોવો જોઈએ. આવા કાર્ય-સાધક વિચારો જ્યારે દુનિયાની સામે મૂકીએ છીએ ત્યારે મૂકનારો તો નિમિત્તમાત્ર હોય છે, એની કશી કીમત નથી હોતી.

આવો વિચાર લોકોને સહેલાઈથી ગળે ઊતરી જાય છે. ઉનાળામાં તપેલી જમીન જેમ વરસાદની રાહ જોતી હોય છે ને વરસાદ વરસતાંની સાથે એને ચૂસી લે છે તેવી જ રીતે યુગ અનુસારનો યુગપ્રવર્તક અને કાર્યસાધક એવો વિચાર જનતાની સામે રજૂ થાય છે ત્યારે જનતા ખોટી વિમાસણમાં નથી પડી જતી, એ તો ઊલટી એને સાંભળવાને ઉત્સુક હોય છે. આજે

હિંદુસ્તાનમાં ગમે ત્યાં જાવ, એક જ ફરિયાદ કાને પડે છે, "આપણું નૈતિક અધઃપતન થઈ રહ્યું છે, લોક વાસનામાં સબડી રહ્યાં છે ! આ નિંદા પરનિંદા નથી, આત્મનિંદા છે. પોતાની જાતને આવ ભોગ–વિલાસી માનનારો સમાજ પણ ત્યાગનો સંદેશો સાંભળવા ઉત્સુક છે. લોકો હજારોની સખ્યામાં આવે છે અને સંદેશો સાંભળે છે. કોઈ તરસ્યો એકાગ્ર થઈને પાણી ગટગટાવે છે તેમ ભોગી લોકો પણ એકાગ્ર થઈને ત્યાગનો સંદેશો સાંભળે છે કારણ કે એ વિના એમની પ્રગતિ અટકી પડી છે. હવે ભોગી લોકોને પણ એ સમજાઈ ગયું છે કે ભોગની સાથે સાથે ત્યાગ ચાલશે ત્યારે જ ભોગ ભોગવી શકાવાના છે. એટલે મારા જેવો કોઈ યોગી ત્યાગનો સંદેશો આપવા આવે છે ત્યારે લોકો એમનો પાડ માને છે.

## આપણે આત્મા છીએ

આદિ કાળથી આજ સુધી માનવસમાજ વિકાસ કરતો આવ્યો છે. યુગની આવશ્યકતા પ્રમાણે એ એક પછી એક ગુણનું ચિંતન અને વિકાસ કરતો આવ્યો છે. આત્મામાં અસંખ્ય ગુણો છે. આભલામાંના તારાઓ ગણી શકાય કે માટીના કણો ગણી શકાય તો આત્માના ગુણોની ગણતરી કરી શકાય. આવા અનંત ગુણોથી ભરેલો આત્મા આપણાથી અળગો નથી. એ આપણી તદ્દન નજીક છે. અનુભવીઓ તો કહે છે કે આપણે આત્મા જ છીએ, એટલે એનાથી આઘે કે પાસે હોવાનો સવાલ જ નથી રહેતો. શરીર, મન કે ઇંદ્રિયો આપણાથી છેટાં પડે છે; શરીર નબળું પડે છે ત્યારે માણસને ખબર પડે છે કે શરીર નબળું પડ્યું. એટલે એ શરીરની કમજોરીને પારખનારો પોતે તો કમજોર નથી, એ એનાથી જુદો છે એ સ્પષ્ટ છે. ઘર ખખડી ગયું હોય તેની પરખ ઘરને નથી પડતી, એને પારખનારો ઘરથી જુદો હોય છે તેવી જ રીતે શરીર, મન અને બુદ્ધિથી આપણે સર્વથા અલગ છીએ.

કેટલીયે રાતે સૂતા નથીએ છીએ, મઝેની રૂ–ભરેલી અધમણની તળાઈ ને બધાં સાધનો હાજર હોય તોયે કલાકો સુધી ઊંઘ આવતી નથી. તો વિચાર પડે એવી વાત છે કે આ ઊંઘ ઝંખનારો તે કોણ છે અને ઊં

આવવા ન દેનારો તે કોણ છે? અંદરની વાસનાઓ માનતી નથી અને ઊંઘ આવવા દેતી નથી. તેથી જ આત્મા એ મન અને બુદ્ધિથી વેગળું એવું કંઈક છે. એ જો મન અથવા બુદ્ધિ હોત અને એ ઊંઘ ઝંખતો હોત તો તો તરત જ ઊંઘ આવી જાત. પણ છે એમ કે ઊંઘનો ઝંખનારો હું જુદો છું અને ઊંઘ ન આવવા દેનારી બુદ્ધિ જુદી છે. આટલા પરથી સાફ સમજાશે કે મન, બુદ્ધિ અને ઇંદ્રિયો આપણાથી જુદાં છે, પણ આત્મા જુદો નથી.

## દરેક યુગમાં જુદા જુદા ગુણોની પ્રધાનતા

તમે જાણો છો કે પૂર્ણિમાને દિવસે ચંદ્ર આખો હોય છે, આઠમે અડધો હોય છે ને બીજને દિવસે કોર જેટલો હોય છે. દરેક રાતનો ચંદ્ર જુદો જુદો હોય છે. દરેક ચંદ્રની પોતાની એક વિશેષતા હોય છે અને એની ખાસિયત આપણું ધ્યાન ખેંચે છે. તેવી જ રીતે આત્માના અનંત ગુણો છે તેમાંથી જુદા જુદા જમાનામાં જુદા જુદા ગુણ આકર્ષણ કરે છે અને સમાજ એનો અમલ કરે છે.

એક જમાનામાં લોકોએ સ્વચ્છતાને ધર્મ માન્યો. સ્વચ્છતાને એમણે પરમ ગુણ માન્યો અને એનો પ્રયોગ કરવા મંડયા. વળી એક જમાનામાં લોકોએ કામ–નિયમન કરવા પ્રયત્ન કર્યો અને એમાંથી વિવાહ–સંસ્થા ઊભી કરી. એ જમાનામાં વિવાહ-સંસ્થા કેવી હોવી જોઈએ એની જ ચર્ચા ચાલી. હિંદુ ધર્મમાં વિવાહના આઠ વિધિઓ હોવાનું કહેવાય છે. આમાંથી એક વિધિ પસંદ કરવામાં આવ્યો. ટૂંકમાં સમાજને કામ–નિયમન કરવાની જરૂરત લાગી અને સમાજે એ તરફ ધ્યાન આપ્યું. પ્રાચીન ઇતિહાસમાં આપણે સાંભળીએ છીએ કે એક રાજા બીજાની રાણીને ઉપાડી જતો. પણ હવે આજે એવું સાંભળવા મળતું નથી. એટલે કે આપણે થોડુંક કામ-નિયમન શીખી લીધું છે. એનો અર્થ એવો નથી કે આપણે પૂરેપૂરા કામ–વિરક્ત થઈ ગયા છીએ, પણ એ કંઈક ઘટયો તો જરૂર છે, આપણને એની ચાવી હાથ લાગી છે. જૂનાં મહાકાવ્યોમાં પણ દ્રૌપદીનું હરણ જેવો વિષય કાવ્યનું મધ્યબિંદુ બનતો, પણ આજે એવી ઇચ્છા આપણને થતી નથી.

## આ યુગના ત્રણ ગુણ

આમ સમાજે સ્વચ્છતા અને કામ–નિયમન માટે પ્રયત્નો કર્યા. એમાંથી કેટલીક સારી અને નરસી રૂઢિઓ ચાલુ થઈ. મેં આગળ તમને કહ્યું કે જુદા જુદા જમાનામાં જુદા જુદા ગુણોની મહત્તા હોય છે. એક એક ગુણનું નામ દેતા જઈશું તો તે આદરણીય લાગશે કારણ કે ગુણ માત્ર આદરણીય હોય છે. પણ સમાજ જે ગુણનો અમલ કરવા ઉત્સુક હોય તે ગુણ તે જમાનાનો રાજા હોય છે. મારું જે કંઈ અધ્યયન થયું છે તે પરથી હું એવા નિર્ણય પર પહોંચ્યો છું કે આજે ત્રણ ગુણોની જરૂરત છે: (૧) નિર્ભયતા, (૨) સમતા અને (૩) સમાજ–નિષ્ઠા. મનુષ્યને આજે આ ત્રણ ગુણોની ખૂબ જ જરૂરત લાગે છે. એનાં બધાં વલખાં આને જ માટે છે.

## નિર્ભયતાનો આધાર શસ્ત્રો પર નથી

અણુઅસ્ત્રના આવવાથી દુનિયા ગભરાવા માંડી છે. દેશના દેશ એનાથી કાંપે છે. અમેરિકા જેટલો સમૃદ્ધ દેશ ભાગ્યે જ બીજો હશે, પણ એ આખોયે રશિયાથી બીએ છે. આખા સમાજ પર ડર છવાયેલો છે. એવી જ રીતે રશિયાને અમેરિકાનો, અને પાકિસ્તાનને હિંદુસ્તાનનો ડર છે. આમ એક માણસ બીજા માણસથી બીતો હોય એટલું જ નથી, આખા સમાજના સમાજ એક બીજાથી બીએ છે અને સંહાર કરવાનાં સાધનોની શોધખોળ ચલાવે છે. એક ઠેકાણે બહેનોએ પૂછ્યું કે, "અમે લાઠી પકડીએ તો તમારો શો અભિપ્રાય છે?" મેં જવાબ આપ્યો, "હું હથિયારમાં તો નથી માનતો, છતાં જો હાથમાં હથિયાર ધારણ કરવાથી તમારી બીક ઘટતી હોય તો હું કહીશ કે જરૂર રાખો."

કહે છે કે 'હિંદુસ્તાન જેવા આખા દેશને અંગ્રેજોએ નિઃશસ્ત્ર કરી નાંખ્યો અને એનું પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાનીઓના દિલ ડરી ગયાં. પણ મારું પૂછવું એ છે કે હથિયાર ન હોય તેટલાથી જ બીક લાગતી હોત તો પછી છતે હથિયારે અમેરિકા શાનું બીએ છે? આખું અમેરિકા આધુનિક શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જ છે અને છતાંય ડરે છે! ટૂંકમાં ડર તો મનમાં વસે છે. મનમાં ડર હોય અને હાથમાં હથિયાર હોય તો એ હથિયાર

પોતાને નહીં પણ સામાવાળાને જ ખપ લાગવાનું. એક માણસ રાતે બંદૂક પડખામાં લઈને સૂતો હતો. રાતે ચોર આવ્યા. પેલો બીકનો માર્યો થીજીને ઠીકરું થઈ ગયો કે જીભ જ હાલે નહીં. અને બોલાયું ત્યારે ગભરાટમાં 'ચોર ચોર'ની બૂમ પાડવાને બદલે 'બંદૂક બંદૂક'ની રાડ પડી ગઈ. ચોરે એની બંદૂક આંચકી લીધી. પેલાથી બંદૂકનો ઉપયોગ ન થયો.

લાઠી કે બંદૂક રાખવાથી ઘડીવાર શાંતિ થયેલી લાગશે. પણ પેલો એનાથી સવાયી લાંબી લાઠી લઈ આવ્યો કે ફરી એ જ બીક! લોક કહે છે કે સિંહ બહાદુર હોય છે ને બિલાડી બીકણ. પણ ઉંદરની સામે બિલ્લીબાઈ બહાદુર બને છે જ્યારે બંદૂકની સામે સિંહ બીકણ બની જાય છે. સિંહની નિર્ભયતા એના દાંત અને નખ ઉપર છે. એમ જેમની નિર્ભયતા શસ્ત્રાસ્ત્રો પર છે તે કોઈ કાળે પૂરેપૂરા 'નિર્ભય' બની શકવાનો નથી. હા, એ બીજાને નિર્ભય બનાવવાનાં ફાંફાં મારતો હોય છે ખરો!

મારી પાસે એક અમેરિકન ભાઈ આવ્યા હતા. એમણે પૂછ્યું, 'તમે અમેરિકાને શું સલાહ આપો છો?' મેં કહ્યું, 'હું અમેરિકાને શી સલાહ આપું? મારી એવી કોઈ લાયકાત નથી. મારા દેશને હજી સલાહ આપી શકું ખરો. છતાં તમે પૂછો જ છો તો કહું. તમે ઢગલાબંધ હથિયારો બનાવો છો અને કહો છો કે એનાથી બેકારી ટળે છે. એટલે તમે હથિયાર ન બનાવો એમ તો નહીં કહું. ઊલટું એમ જ કહીશ કે ખૂબ જોરથી શસ્ત્રાસ્ત્રો બનાવો જેથી બધાને રોજી મળે. પણ એટલો ખ્યાલ રાખજો કે પણે રશિયા પણ બેકારી ઘટાડવા હથિયારો ખડકી રહ્યું છે. પછી જતે દહાડે બન્ને સામસામા બાખડશો. એ તમારાં વિમાનોને તોડી પાડશે અને તમે એમનાં વિમાનો તોડી પાડશો. એ તમારાં વહાણ ડુબાડશે, તમે એમનાં ડુબાડશો. પણ આમ સામસામાનાં જહાજો ડુબાડવાને બદલે એક દિવસ—ઠરાવ—નાતાલને દહાડે તમે જાતે જ પોતાનાં વહાણો ડુબાડો! આમ કરશો તો બીજાને રોજી પણ મળશે અને શાંતિ પણ જળવાશે. આપણાં વહાણ એ ડુબાડે અને આપણે એમનાં એવું પરસ્પરાવલંબી —સન શા સારુ!'

આ બધા હથિયારોના ગંજ ખડકાયે જાય છે તેનો મને જરાયે ડર નથી લાગતો. હું તો કહું છું કે લડવું હોય એટલું લડો. લડાઈઓ નાની નાની થાય તેમાં અહિંસાનો વારો આવતો નથી. હવે તો વિશ્વયુદ્ધો જ થશે. માણસ હથિયારોથી નિર્ભય થવા ફાંફાં મારશે અને છેવટ જતે એને સમજાઈ જશે કે હથિયારોથી નિર્ભય નથી બનાતું. અને ત્યારે એ હથિયારો ફેંકી દઈને નિર્ભય બની જશે.

પ્રાચીન રાજ્ય-શાસ્ત્રમાં એક અગત્યનો શબ્દ મળે છે. રાજ્યમાં શું શું હોવું જોઈએ ? એનો જવાબ આપતાં કહે છે કે રાજ્યમાં બધાંને 'અભય' હોવો જોઈએ. એટલે બધાં નિર્ભયતા અનુભવે. દરેકને એમ લાગવું જોઈએ કે મને અન્યાય થઈ જ નહીં શકે, અને થયો તો પણ મારે પક્ષે ધર્મ છે, ન્યાય છે, મારે બીવાનું કોઈ જ કારણ નથી. જે દેશમાં નિર્ભયતા હશે તે દેશમાં સ્વરાજ છે એમ કહેવાશે.

## ચેતન માટે પ્રશ્નોની આવશ્યકતા

એક જમાનામાં ' અંગ્રેજોનું રાજ્ય ' કહેવાતું. હવે ' દિલ્હીનું રાજ્ય ' કહેવાય છે. પણ સ્વરાજ્ય ક્યારે કહેવાશે ? જ્યારે દરેક જણ કહેશે કે 'મારું' રાજ્ય છે ત્યારે. દુનિયા આ જ વસ્તુ ઝંખે છે. આજે દુનિયાના ઘડતરના પ્રયાસો થાય છે તે બધા એને નિર્ભય બનાવવા માટે જ છે. દુનિયા જ્યારે નિર્ભય બનશે ત્યારે જ એના દિલને હાશ થશે અને આ બધી તાણુંતાણી ટળશે. પણ એક તાણુંતાણી જશે તો બીજી આવશે. એક વાર શાંતિ થઈ એટલે સદાકાળની શાંતિ એવું કદી નથી બનતું. પરમેશ્વરની એ જ ઇચ્છા છે કે માણસ સતત ચિંતનશીલ-વિચારતો રહે. તેથી તો માણસની સામે નવા નવા સવાલો આવતા જાય છે અને એના માટે એને નવાં નવાં આંદોલનો કરવાં પડે છે. નવા નવા સવાલો ખડા થવા એ જ માણસની ચેતનતાનું લક્ષણ છે. બધા સવાલો પરવારી જાય તો સમજવું માણસ ચેતન મટીને જડ થઈ ગયો છે. જડ પથરાને કોઈ સવાલ નથી હોતા. પણ માણસ ચેતન છે અને તેથી એની સામે હમેશાં સવાલો આવતા જ રહેવાના. આજે માનવને નિર્ભયતાની જરૂર છે.

## આજે સૌને સમતાની ભૂખ લાગી છે

બીજો જરૂરી ગુણ છે તે સમતા. એક જમાનામાં સમાજે શુભ દાનતથી જુદા જુદા વર્ણો પાડયા હતા. દરેકને પોતપોતાની લાયકાત પ્રમાણે તાલીમ મળે એવી વ્યવસ્થા હતી. એ જમાનામાં લોકો બરાબર રીતે વિચારતા નહોતા એ જાણીને આપણને આજે દુ:ખ થાય છે. પણ એવું નથી એ જમાનામાં માણસના ગુણોની યોગ્યતાનો વિચાર થયો હતો. એ લોકોએ જોયું કે મૂર્ખને શિક્ષણની જરૂર નથી. એને તો સીધો કામ પર ચઢાવીશુ તો એને કામ પણ આવડશે અને કામ થશે પણ ખરું. પણ જો એને વધારે બુદ્ધિના કામમાં જોડીશુ તો એ કામ પણ નહીં થાય અને પછી એ માણસ મહેનતનું કામ પણ નહી કરી શકે. એટલે જ કામ વહેંચી નાંખ્યું : કોઇકને માથે રાજ્ય ચલાવવાનો ભાર નાંખ્યો તો વળી કોઇકને દેશનું રક્ષણ કરવાનું સોંપ્યું. કેટલાકને વેપાર સોંપ્યો તો વળી કેટલાકને મહેનત–મજૂરીનું કામ સોંપ્યું. શૂદ્રોને ભાગે ત્રણ વર્ણોની સેવા કરવાનું આવ્યું. આજે આપણને લાગે છે કે એમની દાનત સાફ નહોતી, પણ ખરી રીતે એમ નહોતું. આમ છતાં વખત જતે વિષમતા વધી પડી. લોકો વિચારમાં પડયા અને એમણે જોયું કે યોગ્યતા તો બધાની વધી શકે. વિજ્ઞાન નહોતું એ જમાનામાં વર્ણો પાડવા પડયા. પણ વિજ્ઞાન આવ્યું ત્યારથી લોકને સમજાય છે કે દરેક મનુષ્યનો વિકાસ બરાબર થઈ શકે છે, એને માટે વર્ણો પાડવાની જરૂર નથી.

આજના જમાનામાં સાધારણમાં સાધારણ માણસ પણ સ્વચ્છતાનો ખ્યાલ રાખે છે. દરેક જણ સરખી સ્વચ્છતા જાળવે છે એમ તો ન કહી શકાય, છતાં જૂના જમાનામાં જળવાતી એથી વધારે સ્વચ્છતા જળવાય છે. એ જમાનામાં આજનાં જેટલાં સ્વચ્છતાનાં સાધનો નહોતાં. એ લોકો ઘી બાળીને હવા શુદ્ધ કરતા. પણ આજે એવું નથી. આજે સ્વચ્છતાનાં સાધનો મહેલાઇથી મળી શકે છે. પહેલાંના જમાનામાં ભંગીવાસ જુદો રહેતો અને બ્રાહ્મણનો મહોલ્લો જુદો રહેતો એનું કારણ એ કે એમની પાસે સ્વચ્છતાનાં સાધનો નહોતાં પણ આજે તો વિજ્ઞાન આગળ વધી ગયું અને હવે એવા ભેદોની જરૂર નથી. આજે વિજ્ઞાનના વિકાસને કારણે

આપણે જે ઓષધીઓનું જ્ઞાન ધરાવીએ છીએ તેનું જ્ઞાન એ જમાનામાં નહોતું. આમ એમના સમયના સવાલો અને આપણા સમયના સવાલો જુદા જુદા છે.

તમને બીજો દાખલો આપું. જૂના જમાનામાં નિયમ હતો કે બ્રાહ્મણો જ વેદ શીખી શકે, બીજા લોકો નહીં. આવું શા સારુ ? એટલા સારું કે એ જમાનામાં છાપખાનું નહોતું. વેદ કંઠસ્થ–મોંઢે કરવા પડતા. બધાને સરખા ઉચ્ચાર કરતાં ન આવડે અને તેથી એમ બને કે વેદ બગડે, એનો અનર્થ થાય. તેથી એમણે નિયમ બનાવ્યો કે અમુક જ વર્ગ વેદ શીખે. એમાં એમની કોઈ ખોટી દાનત નહોતી. પણ હવે આજે છાપખાનાં થયાં છે, એમાં શુદ્ધ છાપકામ થઈ શકે છે અને દરેક જણ એ વાંચી પણ શકે. એટલું જ નહીં, કોઈ સરસ વેદપાઠ કરતો હોય તો એની રેકર્ડ ઉતારી લઈને ઘેરઘેર વેદપાઠ થઈ શકે છે. એટલે જૂના જમાનામાં હતી તેવી મુશ્કેલીઓ આજે રહી નથી. તેથી હવે શિક્ષણમાં કોઈ પણ જાતની બંધી હોવી ન જોઈએ. જૂના જમાનામાં અસમાનતા હતી તે ત્યારને માટે જરૂરી હતી, પણ આજે વિજ્ઞાનના જમાનામાં જુદા જુદા વર્ણોની–ભેદોની જરૂરત નથી. આજે તો સૌને સમતાની ભૂખ લાગી છે. આજે સમાનતાની વિરુદ્ધ જો કોઈ બોલે તો તેનું બોલ્યું સમાજને રુચતું નથી. અને સમતા સ્થાપવા માટે આંદોલન થશે તો તેનાથી લોકોને ઉત્સાહ ચઢશે કારણ કે આજે એની ભૂખ છે.

### સમાજ–નિષ્ઠા એ સમાજની માંગ છે

ત્રીજો ગુણ છે સમાજ–નિષ્ઠા. વ્યક્તિગત વિકાસ માટે સૌને સગવડ મળવી જોઈએ એમાં કોઈને કશો વાંધો વચકો નથી. અને વિજ્ઞાનને કારણે આજે એ બની શકે એમ પણ છે. જૂના જમાનામાં ગુરુ મળવા મુશ્કેલ હતા એટલે બધાને શિક્ષણ આપવાનું બનતું નહોતું. પણ આજે હવે આપણી પાસે શિક્ષણનાં વ્યાપક સાધનો આવી પડયાં છે એટલે વ્યક્તિગત વિકાસની ચિંતા જ કરવાપણું રહેતું નથી. આજે તો હવે વ્યક્તિ પોતાનો વિકાસ કરીને પોતાનું વિકસિત વ્યક્તિત્વ સમાજને અર્પણ કરે એની જરૂરત છે. માણસ એકાંતમાં પ્રાર્થના કરે તો એને પ્રેરણા મળે એ વાત બરાબર છે. હૃદય–

પરીક્ષણ માટે એકાંત-પ્રાર્થના જરૂરી પણ છે, છતાં આજે સામૂહિક પ્રાર્થનાથી જેટલી પ્રેરણા મળે છે તેટલી એકાંત-પ્રાર્થનાથી નથી મળતી.

એક જમાનો ધ્યાન-યોગનો પણ આવી ગયો. વચગાળામાં વળી સંતો આવ્યા અને એમણે કહ્યું કે ' જ્યાં લોક ભેગું મળીને પ્રાર્થના કરે છે ત્યાં ભગવાનનો વાસ છે :

नाहं वसामि वैकुंठे, योगिनां हृदये न हि ।
मद्भक्ता यत्र गायंति तत्र तिष्ठामि नारद ॥

વૈષ્ણવોએ આનો પ્રચાર કરીને સામૂહિક ભક્તિ ચલાવી. એમણે સામૂહિક નિષ્ઠાની માંગણી કરીને સમાજ-નિષ્ઠાનો આરંભ કર્યો. એ પહેલાં એકાંત ભક્તિનો મહિમા હતો. આજે પણ યોગી અરવિંદ પોંડીચેરીમાં એક જગ્યાએ બેસીને મનથી પર થવાનો પ્રયત્ન કરે છે. પણ વચગાળામાં વૈષ્ણવોએ સામૂહિક ભક્તિભાવ શરૂ કર્યો હતો. એ આજના જમાનાના પૂર્વાચાર્યો હતા. આજે આપણને સામૂહિક ભક્તિનું આકર્ષણ છે તેટલું ધ્યાન-યોગનું નથી.

મહાત્મા ગાંધીએ સામૂહિક અહિંસાનો પ્રયોગ કર્યો. બુદ્ધ અને મહાવીરે જે અહિંસાનો પ્રયોગ કર્યો તેને જ ગાંધીજીએ સામૂહિક સ્વરૂપ આપ્યું. લાખો લોકો ઊંચે ચઢ્યા. જોરથી વાયરો ફૂંકાય ત્યારે માત્ર પક્ષી જ નહીં, પાંદડાં પણ ઊડવા માંડે છે. પણ વાયરો બેસી ગયો કે સદાનાં ઊડનારાં પંખી ઊડતાં રહે છે ને પાંદડાં ભોંય પર પડે છે. ગાંધીજી ગયા પછી આપણે આળસી ગયા. પણ વળી હવે આ ભૂદાન આવ્યું છે ને ચાલ્યું છે. અને એક લાખ દાનપત્રો મળ્યાં એ કંઈ નાનીસૂની વાત નથી. એનું કારણ એટલું જ કે એ જમાનાની માંગણી છે. આજે હું કહું કે 'ત્યાગ કરો, લંગોટી પહેરીને ફરો' તો કોઈ મારી વાત કાને નહીં ધરે. પણ સમાજ માટે ત્યાગ કરવાની વાત કરું છું તો પોતાની પૂરેપૂરી જમીન આપી દેનાર ખેડૂતો પણ મને મળ્યા છે. નાના નાના ખેડૂતો પણ આપે છે ને રાજા-મહારાજા પણ આ કામમાં લાગ્યા છે.

તમે ગામમાં જઈને કહેશો કે ' ગામની તમામ જમીન ગામની છે '

તો લોકો એ સાંભળવા તૈયાર છે. આપણે આ આંદોલન હિમ્મતભેર ચલાવીએ તો કેટલાંયે આખાનાં આખાં ગામ મળી શકે. તમારે ત્યાં એ રીતે 'સેન્હા' ગામ મળ્યું છે અને ઉત્તર પ્રદેશમાં 'મંગરોઠ' મળ્યું છે. તમે એમને ગળે આ ઉતારી શકો તો એવાં તો કેટલાંયે ગામ આગળ આવશે. આજે સમાજ-નિષ્ઠાની માંગ છે, અને 'સમાજને અપાય તેટલું આપવું જોઈએ' એવી આજની ભૂખ છે. મોહ છૂટતો ન હોય તો પણ સમાજ તરફથી માંગણી થાય તો તે પૂરી કરવાની ઇચ્છા જરૂર થાય છે. બિહારમાં જમીન માંગવાની વાત નીકળી તો કોઈએ ના નથી પાડી. તમામ લોક આપવા લાગ્યા છે. એનો અર્થ એમ નથી કે એમનો આત્મા એટલો ઊંચો થઈ ગયો છે. પણ જ્યાં જમીનની માંગણી આવે છે, સમાજ-નિષ્ઠાની માંગણી આવે છે, ત્યાં માણસ એને કબૂલ કરે છે. એને એમાંથી પ્રેરણા મળે છે.

## ત્રણે ગુણોનો વિકાસ કરીએ

મેં આ ત્રણ ગુણ ગણાવ્યા તેનો જો વિકાસ કરશો તો ભરી ભરીને પામશો. આપણે નિર્ભય બનવાનું છે. કોઈ ડરાવી ધમકાવીને કંઈ કરવા કહે તો કોઈ ધરાર એની વાત નહીં માને. નિશાળમાં ડંડો ચલાવીને કોઈ ભણાવવા માંગતું હશે તો છોકરો એનું ધરાર નહીં માને. એના જમાના જતા રહ્યા. હું તમને એ કહી દેવા માંગું છું કે કોઈ તમને ડરાવીને જમીન પણ લેવા આવે તો ધરાર ન આપશો. મારે તમને નિર્ભય બનાવવા છે.

એવી જ રીતે વિષમતા પણ જવી જોઈએ. ભાગલપુરમાં એક પ્રોફેસર મને મળવા આવ્યા હતા. મને કહેવા લાગ્યા કે, 'અમારે ત્યાં સમતા નથી. કોઈને પગાર વધારે તો કોઈને ઓછો છે.' મેં એમને કહ્યું કે 'સરકાર તો સરેરાશ હોય છે એટલે એ સમતા કરી નહીં શકે. (પણ આપણે અંદર અંદર ઠરાવીએ તો જરૂર કરી શકીએ. અનુ.) સૌ કુટુંબોને ભેગા મળીને રહેવા કહું છું એનો અર્થ એ નથી કે એક રસોડે જમે. રસોડું તો ઘેરે ઘેર હશે પણ જે કંઈ જમીન છે, સંપત્તિ છે તે બધી ભેગી કરી

નાંખવી છે. હું તો ઇચ્છું કે આખું ગામ એક થઈને રહે. પણ આજે આખું ગામ એકદમ એક ન થઈ શકે તો ચાર ચાર-પાંચ પાંચ કુટુંબો હળીમળીને રહે. એ લોકો ખેતી છે, વેપાર છે, એ તો ભેગા જરૂર કરી શકે

વ્યક્તિ સમાજની સેવામાં લીન થાય એમા જ એનો મોક્ષ છે. મોક્ષ એટલે વ્યક્તિનો અહંકાર મટવો તે. અહંકારનો લોપ થયો કે વ્યક્તિ સમાજરૂપ અને બ્રહ્માંડરૂપ બની જાય છે. એને મોક્ષ મળી ગયો

મુંગેર, ૨૦-૧૦-૧૯૫૩

## વાણિજ્ય એ ધર્મ છે, સંગ્રહ ધર્મ નથી :૧૮:

ભૂદાનયજ્ઞની પૂર્તિમાં મેં સંપત્તિદાનયજ્ઞ અને શ્રમદાનયજ્ઞ સવેળા શરૂ કર્યા છે. સંપત્તિદાનયજ્ઞ વગર ભૂદાનયજ્ઞ સફળ ન થાય એ તો સ્પષ્ટ જ છે. પણ એ ઉપરાત પણ સંપત્તિદાનયજ્ઞનું પોતાનુ પણ એક સ્વતંત્ર કાર્ય છે. માત્ર ભૂદાનયજ્ઞને સફળ કરવો એટલા માટે સંપત્તિદાનની જરૂર નથી સંપત્તિની સમાન વહેચણી એ એનુ મહત્ત્વનું અને વિશિષ્ટ કાર્ય છે. એ દૃષ્ટિએ એ પ્રશ્ન જેટલો છણાય એટલું સારુ

**સંઘરો એ પાપ છે?**

સંપત્તિદાન વિષે લખતાં દાદા ધર્માધિકારીએ સંઘરાને પાપ ઠરાવ્યું છે, એના અંગે કલકત્તાના એક ભાઈએ શંકા ઉઠાવી છે. એમના કહેવાનો સાર એ છે કે "વાણિજ્ય એ વૈશ્યોનો ધર્મ ગણાયો છે. એમાં સંઘરો તો થવાનો જ એ સંઘરાનો ઉપયોગ ભરોસે મુકાયેલી થાપણની જેમ (ટ્રસ્ટીશિપની ભાવનાથી-વિશ્વસ્ત વૃત્તિથી) થાય એવી અપેક્ષા રાખો તે બરાબર છે પણ એને અધર્મ કે પાપ કહેવુ એ કેટલુ ઉચિત છે એ સવાલ છે" આ શંકા વિચારવા જેવી છે. દહાડે દહાડે પાપ-પુણ્યની વ્યાખ્યા સૂક્ષ્મ થતી જાય છે. આજનો ધર્મ આવતી કાલે અધર્મ લાગે છે. દેશ-કાળના ભેદ પ્રમાણે પણ વ્યાખ્યા ફેરવાય છે આપણે એ બધી વ્યાખ્યાઓને છોડીએ તોયે ધર્મ-અધર્મ અથવા પાપ-પુણ્યની બે વ્યાખ્યાઓ તો અફર રહેવાની, અને આખરી પરિશુદ્ધ વ્યાખ્યાના પેટમાં

દેશ-કાળના ભેદોવાળી અનેક વ્યાખ્યાઓ સમાઈ જાય છે. ગણિત એ એક પરિનિષ્ઠિત શાસ્ત્ર છે. છતા એમાં પણ શુદ્ધ ગણિત અને વહેવારુ ગણિત એવા બે પ્રકાર હોય છે. ધર્મ-નિર્ણયની પણ એ જ હાલત છે.

## વાણિજ્ય-ધર્મ અને સંગ્રહ

ગીતાએ વાણિજ્યને ધર્મ ગણ્યો છે પણ સંઘરાને ધર્મ નથી ગણ્યો. વાણિજ્યમાં સંગ્રહ થાય છે એનું કારણ તો પ્રચલિત સમાજ-રચના છે. પણ ગમે તે પરિસ્થિતિ હોય તો પણ વાણિજ્યમાં તો સંઘરો થવો જ જોઈએ એવું માનવાની જરૂર નથી તો એનો અર્થ એ થયો કે વૈશ્યે પણ અપરિગ્રહની દૃષ્ટિથી જ પોતાના વર્ણ-ધર્મનું પાલન કરવાનું છે. વાણિજ્યમાં આડાઅવળા અનૈતિક માર્ગ મંજૂર કરી જ ન શકાય તમારે ફાવે તે રીતે ધન પેદા કરો અને પછી ભરોસે મુકાયેલી થાપણની જેમ એનો ઉપયોગ કરો એવું ન કહી શકાય. અને અનૈતિક ઉપાયની મનાઈ થઈ ત્યાં સંઘરાની પણ એક મર્યાદા બંધાઈ ગઈ.

## વ્યાજની મનાઈ

ગણાતા નૈતિક ઉપાયો વિશેની માન્યતા પણ દિવસે દિવસે બદલાતી જવાની, અને એ બદલાતી જવી જ જોઈએ. દા. ત. વેપારમાં આજે વ્યાજને કબૂલ રાખવામાં આવ્યું છે આજની માન્યતા પ્રમાણે વધારેમાં વધારે એટલું કહી શકાય કે વ્યાજ વધારે પડતું ન લેવાય. ઇસ્લામે વ્યાજનો આત્યંતિક નિષેધ-મનાઈ ફરમાવી છે. ગમે ત્યારે પણ સમાજે એ મંજૂર રાખ્યે જ છૂટકો છે. એ દિવસ વહેલો ઊગે, આપણે એને ઢૂકડો લાવવા પ્રયત્ન કરવો જોઈએ. વ્યાજનો નિષેધ થઈ જશે તો સંઘરો સારા પ્રમાણમાં ઘટી જશે.

વ્યાજ ન લેવું એટલું જ નહીં, કિશોરલાલભાઈ તો એટલે સુધી લખી ગયા છે કે 'ઘસારા પણ કાપી આપવું જોઈએ' એટલે કે આપણી પાસે પૈસા ભેગા થયા છે અને આપણને એનો તાત્કાલિક કોઈ ઉપયોગ નથી તેવા સંજોગોમાં એ પૈસા આપણે કોઈને સોંપીએ; અમુક વર્ષ પછી એ પૈસા પાછા આપવામાં આવે ત્યારે ઓછા ગણીને નાણાં એને

ચૂકવવાં જ જોઈએ એવું નહીં, પંદર આની નાણાં પાછાં વાળે તો પણ દેવું ભરપાઈ થઈ ગયુ માનવું જોઈએ. ખાસ કરીને ગ્રામોદ્યોગો અને આમજનતાના હિતનાં કામોમાં રોકાતાં નાણાંમાંથી થોડું ઘણું કાપી આપવું એ તો ધર્મ હશે. આ વિચાર મંજૂર થાય તો સંઘરાની માત્રા ઓર પણ ઘટશે.

## ન નફો, ન તોટો

પછી વિચાર એ વાતનો કરવાનો રહેશે કે વાણિજ્ય એ ધર્મ છે કે પછી સમાજે માન્ય કરેલી રીતે નફો કમાવાનું સાધન છે. એ જો વર્ણ-ધર્મ હોય તો ન તો એમાંથી વધારે પડતો નફો થવો જોઈએ, કે ન તો તોટો પણ થવો જોઈએ. એટલે કે સેવાધર્મી વણિક છે તેને પોતાનું મહેનતાણું જ મળે. એને માટે વધારે નફો અધર્મ થશે, અને જો ખોટ ગઈ તો તે પણ અધર્મ થશે કારણ કે એમાં અસાવધાની વગેરે દોષો થયા હશે, અને એનાથી વર્ણના અસ્તિત્વ પર જ ફટકો પડશે. પણ વધારે પડતા નફાની તો આશા કરવાની જ નહીં. આ વિચાર જો ગળે ઊતરી જાય તો સંગ્રહ ઘટી જશે એટલું જ નહીં, પણ તદ્દન નહીં જેવો થઈ જશે. વહેવારુ ગણિતમાં શૂન્યની પણ કીમત હોય છે. નફાની પણ એવી સ્થિતિ થઈને રહેશે.

## ઉત્પાદક અને વિતરણ કરનારનું મહત્ત્વ

વૈશ્ય-વર્ણનો વિચાર કરતી વખતે ધ્યાનમાં રહેવું જોઈએ કે વૈશ્યોમાંથી મોટા ભાગના લોકો તો ખેતી અને ગોપાલનના કામમાં હશે. દેશ અને સમાજની સૌથી એ પહેલી અને વ્યાપક જરૂરત છે. વાણિજ્ય એ તો ગૌણ વૈશ્યધર્મ હશે, કારણ કે વસ્તુ પાકયા પછી એની હેરફેર તો આવે છે. એટલે મુખ્ય કામ તો ઉત્પાદન જ ગણાશે. તો પછી ઉત્પાદનના સૌથી વધારે મહત્ત્વના કામમાં જે ખેડૂત રોકાયેલો છે તેના કરતાં ઓછા મહત્ત્વના આપ-લેના કામમાં રોકાયેલો સેવક વધારે મહેનતાણું શી રીતે માંગી શકે! બહુ થયું તો નાના મોટાનો ભેદ બાજુએ મૂકીને સરખું મહેનતાણું માંગી શકે. અને શેઠ-નોકરની ભાષામાં વિચાર કરીએ તો ખેડૂત

શકે છે; એનાં કરતાં વણિકનું મહેનતાણું વધારે શી રીતે હોઈ શકે ? કોઈ કહે કે ખેડૂત કરતાં વાણિયાને વધારે બુદ્ધિ ખરચવી પડે છે માટે એનું મહેનતાણું વધારે હોવું જોઈએ તો પહેલાં તો મૂળ વાત જ સિદ્ધ નહીં થાય. એટલે કે આ વિનિમયમાં–આપ–લેમાં ઉત્પાદન કરતાં વધારે બુદ્ધિ ખર્ચાય છે એવું ઠોકીને નહીં કહી શકાય. અને ધારો કે એવું સાબીત પણ થયું તોયે વધારે બુદ્ધિ ખરચાવાથી વધારે ભૂખ લાગે છે એવું જ્યાં સુધી સાબીત ન થાય ત્યાં સુધી વણિકનું મહેનતાણું વધારે એ નહીં મનાય. પણ હા, 'બુદ્ધિ વધારે ખરચાવાથી પાચન–શક્તિ ઘટે છે અને તેથી મોંઘો સૂક્ષ્મ આહાર લેવો પડે છે,' એવી દલીલ કરવામાં આવે તો જ્યાં એમ હશે ત્યાં એ કબૂલ પણ રખાશે. ત્યાં એટલું વધારે મહેનતાણું આપી શકાશે. પણ તો પછી એને મહેનતાણું કહેવું એ જ ભૂલ થશે. એ એક દયાધર્મ થશે અને મંદ પાચન–શક્તિવાળા દરેકને લાગુ પડશે. ખેડૂતોમાં પણ એવા હોઈ શકે.

આ બધો વિચાર કરીએ છીએ ત્યારે સંગ્રહને પાપ કહ્યા વિના છૂટકો નથી. વ્યાખ્યા તો એ જ સ્વીકારવી પડશે. એટલે તો હિંદુ ધર્મે ચાર વર્ણ પાડયા, અને તેમાં દરેક વર્ણની ચાર અવસ્થા ઠરાવી, એટલે કે કુલ સોળ અવસ્થામાંથી એક જ 'વૈશ્ય–ગૃહસ્થ'ની અવસ્થામાં મર્યાદિત સંઘરો કરવાની રજા આપી છે. એટલે એવા સંઘરાનો અધિકાર 'ખેડૂત–વૈશ્ય–ગૃહસ્થ'ને જેટલો હશે તેથી વધારે 'વણિક–વૈશ્ય–ગૃહસ્થ'ને હશે એવું માનવાને કશું કારણ નથી.

## વિશ્વસ્ત વૃત્તિ : સર્વકાળનો ધર્મ

પણ આજે જ્યારે કેટલાયે ધંધા કેન્દ્રિત થઈ ગયા છે ત્યારે અપરિગ્રહ–ધર્મની પ્રતિષ્ઠાપના માટે પહેલાં પગલાં તરીકે વિશ્વસ્ત વૃત્તિ (ટ્રસ્ટીશિપ)નો વિચાર સામે આવે છે. કેન્દ્રિત વ્યવસ્થામાં તો વૈશ્ય–ગૃહસ્થ માટે વિશ્વસ્ત વૃત્તિ એ એક વિશેષ ધર્મ બની જાય છે. કોઈ એવો સવાલ કરી શકે કે વિકેન્દ્રિત અને સ્વયંપૂર્ણ વ્યવસ્થામાં વિશ્વસ્ત વૃત્તિની જરૂરત નહીં રહે ? ના, એમ નહીં બને, પણ એનું સ્વરૂપ બદલાઈ જશે. શ્રેષ્ઠ બુદ્ધિ, શ્રેષ્ઠ શારીરિક શક્તિ,

શ્રેષ્ઠ અધિકાર, શ્રેષ્ઠ અનુભવ વગેરે માટે વિશ્વસ્ત વૃત્તિની જરૂરત તો સદાકાળ અને સર્વ સ્થળે રહેશે. એટલું જ નહીં પણ જુદા જુદા સમાજ અને જુદા જુદા રાષ્ટ્રો વચ્ચે પણ એ રહેશે અને એ સામસામી હશે. એટલે કે બાપ બેટા માટે વિશ્વસ્ત અને બેટો બાપ માટે. ગૃહસ્થ બ્રહ્મચારી માટે વિશ્વસ્ત અને બ્રહ્મચારી ગૃહસ્થ માટે વિશ્વસ્ત વૈશ્ય ક્ષત્રિય માટે અને ક્ષત્રિય વૈશ્ય માટે વિશ્વસ્ત, સરકાર જનતા માટે અને જનતા સરકાર માટે, આ દેશ પેલા દેશ માટે અને પેલો દેશ આ દેશ માટે વિશ્વસ્ત. છેવટે જતે વિશ્વસ્ત વૃત્તિ વૃત્તિરૂપે ઊડી જઈને વિશ્વાસરૂપી ગુણના આકારમાં રહી જશે.

૨૦-૧૦-૧૯૫૩

## નિર્વૈર પ્રતિકારનો યુગધર્મ : ૧૯ :

બિહારમાં દાખલ થતે જ મેં જાહેર કરેલું કે હું ભગવાન બુદ્ધને પગલે પગલે ચાલવા પ્રયત્ન કરું છું. એમણે જે ધર્મ-ચક્ર-પ્રવર્તન શરૂ કર્યું તેને આ જમાનાને અનુકૂળ રીતે આગળ ધપાવવાનો મારો પ્રયત્ન છે. ભગવાન બુદ્ધે જે વિચાર આપ્યો તેની આજે પણ સત્તા ચાલે છે અને એનાથી આજના જમાનાનું કલ્યાણ પણ છે કારણ કે એ એક ધર્મ-વિચાર છે.

### નિર્વૈરતા અને અન્યાય-પ્રતિકારની પરંપરા

એમણે કહ્યું હતું કે 'તમે લાખ વાર મથો, વેરથી વેર કદી પણ શમવાનું નથી' એમના ધર્મ-વિચારની આ મૂળ પ્રેરણા છે. આ પ્રેરણાની ભાવના તો એમના પહેલાંથી અહીં હતી પણ ભગવાન બુદ્ધની વાણીથી આપણે ત્યાં એક વિશેષ સ્વરૂપે પ્રચલિત થઈ અને તેથી ભગવાન બુદ્ધ એના પ્રેરણા-સ્થાન મનાયા. અઢી હજાર વર્ષથી એ આ વિજય-મંત્રની પ્રેરણા-શક્તિ બનીને દુનિયાને શાંતિનો સંદેશો આપતા રહ્યા છે.

પણ હિંદુસ્તાનમાં આ જ એક વિચારધારા ચાલી એવું નથી. ...નો પ્રતિકાર-સામનો કરવાનો એક વિચાર સમાજ-શાસ્ત્રીઓએ ... કેટલાક સમાજ-શાસ્ત્રીઓ અને સ્મૃતિકારોએ એવો વિચાર રજૂ

કર્યો કે 'જ્યાં જ્યાં અન્યાય થતો હોય ત્યાં ત્યાં એનો સામનો થવો જોઈએ. હિંદુસ્તાનના ઇતિહાસમાં જોઈશું તો આ વિચારનો પ્રવાહ પણ ચાલતો આવ્યો છે.

આમ અહીં બે વિચારધારા ચાલતી રહી છે: (૧) વેરથી વેર વધે છે માટે નિર્વૈર બનવું જોઈએ, અને (૨) સમાજમાં જ્યાં ક્યાંય અન્યાય થતો હોય ત્યાં એનો સામનો કરવો જ જોઈએ, અન્યાય સહેજ પણ સાંખી ન લેવો. આ બન્ને વિચાર સમાંતરે ચાલતા આવ્યા છે. દેશના મહાપુરુષો અને સેવકો પર એ બંને વિચારોનો પ્રભાવ રહ્યો છે. અન્યાયનો સામનો કરવો જોઈએ એ વિચાર સ્વીકારી લીધો એટલે એમાંથી એ ફલિત થયું કે કોઈ હથિયાર લઈને લડવા આવે તો તેની સામે હથિયાર ઉપાડતાં અચકાવું નહીં. એ લોકો કહેતા, "આપણે શસ્ત્ર વડે કોઈ પર પણ આક્રમણ કરવું નથી પણ લોકોને પીડનાર જુલમગારનો સામનો કરવા માટે, બચાવ કરવા માટે અને સત્યનું રક્ષણ કરવા માટે આપણે શસ્ત્ર ધારણ કરી શકીએ અને કરવાં જ જોઈએ." આ વિચારધારામાં વિક્રમાદિત્ય, રાણા પ્રતાપ, શિવાજી વગેરે અનેક મહાપુરુષો પાક્યા. એ માનતા કે અન્યાયનો સામનો શસ્ત્રથી પણ કરવો જોઈએ. આમ છતાં એમણે કોઈ સ્વતંત્ર આક્રમણ નહોતું કર્યું. હિંદુસ્તાન દેશના ઇતિહાસની આ એક સૌથી મોટી વાત છે કે એની ચઢતીના જમાનામાં પણ એણે કોઈ બીજા દેશ પર આક્રમણ નથી કર્યું. અહીં જબરા રાજાઓ પાક્યા, મોટી મોટી સત્તાઓ ઊભી થઈ, આમ છતાં, પોતાના હાથમાં પૂરતી તાકાત હતી એવા ચઢતીના કાળમાં પણ અહીંના કોઈ પણ રાજાએ બહારના કોઈ પ્રદેશ પર આક્રમણ નથી કર્યું. ક્ષાત્રધર્મની આ મર્યાદા ગણાઈ છે. અન્યાયના સામનાનું આ એક લક્ષણ છે કે એનો સામનો જરૂર કરવો, પણ સામે ચાલીને કોઈ પર આક્રમણ કરવું એ અન્યાય ગણાશે. આ એક ધર્મ–વિચાર હતો.

બીજો વિચાર હતો 'વેરથી વેર શમતું નથી.' આજે કોઈ આપણાથી વધારે બળિયો નીકળે છે તો આપણે એનાથી ચઢિયાતું હથિયાર લઈને એનો સામનો કરવા મથીએ છીએ. આમ કરતાં કરતાં આપણે એ હદે પહોંચી ગયા કે હવે 'ટોટલ વૉર.' આખા રાષ્ટ્રના રાષ્ટ્ર એક બીજા સામે

યુદ્ધમાં ઊતરી પડે છે. પણ 'વેરથી વેર શમતું નથી' એ વિચારની જે પરંપરા ચાલી તે સંતોની પરંપરા છે. કબીર, તુલસીદાસ વગેરે નિર્વૈર-વૃત્તિવાળા હતા. એટલે કે સંતોની પરંપરા છે નિર્વૈર-વૃત્તિની અને વીરોની પરંપરા છે અન્યાયના સામનાની. નિર્વૈરતા અને અન્યાય-પ્રતિકાર એ બન્ને ધર્મ છે. શિવાજી અને તુકારામ એક જ જમાનામાં થઈ ગયા. તુકારામ બુદ્ધ ભગવાનની નિર્વૈરતાની પરંપરા માંહેલા હતા જ્યારે શિવાજી એ વીરોની પરંપરા માંહેલા હતા. બન્નેને એકબીજા માટે આદરભાવ હતો. તુકારામનાં ભજનો સાંભળવા માટે શિવાજી ખૂબ જ પ્રેમપૂર્વક જતા, આમ છતાં શિવાજીના અન્યાય-પ્રતિકારના કામમાં તુકારામ સાથ ન આપતા. એ કહેતા કે એ કામ મારું નથી. અને શિવાજી પણ રાજસત્તા છોડીને તુકારામના ભજન-પંથમાં ન ભળ્યા. તુકારામને કોઈએ પૂછ્યું હોત કે 'શિવાજીનું અન્યાયનો સામનો કરવાનું કામ બરાબર છે કે નહીં?' તો એમણે કહ્યું હોત કે 'બરાબર છે.' વળી પેલાએ આગળ પૂછ્યું હોત કે 'એ બરાબર છે તો પછી તમે એમાં કેમ નથી ભળતા?' તો એ કહેત કે 'એ મારો ધર્મ નથી. સમાજની હાલત એવી છે કે શિવાજીને એમના કામમાંથી વારી શકાય તેમ નથી.' તો આ પ્રમાણે સમાજમાં બે પરંપરાઓ ચાલી.

## ગાંધીજીનો પ્રતિકાર-વિચાર

પછી હિન્દુસ્તાનમાં અંગ્રેજો આવ્યા. એમણે જનતા પાસેથી શસ્ત્રો પડાવી લીધાં. એમાંથી હિન્દુસ્તાન સામે એક એવો સવાલ ઊભો થયો કે અન્યાય સદા કાળ વેઠતાં રહેવું અથવા તો એના પ્રતિકારનો-સામનો કરવાનો કોઈ રસ્તો શોધી કાઢવો રહ્યો. એટલામાં ભગવાનની મહેરબાનીથી ગાંધીજી આવ્યા. એમણે સંતોની પરંપરાની સાથે સામનાનો વિચાર પણ જોડી દીધો. એમણે કહ્યું કે 'આપણે નિર્વૈર પણ રહીશું અને સામનો પણ કરીશું.' દુનિયાને આ એક મોટો વિચાર મળ્યો, એમાં નિર્વૈરતા અને પ્રતિકાર-વૃત્તિ એ બન્ને ભેગા થયાં. પરિણામે સમાજ માટે એક માર્ગ ખૂલ્યો, નહીં તો સમાજમાં બુદ્ધિભેદ ઊભો થાત. સમાજમાંથી કેટલાકનું વલણ આમનું હતું ને કેટલાકનું તેમનું હતું. સમાજના બે ભાગલા પડી

ગયા હતા. પણ હવે એવી યુક્તિ જડી આવી કે જાણે દૂધમાં સાકર, બન્ને માર્ગ એક થઈ ગયા. આપણે હવે એ મિશ્રણ પી શકીએ તેમ છીએ, નિર્વૈરતાથી પ્રતિકારની શક્તિ વધી અને પ્રતિકારથી નિર્વૈરતાની શક્તિ વધી, આ એક મોટો ઉપકાર થયો. આ પાડ ગાંધીજીનો છે, પણ એથી મોટો પાડ અંગ્રેજોનો ગણાય કારણ કે એમણે હથિયાર પડાવી લીધાં ન હોત તો લાખો લોકો ગાંધીજીની વાત ન માનત. બહુ થાત તો એમને મારા જેવા બે ચાર ચેલા મળી રહેત. પણ આ તો આખા દેશમાં વિચાર ફેલાયો અને એનો ભાંગ્યો-તૂટ્યો અમલ પણ થયો. પૂરી નિર્વૈરતા દાખવવાનું અઘરું હતું એટલે પછી બન્યું તેવું ભાંગ્યું-તૂટ્યું, લૂલું-લંગડું આચરણ કર્યું. પણ એમાંથી જ આ એક નવો માર્ગ નીકળી પડ્યો.

## આર્થિક ક્ષેત્રમાં અહિંસાનો પ્રયોગ જરૂરી

હવે વિજ્ઞાનનો જમાનો આવ્યો છે. વિજ્ઞાનને કારણે લડાઈનું સ્વરૂપ ભયંકર થઈ ગયું છે. પ્રાચીન કાળમાં લડાઈ આટલી ભયાનક નહોતી. એ જમાનામાં લડાઈમાં નુકસાન કરતાં ફાયદો વધારે થતો. પણ આ વિજ્ઞાનના જમાનામાં લડાઈની ભયાનકતા એટલી વધી ગઈ છે કે લડાઈથી લાભ બહુ જ થોડો થાય છે અને હાનિ જ પુષ્કળ થાય છે. એટલે જો નિર્વૈર પ્રતિકાર કરવામાં આવે તો સમાજના સવાલો પણ ઊકલે છે અને સમાજ કોઈ પણ જાતની હાનિમાંથી બચી જાય છે. તો આમ અંગ્રેજોની કરામત, ગાંધીજીનું નિમિત્ત અને વિજ્ઞાનના જમાનાનું આવવું, એ ત્રણ મળવાથી ભગવાન બુદ્ધના ઉપદેશનો અમલ કરવાની તક સાંપડી છે. હવે આપણે જો એનો અમલ કરીશું તો એ વિચાર દુનિયા બધીમાં ફેલાશે.

ગાંધીજીએ એ શસ્ત્રનો ઉપયોગ રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં કર્યો. પણ એટલાથી જ એ શસ્ત્ર સફળ થયું ન ગણાય, કારણ કે આપણને જે સ્વતંત્રતા મળી તેમાં દુનિયાની બીજી શક્તિઓ પણ કામ કરતી હતી. દુનિયાની શક્તિઓ એને અનુકૂળ હતી, અને તેથી દુનિયાને એવું કહેવાની તક પણ મળી કે એ તો મહાયુદ્ધ થયું તેમાં એવી શક્તિઓ ઊભી થઈ, જેને કારણે આપણને સ્વતંત્રતા મળી. હું પણ કબૂલ કરું છું કે દુનિયામાં એ

એટલું પૂરતું નથી. પહેલાં એટલું સ્વીકારો કે જમીન પર બધાનો અધિકાર છે, માત્ર તમારો નથી. મારી આ વાત જે માનતા નથી અને દયાળુ પણ નથી તે મારી માંગણી પણ સ્વીકારતા નથી. પણ જે દયાળુ છે તે કહે છે કે "તમારી માંગણી અમારે કબૂલ છે પણ સમતામાં અમે નથી માનતા. દુનિયામાં બુદ્ધિની તો વધઘટ હોય છે પછી સમતા શી રીતે થવાની હતી ?"

હું એવાને પૂછું છું કે ભગવાને વત્તી ઓછી બુદ્ધિ આપી છે તો પછી બધાને એક વોટ–મત આપવાનો અધિકાર શા સારુ આપવો ? એ તો સૌ જાણે છે કે પંડિત નેહરુ અને એમના પટાવાળામાં સરખી અક્કલ તો નથી જ, અને છતાં બન્નેને મત આપવાનો સરખો અધિકાર! એનો અર્થ એ થયો કે તમે વેદાંત સમજ્યા હો કે ન સમજ્યા હો પણ તમે આત્માની સમાનતા સ્વીકારી લીધી છે. માણસ માણસ વચ્ચે કંઈ ને કંઈ ફરક તો છે જ, પણ તમે બધાને એક મત આપવાનો અધિકાર આપ્યો એટલે કે આત્માની સમાનતા કબૂલ રાખી. તમે આ એક પાયાની વાત એક વાર સ્વીકારી એટલે હવે મકાનનું ચણતર પણ એના પર માંડવું રહ્યું. પાયો એક જાતનો અને મકાન જુદી જાતનું એમ ન બને. તમે બધાને સરખા મતાધિકાર આપીને સમતા કબૂલી એનો અર્થ એટલો થયો કે જમાનો સમતા માંગી રહ્યો છે. અને એ તમે સ્વીકારી તો હવે ધીરે ધીરે એને જીવનમાં ઉતારતા જાવ અને ત્યાં સુધી દયા–ધર્મ પાળતા જાવ.

### વામનનાં ત્રણ પગલાં

દયા પ્રાથમિક ધર્મ છે, ધર્મની એ પૂર્ણતા નથી. દયા એ ધર્મનું ફળ નથી, દયા તો ધર્મનું મૂળ, આરંભ છે. ધર્મ જ્યારે પરિપૂર્ણ થશે એટલે કે એને ફળ બેસશે ત્યારે સમતાનું ફળ બેસશે. ગીતાએ સંન્યાસી, યોગી, ભક્ત વગેરે તમામ મહાપુરુષોનાં લક્ષણોમાં સમતાની વાત કરી છે કારણ કે સમતા એ ધર્મનું લક્ષણ છે. આત્મા સમાન છે. માટે આપણે આપણું જીવન ધીમે ધીમે સમતા તરફ લઈ જવું જોઈએ. એટલે જે મને જમીન આપે છે તેમને હું કહું છું કે ગરીબોની સેવાનું મન

લો. જમીન આપવી એ તો શરૂઆત માત્ર છે. ગરીબોની સેવા કરતાં કરતાં તમે જાતે ગરીબ બની જશો, પોતાની ઇચ્છાથી આ રીતે ગરીબ બનશો તો સાચી સમતા પ્રાપ્ત થશે. (૧) જમીન આપવી, (૨) ગરીબોની સેવાનું વ્રત લેવું અને (૩) જાતે ગરીબ બની જવું : વામનનાં આ ત્રણ પગલાં છે. બધાં ગરીબ બનશે ત્યારે ગરીબી જવાની છે. ગરીબી વહેંચાશે ત્યારે ગરીબી જશે. અને ત્યારે બધાના સ્તર એક થઈ જશે.

## સૌમ્ય અને ઉગ્ર સત્યાગ્રહ

સમાજમાં દયા ચાલે છે અને લોકો માને છે કે વિષમતા જેમની તેમ ટકાવી રાખીને દયા કરી શકાય. પણ હવે દયા પૂરતી નથી. હવે સમતાની જરૂરત છે. સમતા સ્થાપવા માટે ભૂદાન-યજ્ઞ ચાલે છે. નિર્વૈર પ્રતિકાર અને સત્યાગ્રહનું આ એક અંગ છે. હું સતત ફર્યા કરું છું, વરસતા વરસાદમાં પણ ફરું છું. લોકો પાસે છઠ્ઠો ભાગ માંગુ છું. કોઈ થોડું આપે છે તો લેવાની ના પાડું છું. આ બધો સત્યાગ્રહ જ ચાલે છે. કેટલાક મને પૂછે છે કે 'આની અસર ન થઈ તો તમે શું કરશો ?' મેં એને કહ્યું કે હું એ રીતે વિચાર જ કરતો નથી. પણ કશું જ પરિણામ ન આવ્યું તો સત્યાગ્રહ એક એવું મહાન શસ્ત્ર છે કે એની સામે કોઈ ટકી શકતું નથી, કારણ, એમાં નિર્વૈરતા અને પ્રતિકાર એ બન્ને સમાયેલાં છે, અને એનાથી શક્તિ વધી જાય છે.

આ મારો સૌમ્ય સત્યાગ્રહ ચાલે છે. આગળ ઉપર એ ઉગ્ર પણ બની શકે. હું આવી વાત કરું છું ત્યારે કેટલાક કહે છે કે હવે તમે તો ધમકાવવા મંડયા. પણ ધારો કે કોઈ દીકરો પોતાના દારૂડિયા બાપને કહે કે તમે દારૂ નહીં છોડો તો હું ખાવાનો નથી તો શું એમાં દીકરાએ બાપને ધમકાવ્યો ગણાશે ખરો ? દીકરો પોતાની બૂરી લત ન છોડતો હોય અને તેથી મા ખાવાનું છોડે તો શું માએ દીકરાને ધમકાવ્યો ગણાશે ? તો એ ખ્યાલ રાખવો જોઈએ કે જ્યાં નિર્વૈરતા અને પ્રતિકાર બન્ને આવ્યાં ત્યાં ધમકાવાતું નથી, જગાડાય છે. બાળકને કેવી રીતે જગાડીએ છીએ ? મા એચાર વાર ઊઠ ઊઠ કહે છે, તેમ છતાં ન ઊઠે તો પછી એને ઢંઢોળાને

ઉડાડે છે. આમ એક પછી એક ક્રિયાઓ આવે છે. એટલે શબ્દ પછી જે સ્પર્શ આવે છે તે ધમકી અથવા હિંસા નથી પણ પ્રેમનો સ્પર્શ છે. પ્રેમ પોતાના નાના સ્વરૂપમાં હારે છે ત્યારે પોતાનું મોટું સ્વરૂપ પ્રગટ કરે છે. પાંચ રૂપિયાથી કામ સરે તેમ ન હોય તો દસ રૂપિયા આપીએ ત્યારે વાત તો એકની એક જ થઈ. પણ પાંચ રૂપિયાથી કામ ન સર્યું એટલે છ તમાચા ખેંચી કાઢીએ તો એ જરૂર ધમકી થઈ. પણ પાંચ રૂપિયાને ઠેકાણે છ કે દસ રૂપિયા આપવા એ ધમકી નથી, એ તો એ જ રસ્તે જરા આગળ જવાપણું છે. તમારી જડતા છે તેને દૂર કરવા માટે જરા વધારે ચૈતન્ય પ્રગટાવવું પડે છે. સામે જેટલું અંધારું તેટલો પ્રકાશ જોઈએ. મારા મનમાં પડાવી લેવાની કે ધમકાવવાની કોઈ વાત નથી. મારે તો આત્માને જગાડવો છે. એને જગાડવા માટે ફરવું પડે છે, માંગવું પડે છે અને ભાષણ પણ કરવાં પડે છે. એને માટે સત્યાગ્રહ કરવો પડે તો તે પણ કરીશ કારણ કે એ પણ જગાડવાની જ પ્રક્રિયા છે.

સત્યાગ્રહ એ પ્રેમની પ્રક્રિયા છે. એટલે જેની સામે સત્યાગ્રહ થશે તે આપણો પાડ માનશે. મા દીકરાને સુધારવા ભૂખી રહે છે તો દીકરો મનમાં વિચાર કરે છે કે મા ઉપવાસ કરે છે તે મારા પર ઉપકાર જ કરે છે. એ જ રીતે સામેવાળો સત્યાગ્રહને ધમકી નહીં માને. જો સામેવાળાને એ ધમકી લાગશે તો સમજવું કે એ સાચો સત્યાગ્રહ નથી. પણ એને બદલે એને એમ લાગે કે આ ધમકી નથી પણ પ્રેમનું મોટું સ્વરૂપ પ્રગટ થઈ રહ્યું છે ત્યારે જ એ સાચો સત્યાગ્રહ હશે.

બેગૂસરાય, ૧–૧૧–૧૯૫૩

## વિજ્ઞાનના પાયા પર નવું સમાજ-શાસ્ત્ર : ૨૦ :

તમારા આ પુણ્યપાવન પ્રદેશમાં સોળ અહિનાથી સૂર્યનારાયણની નિયમિતતા અને સાક્ષીએ મારી પદયાત્રા ચાલી રહી છે. એ દરમ્યાન મને ગામેગામ જે દર્શન થયું છે તે અદ્‌ભુત અનુભવ છે. જે લોકો ભણેલા ગણેલા નથી, જેમને શાસ્ત્રનું કશું જ્ઞાન નથી, ઇતિહાસ પણ જાણતા નથી એવા લોકો પણ ખૂબ ઉત્સુકતાથી ભૂદાનનો વિચાર સાંભળવા સારુ આવે છે. ગામડાના લોકો આ વિચારને સારી રીતે સમજે છે અને એમને ગળે પણ વાત ઊતરે છે. કયારેક કયારેક તો લોક આવીને મારી પાસે ફરિયાદ કરે છે કે હજી સુધી એમની પાસે કોઈ માંગનારો ગયો જ નથી. સામાન્ય રીતે બિહારની જનતામાં ભૂદાન માટે આટલી ઉત્સુકતા છે. પણ શહેરના લોકોએ એ વાત સમજવી બાકી છે.

### ગ્રામીણ ક્રાંતિનો આગેવાન

બુદ્ધિ અને હૃદય એમ બે ભાગ પાડીને વિચારીએ તો કહેવું પડશે કે દેશની બુદ્ધિ શહેરમાં છે અને હૃદય ગામડામાં છે. શહેરીઓનું એવું થાય છે કે કોઈ બાબત હોય તો તે પહેલાં એમની બુદ્ધિમાં ઊતરે છે અને પછી એમાં થઈ ને હૃદયમાં પ્રવેશ કરે છે ત્યારેએ બાબત એને ગ્રહણ થાય છે. એથી ઊલટું ગામડાવાળાઓના હૃદયમાં એક વાત ઊતરે છે ત્યાર પછી એ એને સમજાય છે અને ગ્રહણ થાય છે. આ બન્ને માનસના જુદા જુદા પ્રકાર છે. એટલે ગામડાવાળાઓને આ વાતની જેટલી ખબર પડી છે તેટલી શહેરીઓને નથી પડી તેની મને નવાઈ નથી લાગતી. રસ્તો બનાવવાનું કામ મોટર ચલાવનારા નથી કરતા, એ તો કોદાળી વીંઝનારા કરે છે. પેલા રસ્તો બનાવી પરવારે એટલે મોટરવાળા એના પરથી સરરર કરતા મોટરો દોડાવે છે અને રસ્તાનો ઉપયોગ કરવામાં પહેલા થાય છે. તેવી જ રીતે ક્રાંતિનો રસ્તો બાંધનારા ગામડાવાળા હોય એ દુનિયાનો અનુભવ છે. એ બંધાયા પછી શહેરવાળાને હાથે એની પૂર્ણતા થાય છે. ક્રાંતિનો મૂળભૂત વિચાર કોઈ ચિંતનશીલ જ્ઞાનીને સૂઝે છે અને પછી એ આમ-જનતામાં દાખલ થાય છે. ત્યાર પછી શહેરવાળા એની છણાવટ કરે છે અને એને ગ્રહણ કરે

છે. ત્યાર બાદ સરકાર એને કબૂલ કરે છે અને એના પ્રમાણે કાયદા ઘડે છે. એટલે મને એનું આશ્ચર્ય પણ નથી અને દુઃખ પણ નથી.

## ભૂમિ-સમસ્યા ઊકલશે જ

હું પગપાળો ફરું છું. હું પૂરતી ધીરજ રાખું છું એ પણ બધા જાણે છે. ધીરજ ન હોત તો અત્યાર સુધીમાં મારા પગ ભાંગી ગયા હોત. ઊલટું મારો ઉત્સાહ રોજેરોજ વધતો જ જાય છે કારણ કે વિચારનું સમ્યક્ દર્શન માત્ર મારી બુદ્ધિને જ થાય છે એમ નથી, હમણાં દિનકરજીએ પણ એ જ ગાયું. એમને પણ આઘેનું દેખાય છે. કવિનું લક્ષણ જ એ છે. "कविः क्रान्तदर्शी।" ભેદ હોય તો એટલો જ કે એમને કવિ તરીકે જે દર્શન થયું તે જ મને ચિંતનશીલ તરીકે થયું. ભૂમિ કેટલી મળે છે એની ચિંતા મને નથી. પણ એટલી કાળજી જરૂર રાખું છું કે લોકો વિચાર કેટલો ગ્રહણ કરે છે.

## માનસશાસ્ત્ર અને વિજ્ઞાન પર આધારિત સમાજ-રચના

મનુષ્યનું જીવન અનેકવિધ શાખાઓથી પૂર્ણ છે. જીવનની અનેક શાખાઓ છે અને એમાંની એક એક શાખાનું અધ્યયન કરનારા કેટલાયે હોય છે. એક એક શાખા પર શાસ્ત્રો લખાયાં છે અને એવાં શાસ્ત્રોની સંખ્યા દહાડે દહાડે વધતી જ જાય છે. પણ સૌથી વધારે ગૂંચવનારું અને છતાં મહત્ત્વનું તથા રોજેરોજ વિકાસ પામનારું શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર છે. સમાજશાસ્ત્રના પેટમાં અનેક શાસ્ત્રો સમાય છે. પણ પ્રાચીન કાળથી આજ સુધીમાં જુદા જુદા દેશોની પરિસ્થિતિ પ્રમાણે જુદી જુદી રીતે એ રચાયાં છે. આજના જમાનાની સૌથી મોટી શક્તિ વિજ્ઞાન છે. જૂના જમાનામાં જુદા જુદા દેશોમાં જે સમાજશાસ્ત્રો રચાયાં તે બધા માનસશાસ્ત્રને આધારે રચાયાં હતાં. આજ સુધીની સમાજરચના માનસશાસ્ત્રને આધારે જ કરવામાં આવી હતી. એમાં એવો વિચાર કરવામાં આવતો કે 'બીજાને પણ મારી જેમ જ કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે લાગણી થાય છે. એનું સમાધાન શી રીતે કરવું? એના પર કઈ રીતે કાબૂ કે જેથી અનર્થ ન થતાં સૌને સુખ મળે?'.

પણ વિજ્ઞાનનો આ જમાનો કંઈક જુદી જ વાત કરે છે. વિજ્ઞાન મનથી પર છે, મનથી ઉપર છે. સામે પડેલી વસ્તુનો ગુણધર્મ મારી ઇચ્છા પર નભતો નથી. ખાંડનું ગળપણ, મીઠાની ખારાશ કે વર્તુળનું ગોળહોવાપણું એ મારી ઇચ્છા, મારી વાસના કે મારી રુચિ પર આધાર રાખતું નથી, એ સ્વતંત્ર છે. એની મારા પર જે અસર પડે તેની જવાબદારી મારી, બાકી એનું પોતાનું તો એક સ્વતંત્ર અસ્તિત્વ છે. વિજ્ઞાને બતાવી આપ્યું છે કે આપણે સૃષ્ટિના નિયમો પ્રમાણે જ ચાલવું પડશે. આમ તો સૃષ્ટિના નિયમો અનેક છે પણ એમાંથી મૂળભૂત નિયમ એ છે કે: 'વાવો તેવું લણો'. આંબાની ગોટલી વાવશો તો કેરી પામશો ને બાવળ વાવશો તો કાંટા પામશો. આમાં ફેર પડે તેમ નથી. આમ તો એ વાતની આપણને પહેલેથી જ ખબર છે પણ આજે વ્યાપક થયેલા વિજ્ઞાને એ વાત ખૂબ મોટા પાયા પર પ્રગટ કરી. એટલે સૃષ્ટિ અંગેનો આ અનુભવ આપણે સૃષ્ટિ પૂરતો મર્યાદિત રાખી શકીએ તેમ નથી. સમાજશાસ્ત્ર પણ આપણે એ અનુભવના આધારે રચવું પડશે. આજ સુધી બૂરાઈનો સામનો બૂરાઈથી કરવાના અનેક પ્રયત્નો થયા, પણ વિજ્ઞાન કહે છે કે એનાથી તો બૂરાઈ વધતી જ જાય, ઘટે બટે નહીં. વિજ્ઞાનને કારણે લોકોને આનો પ્રત્યક્ષ અનુભવ થઈ રહ્યો છે.

એવી જ રીતે વિજ્ઞાને સામૂહિક પ્રયત્નોની દિશા ખોલી છે. આજ સુધી સામૂહિક ભાવના સંકુચિત હતી તે હવે વિશ્વવ્યાપી બની ગઈ છે. આપણે ત્યાં કેટલા મોટા મોટા સમ્રાટો ને એમનાં સામ્રાજ્યો થઈ ગયાં પણ દુનિયાને બીજે છેડે શું ચાલે છે તેનું એમને ભાનેય નહોતું. જ્યારે આજે તો નાનકડો નિશાળિયો પણ દુનિયામાં શું ચાલી રહ્યું છે તે જાણે છે અને દેશવિદેશના રાજકારણમાં પણ એને રસ છે. પહેલાં આમ નહોતું કારણ કે તે વખતે વિજ્ઞાન આટલું વિકસ્યું નહોતું. મોટે ભાગે તો કોઈ વ્યક્તિને કંઈ અનુભવ થયો હોય તો તેની એને જ ખબર. પણ આજે વિજ્ઞાને એવી હાલત કરી મેલી છે કે હવે તો જે કંઈ થશે તે બધું સામૂહિક રીતે જ થવાનું. હિંસા મારનાં હથિયારો બનાવવાનાં હશે તો તે પણ વિશાળ પાયા પર, અને અહિંસાનું સંગઠન થવાનું હશે તો તે પણ વિશાળ

પાયા પર. ક્રૂરતાભર્યાં કામો પણ થશે તો વિશાળ પાયા પર થશે અને દયાનાં કામો થશે તો તે પણ વિશાળ પાયા પર થશે.

## વિજ્ઞાનના જમાનામાં સામૂહિક પ્રયોગ

ભગવાન બુદ્ધ જેવાનો અવાજ દુનિયામાં ફેલાતાં સેંકડો વર્ષ વહી ગયાં, જ્યારે આજે મારા જેવા સાધારણ માણસનો અવાજ પણ દુનિયાભરમાં ઘડીના છઠ્ઠા ભાગમાં ફેલાઈ જાય છે. એટલે હવે જે કંઈ કામ, ચિંતન કે પ્રયોગ થશે તે સામૂહિક રીતે જ થવાનાં. તેથી તો મે કહી રાખ્યું છે કે હિંદુસ્તાનમાં: જે આત્મજ્ઞાન પ્રગટ થયું તેનાથી વ્યક્તિગત ક્ષેત્રમાં કેટલુંક સંશોધન થયું. હવે પશ્ચિમમાંથી આવેલા વિજ્ઞાનનો પ્રભાવ પડવા માંડયો છે. અને એ એના મિશ્રણમાંથી સામૂહિક અહિંસા પેદા થઈ રહી છે. તમે જાણો જ છો કે આજે વિશાળ પાયા પર શસ્ત્રોનો પ્રયોગ થઈ રહ્યો છે. પાકિસ્તાન અમેરિકા પાસેથી મદદ માંગે છે ને પેલો એને મદદ આપે પણ છે. આખા એશિયા પર એની અસર પડે છે. કેટલાક વિચારમાં પડયા છે તો કેટલાકને ફિકર પડી છે. આખા એશિયાના દેશોને આ પ્રમાણે લાગણી થાય છે તેથી એની અસર પણ તમામ એશિયાવાસીના જીવન પર પડી શકે. એશિયાના ભાગલા પડી જાય અને એ બધા અંદર અંદર લડવા માંડે એમ પણ બને. પણ મને એની ચિંતા નથી થતી. આજે તો જે કંઈ યોજના થશે કે જે કંઈ સંગઠન થશે તે બધું જ ખૂબ મોટા પાયા પર થવાનું. એટલે હવે પહેલાંની જેમ એક જાતિ ને બીજી જાતિ વચ્ચેના ઝઘડા નહીં થાય. દેશ દેશ વચ્ચે પણ લડાઈ નહીં થાય, હવે થશે તો એક રાષ્ટ્રસમૂહ અને બીજા રાષ્ટ્રસમૂહ વચ્ચે લડાઈ થશે વિજ્ઞાન તો બોલી ચૂકયું છે. એ કહે છે કે બૂરાઈનું ફળ બૂરું અને ભલાઈનું ફળ ભલું આવશે. વ્યાપક રીતે એનો પ્રયોગ કરીને અનુભવ કરી જુઓ

તેથી લોકો જ્યારે વિશ્વયુદ્ધની વાત કરે છે ત્યારે મને તો ઉત્સાહ જ આવે છે. એમ લાગે છે કે લોકો જોરથી અહિંસા તરફ દોટ મૂકી રહ્યા છે. વિજ્ઞાન અને હિંસાનો હાથ-મેળાપ થયો તો નક્કી માનવ જાતિનું ધનોત-પનોત નીકળી જવાનું છે. અને તેથી વિજ્ઞાન સાથે અહિંસાને જોડવાની

વૃત્તિ જ બરાબર છે. હિંસાના નાના નાના પ્રયોગ થયા કરશે તો એનો પાર નથી આવવાનો પણ જો મોટો પ્રયોગ થશે તો તરત જ પરિણામ આવીને ઊભું રહેશે. એમાં ક્યાં તો માણસની બુદ્ધિ ફેરવાશે અને ક્યાં તો માણસ જાતે ખતમ થઈ જશે; પણ મને ખાતરી છે કે માણસમાં અક્કલ છે, અને તેથી એ પોતાની જાતને નિર્વીર્ય બનવા નહીં દે. અને આ (હિંસાના) પ્રયોગોનો થોડા જ વખતમાં અંત આવવાનો છે. પછી અહિંસા આવશે તે વિશાળ પાયા પર આવશે. એટલે આ બનાવો મને તો મામૂલી લાગે છે.

## મહાયુદ્ધ સૃષ્ટિ-શક્તિનું પરિણામ

૭ મહિના પર આપણા વડા પ્રધાને કહ્યું હતું કે 'હિંદુસ્તાન અને પાકિસ્તાનના સંબંધો સુધરી રહ્યા છે.' હવે એ જ કહે છે કે 'દૃશ્ય ફેરવાઈ રહ્યું છે અને બીજી જ સ્થિતિ પેદા થઈ રહી છે.' આનો શો અર્થ? એનો અર્થ એ જ કે માણસની બુદ્ધિ આ બધાં કામ કરતી નથી, પણ સૃષ્ટિ-દેવતા એ બધું કરી રહ્યા છે. ધરતીકંપ થવાનો હોય તેની ખબર કંઈ પહેલેથી નથી પડતી, તેવી જ રીતે વિશ્વયુદ્ધ પણ થવાનું હોય તો તેની પણ પહેલેથી ખબર કોઈને નથી પડતી—નથી તો ખબર પડતી ભારતના વડા પ્રધાનને કે નથી પડતી અમેરિકાના પ્રેસિડેન્ટને. તો ધરતીકંપ એ જેમ સૃષ્ટિ-શક્તિનું પરિણામ છે તે જ રીતે મહાયુદ્ધ પણ વિશ્વ-શક્તિનું પરિણામ છે. એ માનવ-બુદ્ધિથી નથી થતાં. માણસ તો માત્ર હથિયારો ઘડે છે અને પછી એનાથી લડીને નાશ પામે છે. બાકી માનવનો સંહાર થાય એવી લડાઈ કોઈને ખપતી નથી. દુનિયામાં આવી ઇચ્છા ધરાવનારો કોઈ શેતાન પાક્યો નથી. પણ સૃષ્ટિનું ચક્ર ચાલે છે અને ગતિ મળે છે.

## વિજ્ઞાન હલેસાં અને આત્મજ્ઞાન સુકાન

ગતિ આપવી એ વિજ્ઞાનનું કામ છે. પણ અમુક ચોક્કસ દિશામાં દોરી જવાનું કામ વિજ્ઞાનથી નથી બનતું. એ તો આત્મજ્ઞાનથી જ થાય. વિજ્ઞાન ગતિ આપે અને આત્મજ્ઞાન દિશા ચીંધે છે. મોટરમાં ગતિ આપનારું યંત્ર જુદું હોય છે અને એને અમુક દિશામાં લઈ જનારું યંત્ર જુદું હોય છે. હોડીમાં પણ ગતિ અમુક રીતે અપાય છે અને દિશામાં વાળવાનું બીજી

રીતે થાય છે. તો આમ દિશા ચીંધનારી અને ગતિ આપનારી એ અલગ અલગ શક્તિઓ છે. વિજ્ઞાન ગતિ છે, દિશા ચીંધવાની શક્તિ એનામાં નથી. એ તો આત્મજ્ઞાનમાં છે. પણ હવે વિજ્ઞાન અને આત્મજ્ઞાન નજીક આવી રહ્યાં છે એટલે પ્રયોગો કરીને થોડુંક નુકસાન વેઠયા પછી માણસ પાછો સીધે રસ્તે ચઢી જશે અને ઉત્તમ સમાજશાસ્ત્ર રચાશે, ત્યાં સુધી એ ડામાડોળ અને અસ્થિર રહેશે.

## દુનિયામાં કોઈ દેશ આઝાદ નથી

જનતા સાચી સ્વતંત્રતા અનુભવી શકે, બધાંને સાચી સ્વતંત્રતા પ્રાપ્ત થાય એવું આપણે ઇચ્છીએ છીએ. દુનિયામાં આજે કેટલાક દેશો આઝાદ તો કેટલાક ગુલામ છે, પણ મને તો એક દેશ આઝાદ દેખાતો નથી. બીજા મહાયુદ્ધની શરૂઆત અને અંત આપણે જોયાં. હિટલરના રાજ્યમાં જર્મની સ્વતંત્ર ગણાતું હતુ. ત્યાં સેનાપતિનો હુકમ મળતાંની સાથે દસ દસ ને પંદર પંદર લાખ સૈનિકો ઊભા થઈ જતા અને બીજાઓ પર હુમલો કરતા. એ જ રીતે સેનાપતિનો હુકમ આવ્યો કે 'હથિયાર હેઠાં મેલો ને શત્રુને શરણે જાવ' એટલે લાખો સૈનિકો શસ્ત્ર હેઠાં મેલીને શત્રુને શરણે ગયા. આને હું આઝાદી નથી માનતો. આખા દેશની કુલ પ્રજા દસ વીસ માણસોની આજ્ઞા પ્રમાણે હથિયારો ઉઠાવે યા હેઠાં મેલે, એને હું આઝાદી નથી માનતો.

## સરકાર સરેરાશ બુદ્ધિની હોય છે

આજે જુદા જુદા દેશોમાં ચૂંટાયેલા લોકો રાજ્ય કરે છે. લોકોએ એમને ચૂંટયા છે. પહેલાંના જમાનામાં રાજાઓ ચૂંટાતા નહોતા, એ તો એમની મેળે થતા. પણ આજે રાજ કરનારા ચૂંટાય છે. પણ સુરદાસે જે આક્ષેપ કર્યો હતો તે આજે પણ એટલો જ ખરો છે, આજે પણ એમાં કશો ફેર પડયો નથી. એમણે કહ્યું હતું:

'ઊધો करमन की गति न्यारी !
मूरख मूरख राजे कीन्हें, पण्डित फिरत भिखारी !'

આજે ચૂંટાયેલા લોકો જ રાજ ચલાવે છે. એ સર્વોત્તમ બુદ્ધિવાળા

નથી હોતા પણ સરેરાશ બુદ્ધિવાળા હોય છે. ડેરીનું દૂધ હોય છે તે સારામાં સારી ગાયના દૂધ જેવું સારું પણ નથી હોતું અને ખરાબમાં ખરાબ ગાયના દૂધ જેટલું ખરાબ પણ નથી હોતું. તેવી જ રીતે સર્વસાધારણના મતથી ચૂંટણી થતી હોય ત્યાં ચૂંટાનારા સર્વોત્તમ બુદ્ધિવાળા નથી હોતા પણ સરાસરી બુદ્ધિવાળા હોય છે. જનતા સર્વોત્તમ બુદ્ધિ પારખી નથી શકતી. તેથી જ સત્તાધારી લોકોથી ક્રાંતિ નથી થતી. એ તો લોકોને જે તરફ જવું હોય તે તરફ માત્ર લઈ જઈ શકે. એ લોકો આજ્ઞા માનનારા હોય છે. અમેરિકાની જનતાને દારૂ પીવો છે તો ત્યાંની સરકાર દારૂબંધી નહીં કરી શકે કારણ કે એ તો સેવક છે, ગુરુ નથી. એ લોકોને આગળ દોરી જઈ શકે નહીં, એ તો લોકોની જોડે રહી શકે. એટલે માર્ગદર્શકનું કામ એ ન કરી શકે. ત્યાં કોઈ સ્થિતપ્રજ્ઞના હાથમાં સત્તા નથી. ત્યાં જેમની પ્રજ્ઞા (બુદ્ધિ) સામાન્ય માણસની પ્રજ્ઞાની બરાબરીની છે એવાની પ્રજ્ઞાથી કારભાર ચાલે છે. અને તેથી તો દુનિયામાં સત્તાધારીઓની સત્તા ચાલે છે. લોકો એમને પોતાના પ્રતિનિધિ માને છે અને એમની સત્તા સ્વીકારે છે. પેલા પણ એટલું નથી સમજતા કે પોતે ધારે તો જનશક્તિ પેદા કરી શકે. એ તો આજની પદ્ધતિએ જનતાનું રક્ષણ શી રીતે થઈ શકે તેનો જ વિચાર કરે છે. પરિણામ એ આવે છે કે બધે શાસન ચાલે છે અને લોકોને અનુશાસન (શિસ્ત)ના પાઠો પઢાવવામાં આવે છે. અનુશાસનને બધા ગુણોનો રાજા મનાવે છે. હું પણ એને એક ગુણ માનું છું, પણ આજે તો શિક્ષણ પર પણ રાજ્યની સત્તા ચાલે છે. આને હું સૌથી વધારે જોખમકારક સમજું છું.

## વિચારની સ્વતંત્રતા

મેં કેટલીયે વાર કહ્યું છે કે 'ન્યાયાધીશ પર સરકારની સત્તા ન હોવી જોઈએ એ જેમ સ્વીકારાયું છે તેમ શિક્ષણ પર પણ સત્તા ન હોવી જોઈએ. શિક્ષણ પર પ્રાન્ત-સત્તા જ ચાલવી જોઈએ.' આજે વિદ્યાર્થીઓ સમક્ષ બોલતી વખતે મેં કહ્યું હતું કે આજની દુનિયામાં જે જોખમ ઊભું થયું છે તેનાથી વિદ્યાર્થી બચીને ચાલે. સત્તાધારીને જેવાં વિચારની જરૂર હોય તેવા જ વિચાર એ બધાના મગજમાં ઠાંસવા માગે છે. એ લોકો સમાજને પોતાને ફાવતો આકાર આપવા માટે શિક્ષણને પોતાનું ઓજાર

બનાવે છે. પણ જો તમારે દેશને ઉત્તમ આકાર જ આપવો હોય તો શિક્ષણ પર સરકારની સત્તા ન હોવી જોઈએ. ગામના હાથમાં શિક્ષણ રહેવું જોઇએ, તો જ વિચારની સ્વતંત્રતા જળવાશે. વિચારોની સ્વતંત્રતાથી મોટાં મોટાં સામ્રાજ્યોવાળા હાલી ઊઠે છે. કૉમ્યુનિસ્ટો એમ માને છે કે રાજ્યસત્તા ખરી પડવી જોઈએ. પણ એ લોકો સુદ્ધાં વિચાર-સ્વાતંત્ર્યથી ગભરાય છે અને આજની એમની જે સત્તા છે તેને મજબૂત બનાવવા મથે છે. તો પછી બીજા કે જે રાજસત્તા તો કાયમ રહેવી જ જોઈએ એમ માને છે એમની તો વાત જ શી કરવી? તો સત્તાધારીઓ દેશને અમુક એક વિચારમાં જકડવા મથે છે તે ખૂબ જોખમકારક બાબત છે. એને કારણે કોઈ પણ દેશમાં વિચારની આઝાદી નથી. આમ વિચારની સ્વતંત્રતા ન રહે અને ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં સત્તા રહે તો માથે જોખમ લટકતું જ રહેવાનું.

## કેન્દ્રિત અને વિકેન્દ્રિત આયોજન

આજે મૂઠીભર માણસો દિલ્હીમાં બેસીને દેશ આખાની યોજના ઘડે છે. એ લોકો બુદ્ધિમાન છે અને નિઃસ્વાર્થ બુદ્ધિથી વિચાર કરે છે એ કબૂલ, છતાં પણ પાંચ લાખ ગામડાની યોજના ઘડવાનું કામ ગણ્યાગાંઠ્યા માણસોના હાથમાં રહે તે ખૂબ જ જોખમકારક છે. દરેક ગામ પોતપોતાની યોજના કરે તો એમાં થોડો દોષ રહી ગયો તો પણ એનાથી બીજા ગામને તો નુકસાન નહીં જ થાય, અને બધાની બુદ્ધિનો વિકાસ પણ થશે. પણ જો દિલ્હીવાળા પ્લાનિંગ કમિશન-યોજના કરનારાઓની જો કોઈ ભૂલ થઈ ગઈ તો પાંચે લાખ ગામડાંને નુકસાન પહોંચશે. ઉપરાંત, એમાં બધાની બુદ્ધિનો ઉપયોગ પણ થતો નથી. હવે આપણે જે સમાજશાસ્ત્રની રચના કરવી છે તેમાં તથા સામૂહિક અહિંસામાં સત્તાનું વિભાજન અત્યંત જરૂરી છે. એ વિના શોષણનો અંત આવવાનો નથી. બધાને પૂરી સ્વતંત્રતા મળે એવી જો આપણી ઇચ્છા હોય તો સત્તાનું પૂરેપૂરું વિભાજન થવું જોઈશે. તમે કહેશો કે એની પણ મર્યાદા તો હશે ને? હા, મર્યાદા જરૂર હશે. કેટલીક બાબતો એવી હશે કે જે ગામડાંવાળાઓ નહીં વિચારી શકે. એવી બાબતોનો નિર્ણય કરવાનો બોજો એમના પર નંખાવો ન જોઈએ. આમ

છતાં ગામ પર તો ગામની જ સત્તા હોવી જોઈએ. ગામનું શિક્ષણ ગામવાળાઓના જ હાથમાં હોવું જોઈએ. ગામમાં કયો માલ આવે; ગામમાંથી બહાર કયો માલ જાય, ગામની દુકાન કેવી રીતે ચલાવવી : આ બધી બાબતો પર કેન્દ્રમાંથી સલાહ ભલે મળતી પણ એનો અમલ કરવાની જવાબદારી તો ગામની જ રહેવી જોઈએ. એમ બનશે ત્યારે જ સ્વરાજ્ય આવશે, ત્યારે જ વ્યાપક અહિંસાનો પ્રયોગ પણ થઈ શકશે અને ત્યારે જ દેશમાં શાંતિ પણ જળવાશે.

## જોખમ બહારનું નથી, અંદરનું છે

કેટલાક એવો વિચાર કરે છે કે જોખમ જેવું લાગે છે માટે હિંદુસ્તાનને મજબૂત બનાવવું જોઈએ. પાકિસ્તાન અમેરિકા પાસેથી લશ્કરી મદદ લે છે. તમને એમ લાગે છે કે ગરમી ઘણી પડે તો જોખમ છે, અથવા તો ઠંડી ઘણી પડે તો જોખમ છે, પણ તમને એ વિચાર નથી આવતો કે પેટ બગડ્યું હોય તો પણ જોખમ છે. પેટ જો બરાબર હોય તો ઠંડી વધારે હોય કે ગરમી, એનાથી નુકસાન નથી થતું. પાંચ મહિના પહેલાં તો તમને જોખમ નહોતું લાગતું અને આજે* જ હવે કેમ લાગવા માંડયું છે? એવું તે શું થઈ ગયું છે? પહેલાં જો જોખમ હતું તો આજે પણ છે અને પહેલાં નહોતું તો આજે પણ નથી. એક મોટા દેશ માથે નાનકડી બાબતથી જોખમ હતું ન હતું થાય એ કેવી વિચિત્ર વાત છે? આજે પણ આપણા દેશમાં આભડછેટ છે. મારા જેવો દેવદર્શને જાય છે તો એને માર પડે છે. આ ઓછું જોખમ છે? આજે ભૂમિહીનોનો કોઈ ભાવેય નથી પૂછતું એ જેવું તેવું જોખમ છે? અને રામમોહન રોયથી માંડીને ગાંધીજી સુધીના બધાએ જે જાતિભેદ પર પ્રહાર કર્યા તે આજે ચૂંટણીને લીધે ફરી માથું ઊંચકી રહ્યો છે એ ઓછું જોખમ છે? આ તો બહાર કશુંક થાય છે તો આપણે ફફડી ઊઠીએ છીએ કે આફત આવી પડી. પણ જરા ઝીણી નજરે જોવું જોઈએ. આ દેશ સ્વતંત્ર નહોતો ત્યારે એક જાતનું જોખમ

* તે વખતે પાકિસ્તાન અને અમેરિકા વચ્ચે લશ્કરી મદદ અંગે કોલકરારો થયા હતા.

હતું. સ્વરાજ્ય મળ્યા પછી પણ જોખમ છે. આપણને અંદરનુ જોખમ છે તેટલું બહારનું નથી. આ અંદરખાનેનું જે જોખમ છે તે દૂર કરીએ તો દેશ મજબૂત બને. છતાં ગમે તે રીતે પણ જનતા દેશને મજબૂત બનાવવો જોઈએ એ વાત સમજવા માંડી છે એટલું સારું છે

'નીતિ બીજા પર આધાર રાખનારી નહીં પણ સ્વતંત્ર જોઈએ

કેટલાક વળી એમ કહે છે કે પાકિસ્તાન અમેરિકાની મદદ લે છે તો આપણે રશિયાની મદદ લઈએ એટલે કે આપણે આપણો દેશ કેવો બનાવવો તે પાકિસ્તાન પર છોડીએ છીએ એ લશ્કર વધારે તો આપણે પણ વધારીએ. એમને વિશ્વયુદ્ધ કરવાનો અભખરો થાય તો આપણે પણ એમ કરીએ. એ પોતાનો દેશ બીજાને સોંપી દેતા હોય તો શું આપણે પણ એમ જ કરવું છે? એ નચાવે તેમ આપણે નાચીએ. આનો અર્થ શું? વળી કેટલાક કહે છે કે રશિયાની તે શી મદદ લેવી હતી? અમેરિકા પાસેથી જ મદદ લઈએ, એ આપણને મદદ કરશે જ. બે બિલાડીઓ લડશે તો વાંદરાભાઈ ન્યાય આપવા જરૂર આવવાના અને બન્નેને ઘટતો ન્યાય આપવા મથવાના! આપણા વડવા આ વાત બરાબર સમજાવી ગયા છે. આમ છતાં તમારી એવી ઇચ્છા છે? ત્રીજા વળી એવું કહે છે કે આપણે બીજા કોઈ પાસેથી મદદ તો ન જ લેવી પણ પોતાની મેળે તાકાત વધારવી જોઈએ. આનો તો અર્થ એવો થયો કે ગરીબોના કલ્યાણ માટેની યોજનાઓ બધી ખતમ કરીને આપણે આપણી બધી દોલત સેના પાછળ ખરચી નાંખીએ એટલે કે ગરીબોનું બલિદાન દઈ દેવું. મેં એક સભામાં કહ્યું હતું કે ગરીબોનું બલિદાન દેવુ જ હોય તો પહેલાં ગરીબોને બલવાન બનાવો. બલવાનનો બલિ ચઢાવશો કે કમજોરનો? જે લોકો બલિ ચઢાવે છે તે લોકો જાણે છે કે બલિના બકરાને ખવડાવી પીવડાવીને તાજો-માજો કરવો પડે છે. નહીં તો એ તો અબલિ-દાન થયું. તો પછી ગરીબોને બલવાન શી રીતે બનાવશો? લશ્કર પાછળ પૈસા ખરચીને? માટે આપણે આપણી અક્કલ સાબૂત રાખવી જોઈએ. મહાપ્રલય વખતે એકલા માર્કંડેય ઋષિએ તરતા રહીને (એટલે કે પોતાનું માથું ઠેકાણે રાખીને) દુનિયાને બચાવી તેવી જ રીતે જે માણસ પોતાનું

માથું ઠેકાણે (સમતોલ) રાખી શકશે તે જ દુનિયાને બચાવી શકશે. જે પોતાની અક્કલ ગુમાવીને કંઈનું કંઈ કરી બેસશે એનાથી કશું વળવાનું નથી.

## ગામવાળા ગ્રામોદ્યોગનો સંકલ્પ લે

એટલે આજે તો એકેએક ગામડું ગઢ જેવું પાકું બને એ જરૂરી છે. સ્વદેશીની ચળવળ વખતે આપણે જે વસ્તુઓનો બહિષ્કાર કર્યો હતો તે આજે છડેચોક આવી રહી છે. કપડાં પણ અમેરિકાથી આવે છે અને સસ્તાં પડે છે એટલે લોક એ ખરીદે છે. છેવટે દેશનું નાક જેવું કંઈ હોય છે કે નહીં? એને બદલે આ ભિખારી વૃત્તિથી વિચારીએ કે જેમ તેમ કરીને આજનો દહાડો નીકળી ગયો એટલે બસ, તો આપણે ઉન્નતિ નહીં કરી શકીએ. ભૂદાનયજ્ઞનો વિચાર સમજાવવા હું જાઉં છું ત્યારે કહું છું કે સ્વરાજ્યનું પારસલ આવ્યું તો ખરું પણ એમાંથી કેટલુંક દિલ્હીમાં રહી પડ્યું ને કેટલુંક પટણામાં. ગામડાંમાં હજી સુધી એ પહોંચ્યું નથી. હું ગામડાંના લોકોને સમજાવું છું કે જાગો, બેઠા થાવ, અને પાણી મેલો કે અમારે ત્યાં જે કાચો માલ પાકે છે એનો પાકો માલ અમે જ બનાવીશું. અમે એ શહેરમાંથી વેચાતો નહીં લાવીએ. મુસલમાન સૂવરનું ને હિંદુ ગાયનું માંસ નથી ખાતા, પછી ભલેને એ ફાવે તેટલું સસ્તુ મળે, તેવી જ રીતે ગામવાળાઓ ગામમાં બનતો માલ ખરીદે, એ જ માલ ખરીદે, અને શહેરમાં બનતો માલ કદી ન ખરીદે.

## શહેરવાળા પરદેશી માલ અટકાવે

શહેરવાળા પૂછશે કે તમને અમારી કશી ફિકર નથી? હું એમને કહું છું કે મને તમારી ફિકર છે જ. તેથી તો ગામવાળાઓને હું કહું છું કે શહેરનો માલ ના ખરીદશો. એમ થશે ત્યારે જ શહેર અને ગામડાં બન્ને મજબૂત બનશે. શહેરવાળાઓ સૂતરની મીલ, લોટ દળવાની મીલ, ખાંડની મીલ વગેરે ઊભી કરે છે. એટલે કે ગામમાં પાકતા કાચા માલનો પાકો માલ તમે બનાવો છો. ઉપરાંત, પરદેશથી આવતા માલનો પણ તમે વિરોધ નથી કરતા. આ લાઉડ સ્પીકર (ધ્વનિવર્ધક યંત્ર) અને આ ચશ્મા પરદેશથી આવે છે. આપણને જેનો રોજિંદો ખપ છે એવું તાવ આપનારું

થર્મોમિટર પણ પરદેશીથી આવે છે. આમ શહેરો પર પરદેશનું આક્રમણ થઈ જ રહ્યું છે. અને હવે આ બાજુથી ગામડાંવાળા બેકાર બનતા જાય અને પછી શહેર પર આક્રમણ શરૂ કરે તો શહેરો તો ઘંટીના બે પડમાં પીસાઈ જવાનાં. માટે પરદેશી માલ આવતો અટકે એવા ધંધા એમણે કરવા જોઈએ. અને ગામડાંવાળા પણ પોતાને ખપતી વસ્તુઓ ગામડાંમાં જ પેદા કરી લે.

## ઉદ્યોગોની વહેંચણી

ભૂદાનની સાથે સાથે હું લોકોને એ પણ કહું છું કે પુરુષો સ્ત્રીઓનું જે શોષણ કરે છે તે બંધ કરે. અંગ્રેજીમાં 'પતિ'વાચક શબ્દ 'હસબંડ' છે તેનો એક અર્થ 'ખેતર ખેડનારો' થાય છે, અને તેવી રીતે 'પત્ની'વાચક શબ્દ 'વાઈફ'નો અર્થ 'કાપડ વણનારી' થાય છે. આપણે ત્યાં જૂના જમાનામાં એમ જ બનતું હતું. તાણી ભરવાનું કામ સ્ત્રીઓ કરતી. પણ આજે સ્ત્રીઓનું વણવાનું કામ પુરુષોએ લઈ લીધું છે. પહેલાં સ્ત્રીઓ સોયથી સીવતી. પછીથી સોય ગઈ અને 'સિંગર' મશીન આવ્યું. સોય ગઈ તેનો વાંધો નથી પણ પેલું 'સિંગર' પુરુષોના હાથમાં ગયું તે ખોટું થયું. હવે તમે એને કયો ધંધો આપશો? પરદેશોમાં તો વળી હાલતે ને ચાલતે હોટલ હોય છે એટલે કે રસોઈ પણ એના હાથથી ગઈ. ટૂંકમાં સ્ત્રીઓ માટેના કેટલાક ઉદ્યોગો હોય છે તે એમને માટે રહેવા દેવા જોઈએ. નહીં તો આપણે સ્ત્રી–શક્તિનો લાભ નહીં લઈ શકીએ.

આજે મધ્યમવર્ગના લોકોની તો એથી પણ વધારે બૂરી હાલત છે. એ તો બધું જ વેચાતું લાવવા તાકે છે એટલે ઘરના બૈરાં માટે તો કશું જ કામ ન બચ્યું. અને એ બહેનો બધી કંઈ કમાવા પણ જતી નથી. અને પછી પુરુષો કહે છે કે અમે કમાનારા એક અને ખાનારાં દસ જણાં છે. હું એમને સામો સવાલ કરું છું કે દસ મોઢાં ખાનારાં છે તો તેવા વીસ હાથ રળનારા પણ છે ને? ભગવાન એક હાથ ને બે મોઢાં આપત તો શું થાત? પણ ભગવાને એમ નથી કર્યું. એણે તો આપણને બે હાથ ને એક મોઢું આપ્યાં છે. તેમ છતાં પણ જો તમે કહો કે એક કમાનારો અને દસ ખાનારાં

છે તો પછી એનો અર્થ તો એ થયો કે આપણે બે હાથ ને દસ મોઢાવાળો રાવણ જ બનાવ્યો. કહેવાનો સાર એટલો કે આ પ્રમાણે આપણે સ્ત્રીઓને બેકાર બનાવતા જઈએ છીએ. સ્ત્રીઓ તો રાખવી છે પણ પેટગુજારાનું સાધન આપણે એની પાસે રાખવા માંગતા નથી. તેવી જ રીતે આપણે ગામડાંવાળા તો જોઈએ છે પણ પેટગુજારાનું સાધન એમની પાસે રાખવા માંગતા નથી. અને તેથી જ હું જ્યાં ભૂદાનનો વિચાર સમજાવું છું ત્યાં એ પણ સમજાવું છું કે ઉદ્યોગોની વહેંચણી થવી જોઇએ અને સત્તાનું વિભાજન થવું જોઈએ.

### સત્તા હોય અને ઝઘડા ન થાય તો તેની કીમત છે

પ્રજાસમાજવાદીઓએ ઠરાવ કર્યો કે ગ્રામપંચાયતની ચૂંટણીઓમાં પક્ષભેદ ન રાખવો. કોંગ્રેસવાળાઓએ એ કબૂલ રાખ્યું ને ઠરાવ્યું કે ગામડાંઓની પંચાયતોની ચૂંટણીમાં પક્ષના ઝઘડા નહીં કરવા. મારું કહેવું એ છે કે તમે ગામડાંમાં કંઈ સત્તા રહેવા દીધી હોત અને પછી આ ઠરાવ કર્યો હોત તો તો એનો કંઇક અર્થ હતો. પણ આજે તો ગામડાને કોઈ સત્તા જ નથી. ગામડાંમાં જઈને ઝાડું વાળવા નથી તો કોઈ પ્રજાસમાજવાદી તૈયાર કે નથી કોઈ કોંગ્રેસી તૈયાર. અને તેથી તો એ કૃષ્ણાર્પણ કરવા તૈયાર થયા છે. મારે આટલા જ સારુ ગામડાંમાં ગ્રામોદ્યોગો સ્થાપવા છે.

એક ગામમાં ગ્રામોદ્યોગ સંઘ તરફથી કોલુ ચાલતાં હતાં. એક જણે ત્યાં જઈને મીલ નાંખી એટલે બધાં કોલુ બંધ! એ લોકો મારી પાસે આવ્યા. હું પણ એમને ગામ ગયો હતો. લોકો કહે છે કે બંધારણમાં તો 'કોઈ પણ માણસ ગમે ત્યાં ઉદ્યોગ શરૂ કરી શકે' એવું લખ્યું છે. મારે એમને એટલું જ પૂછવાનું છે કે લોકોને બેકાર બનાવવાની પરવાનગી પણ બંધારણમાં આપી છે કે? અમારા એક ભાઈ મણિપુર ગયા હતા, એ કહેતા હતા કે મણિપુરમાં ધંધાઓ ભાંગતા જાય છે. આ બધું શું છે! ગામને એક વાર સત્તા આપો અને પછી પ્રજાસમાજવાદી અને કોંગ્રેસીઓ કહે કે અમે ત્યાં ઝઘડો નહીં કરીએ તો હું માનીશ કે આમનામાં હરિ પણ અક્કલ આવી ખરી!

## સામ્યયોગી સમાજ

ભૂદાન મારફતે આપણે સામૂહિક રીતે રાજકીય, ઔદ્યોગિક અને સામાજિક ક્ષેત્રોમાં સમતા આણવી છે, અને આ એના જ પ્રયત્ન છે. લોક કહે છે કે સરકાર અમારે ત્યાં શાળા ખોલે! પણ મને એ વાત પસંદ નથી. સરકાર એક પાઠ્યપુસ્તક ઠરાવે અને તે બધા જિલ્લામાં ચાલે. આમ તો એનું યંત્રીકરણ જ થઈ જાય. હું તો 'સર્વોદય' એને કહું કે ગામેગામ શિક્ષણ અને ગ્રામોદ્યોગની યોજના થાય; ગામેગામ જમીનની વહેંચણી થાય, એના રક્ષણની યોજના થાય, ગામની પોતાની દુકાન હોય; અને સાથે એવાં મંડળો બને કે જે કયો માલ બહારથી લાવવો અને કયો માલ વેચવો તે ઠરાવે. સામ્યયોગી સમાજરચનાનો આ જ આરંભ છે. આ માત્ર ગામડાંવાળાના જ હિતની વાત નથી, શહેરીઓના હિતની પણ વાત છે. એટલે શહેરીઓ પણ આમાં ભાગ લે. શહેરવાળાઓ આજ સુધી ગામડાં પાસેથી ભરીભરીને પામ્યા છે, હવે એમણે આપવા વારો આવ્યો છે.

પટણા, ૧૦-૧-૧૯૫૪.

## સજ્જન અને સત્યાગ્રહ :૨૧:

બે ત્રણ દિવસથી પેપરોમાં એક ચર્ચા નીકળી પડી છે. અમેરિકાએ હાઇડ્રોજન બૉંબ બનાવ્યો છે. એને એનો પ્રયોગ કરી જોવો છે. એ વિજ્ઞાનની પ્રગતિ ક્યાં સુધી થઈ અને જે ચીજ બનાવી છે તે કાતીલ બની છે કે નહીં તે એમને જોવું છે. એટલા માટે એમને પ્રયોગ કરવો છે. ઇંગ્લૅંડવાળા કહે છે કે એ પ્રયોગ આટલાંટિક મહાસાગરમાં ન થાય. આપણા પંડિત નહેરુ કહે છે કે એ પ્રયોગ કરવો એ જ ભૂલ છે. એ પ્રયોગમાંથી જોખમ ઊભું થવા સંભવ છે. ગમે ત્યાં પ્રયોગ થશે તો પણ એની અસર સેંકડો માઈલ સુધી પહોંચવાની. અને એની ખબર પડે ન પડે, દેખાય ન દેખાય, એવાં કેટલાયે પરિણામો આવશે તેની કોને

, ~ ?

મને થાય છે કે પ્રયોગ નથી કરવો તો પછી એ ધંધો જ શા સારુ કરવો ? ઉદ્યોગ કરવો બરાબર છે તો પછી પ્રયોગ પણ બરાબર છે. પ્રયોગ વગરનો ઉદ્યોગ શી રીતે ચાલશે ? પણ જે લોકો શસ્ત્રબળમાં માને છે તે પણ એની એક મર્યાદા તો સ્વીકારે જ છે. તેવી જ રીતે હાઇડ્રોજન બોંબનો પ્રયોગ કરવાનું છોડી દેવા જેટલી મર્યાદા માની લેવી એટલો જ એ સૂચનાનો અર્થ છે.

## હિંસાને નાથવાના અસફળ પ્રયોગ

આ રીતે હિંસા પર મર્યાદા મૂકવાના પ્રયોગો હિંસામાં માનનારાઓએ (એટલે કે જેમણે હિંસા વગર છૂટકો નથી એમ માની એને પોતાની મર્યાદા માની તેવા લોકોએ) કેટલીયે વાર કર્યા છે. મહાભારતમાં આપણે જોઈએ છીએ કે યુદ્ધ માટે નિયમો ઘડયા હતા અને નિયમો ઘડનારામાં બન્ને બાજુવાળા ન્યાય અને નીતિમાં નિપુણ પુરુષો હતા તોયે યુદ્ધમાં જ એ નિયમો તોડવામાં આવ્યા. આ તરફ ભીષ્મ ને દ્રોણ જેવા હતા તો બીજી તરફ ધર્મરાજા અને અર્જુન જેવા હતા. અને વચમાં કૃષ્ણ ભગવાન હતા. બધાએ મળી એમના પૂર્વજોએ ઘડેલા નિયમો સ્વીકાર્યા. પણ એન ઘડીએ એ લોકો પણ આ મર્યાદાઓનું પાલન નહોતા કરતા.

એક નિયમ એવો હતો કે ગદાયુદ્ધમાં કમરની નીચેના ભાગમાં પ્રહાર ન કરવો, પણ યુદ્ધમાં એમ થયું જ. એક સજ્જને જ એ પ્રમાણે પ્રહાર કર્યો, બીજા સજ્જને એને ટેકો આપ્યો અને ત્રીજા સજ્જને વળી એનાં વખાણ કર્યાં, અને માની લીધું કે એમ ન કરત તો જીતાત નહીં. એટલે આ નિયમની કેદ માની લેવી એ મૂર્ખતા છે એમ એને ટેકો આપનારાએ કહ્યું. આવી રીતે એકલા પર પ્રહાર ન કરવો, રાતે લડાઈ ન કરવી, એવા એવા તો કેટલાયે નિયમો ઘડાયા અને તોડાયા. હિંસામાં બીજા ગમે તે દોષ હશે પણ એક મોટો દોષ એ છે કે એને પોતા પર કાબૂ રાખવાની અક્કલ નથી. હિંસા તો ખાલી શક્તિ છે, અને શક્તિમાં બુદ્ધિ ક્યાંથી હોય ? બુદ્ધિના દેવ વળી જુદા જ છે.

## હિંસાથી બન્નેનો અંત

એટલે એક વાર આપણે હિંસાને સ્વીકારી, પછી એની કેટલીક મર્યાદા ઠરાવીએ છીએ અને પછી બને તેટલું એનું પાલન કરવા મથીએ છીએ. એટલું જ થઈ શકે છે. મે મહાભારતને ઇતિહાસનું નામ આપ્યું છે. એક મહાભારત વાંચી લીધું એટલે પછી બીજો કોઈ ઇતિહાસ વાંચવાની જરૂર નથી. એટલું વ્યાપક સમાજશાસ્ત્ર એમાં અનુભવને આધારે આપ્યું છે. એ કોઈ બનેલા બનાવને આધારે લખેલો ઇતિહાસ નથી, એ તો સનાતન ઇતિહાસ છે. એની શરૂઆતમાં અને અંતે વ્યાસ ભગવાને કહ્યુ છે કે મોહનું આવરણ દૂર કરવા માટે હું આ 'ઇતિહાસ-પ્રદીપ' પેટાવું છું. સનાતન ઇતિહાસ તો મનુષ્યના હૃદયમાં પેટતો હોય છે. આ બધું એમણે પરિણામ સાથે એ ગ્રંથમાં બતાવ્યું છે. એ યુદ્ધમાં બન્ને બાજુ મહાપુરુષો હતા અને છતાં યુદ્ધમાં અંકુશ ન રહ્યો. એ યુદ્ધથી કૌરવો ખતમ થયા અને પાંડવો પણ ખતમ થયા. પણ એટલેથી જ યુદ્ધ ન પત્યું. યાદવો પણ ખતમ થયા ત્યારે એ પૂરું થયું. આમ યુદ્ધથી નાશ સિવાય બીજું નીપજ્યું નહીં. એમાં હારેલા ને જીતેલા બન્નેનો નાશ થયો, કોઈ ન બચ્યું. એ યુદ્ધની જ વચ્ચે ગીતા જેવું મહાન તત્ત્વજ્ઞાન પણ કહેવાયું. એમાં કહ્યું છે કે શક્તિની પાછળ પડવામાં માણસનું કલ્યાણ નથી.

## બુદ્ધિનું શરણું લઈએ

હવે વિજ્ઞાનનો જમાનો આવ્યો છે. એમાં ખૂબ જ અસરકારક અને સારાં સારાં હથિયારો શોધાયાં—લોકસેવાનાં તેમ જ લોકસંહારનાં પણ. એ પણ શક્તિ જ છે તો. અને તેથી જ એ સારા તેમ જ ખરાબ બન્ને ઉપયોગમાં ખપ લાગે છે. પણ સારા કે નઠારા ઉપયોગનો આધાર તો બુદ્ધિ છે. એટલે આપણે બુદ્ધિનુ શરણું લેવું જોઈએ. ભગવાને કહ્યુ છે, 'બુદ્ધૌ શરણમન્વિચ્છ।'

### હિંસામાં માનનારાઓનો સત્યાગ્રહથી સામનો

તુલસીદાસે કહ્યું છે, 'दंड जतिन कर'–સંન્યાસીના હાથમાં દંડ હોવો જોઈએ. એટલે કે જે જ્ઞાની-વિજ્ઞાની છે એમને સમાજ-નિયમનની શક્તિ સોંપવી જોઈએ એવી એમની સૂચના હતી. પણ દંડશક્તિને પોતાને તો એવી અક્કલ હોતી નથી કે એ બીજાના હાથમાં જવાની ના પાડે અને સંન્યાસીના જ હાથમાં જાય. આવી કુશળતા દંડશક્તિમાં નથી, એ તો પોતે જડ છે. એટલે જે સજ્જન છે, ધર્મશીલ છે અને ભોગવિલાસી નથી છતાં ઐશ્વર્યશાળી હોવાનો દાવો કરે છે એવા માણસો તરફથી આપણને વધારેમાં વધારે જોખમ હોય છે. એમનો દાવો હોય છે કે અમે તો પરોપકાર માટે સત્તા ધારણ કરી છે. અમે અનાસક્ત અને વિકાર વગરના રહીને સંહારની આજ્ઞા આપીએ છીએ. વિકારહીન રહીને સંહાર કરવાની આજ્ઞા આપવાનો દાવો જૂના જમાનામાં થોડોઘણો ખરો હોવા સંભવ હતો, કારણ કે એ જમાનામાં વિજ્ઞાન આટલું વધ્યું નહોતું. એટલે હિંસાશક્તિને રોકવાની સંભાવના એ જમાનામાં થોડીઘણી પણ હતી. અને તેથી એ જમાનામાં સંહારમાં ગીતાની અનાસક્તિ થોડીયે ચાલી શકતી. પણ આજે તો વિજ્ઞાન વધી ગયું છે અને એને આપણે નાથી શકીએ તેમ નથી. એટલે આજે તો સજ્જનમાં પણ હિંસાશક્તિનો તટસ્થ ભાવે ઉપયોગ કરવાની અને ફાવે ત્યારે પાછી ખેંચી લેવાની શક્તિ નથી. એટલે હિંસાશક્તિના સ્વામી બનીને એનો ઉપયોગ કરે એ વિજ્ઞાન-યુગમાં સંભવિત નથી રહ્યું.

આટલું સાફ સમજાઈ ગયા પછી આપણી સામે સવાલ એ આવે છે કે જેમને આ સમજાયું નથી એવા જે સજ્જનો ઇચ્છાથી કે અનિચ્છાથી હિંસાને ઉત્તેજન આપે છે, એનો ઉપયોગ કરે છે, એમનો સામનો શી રીતે કરવો? હવે આપણી સામે દુર્જનોનો સામનો કરવાનો સવાલ રહ્યો નથી. પણ સવાલ એ છે કે ભોગવૃત્તિ વિનાના ઐશ્વર્યવાદી સજ્જનોનો સામનો શી રીતે કરવો? એ માટે પોતાના અંતઃકરણની તીવ્રતા હોવી જોઈએ. દુઃખ વેઠવાથી જ એ આવી શકે. એને માટે નિરંતર અંતર્શોધન કરવું

અને નમ્રતાપૂર્વક, ધર્મ સમજીને દુઃખ વેઠવું જરૂરી છે. આ જમાનામાં એને જ હું 'સત્યાગ્રહ' કહું છું.

## માત્ર શાબ્દિક નહીં, સક્રિય વિરોધ કરીએ

આજે એ શબ્દ આટલો અર્થ પ્રગટ કરે છે કે નહીં તે નથી જાણતો. પણ વિચારનિષ્ઠા હોવી અને દુઃખ વેઠવાને ધર્મ માનવો આટલો ભાવ 'સત્યાગ્રહ' શબ્દનો સમજવો જોઈએ. એ એક અત્યંત શુદ્ધ, રચનાત્મક, પ્રેમમય અને વિધાયક શક્તિ સાબિત થશે. અને જે રસ્તો ભૂલ્યા છે એવા સજ્જનોનો વિરોધ આપણે એના (સત્યાગ્રહના) જ પ્રયોગથી કરી શકીશું.

ત્યારે બીજો સવાલ એ આવે છે કે આનાથી જનતામાં કંઈ ગેરસમજ થવા સંભવ છે કારણ કે જેમનો સામનો કરવાનો છે તે સજ્જનો ઠીક ઠીક તટસ્થ છે અને સમાજને એમના પર ભરોસો છે. એટલે એવી હાલતમાં જો આપણે એમનો શાબ્દિક વિરોધ કરીએ તો જનતામાં ભ્રમ પેદા થઈ શકે અને જનતા આપણી વાત માનશે કે નહીં તે કહેવાય નહીં. માટે શાબ્દિક વિરોધ ન કરવો. પરંતુ આપણને જે વાત બરાબર લાગતી હોય તેનો તમામ શક્તિથી અમલ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

ભૂદાનયજ્ઞ શરૂ થયો ત્યારે એક જરા-અમથી વસ્તુ હતી. હવે એનું સ્વરૂપ કંઈક મોટું થયું છે. આમ છતાં મેં તમારી સામે જે વાત મૂકી તેની સરખામણીમાં આ ઘણી નાની વસ્તુ છે. માટે આપણે કરવું તો એ જોઈએ કે સત્તાની અભિલાષા છોડી દઈએ. આપણે જેમ હિંસાની ભક્તિ છોડી તેવી જ રીતે સત્તા અને દંડશક્તિની ભક્તિ કરવાનું છોડીને સમાજશક્તિ પેદા કરવાની કોશિશ કરવી જોઈએ. ભૂદાનયજ્ઞ તો એનું એક સાધન જ છે. આગળ ઉપર બીજાં પણ સાધનો જડી રહેશે. હું આ રીતે વિચાર કરું છું ત્યારે ખૂબ શક્તિ અનુભવું છું. ભૂદાનયજ્ઞમાં દહાડે દહાડે જે મુશ્કેલીઓ આવતી જાય છે તેનાથી પણ મને શાંતિ જ મળે છે.

ગયા, ૩૦-૩-૧૯૫૪

## સત્તાનિરપેક્ષ સેવા



લોકો સેવાનું નામ લેતાં લેતાં છેવટે સત્તાપરાયણ બની જાય છે. પહેલાં એ સત્તાને સેવાનું સાધન સમજે છે અને પછી ધીમે ધીમે સત્તા એમની દેવી બની જાય છે. અને જ્યાં એ દેવી બની કે પછી એની રક્ષાનો સવાલ આવે છે. પછી હિંસાનો આશરો લેવાય છે અને આજના વિજ્ઞાનના જમાનામાં એનું પરિણામ ખૂબ જ જોખમકારક છે. કેટલાક વિચારકોને હવે આનું ભાન થવા લાગ્યું છે, પણ આમાંથી શી રીતે છૂટવું તેનો રસ્તો કોઈને સૂઝતો નથી. મેં સૂચવ્યું છે કે આપણે જનતાના મોટા મોટા પ્રશ્નો જનશક્તિથી ઉકેલવા પ્રયત્ન કરીશું તો સત્તાપરાયણ બનવાની દૃષ્ટિમાંથી છૂટી શકીશું. તેથી ભૂદાન આંદોલન તરફ ઊંડી નજરે જોવું જોઈએ. સત્તાનિરપેક્ષ સેવા કેવી રીતે થાય, સેવા મારફતે શી રીતે શક્તિ પ્રગટ થાય, સમાજ માત્ર સુરક્ષિત જ નહીં, સ્વરક્ષિત શી રીતે બનાવી શકાય વગેરે શોધી કાઢવું જોઈએ. ભૂદાનયજ્ઞ એનો પાયો છે. આ એક મહાન કામ છે. આટલી વ્યાપક દૃષ્ટિથી ભૂદાનયજ્ઞનું કામ કરવું જોઈએ. નહીં તો એમ પણ બની શકે કે ભૂદાનયજ્ઞમાં ગમે તે રીતે જમીનો લેવાય અને કાર્યકર્તાઓ એમાં જાતજાતનું દબાણ લાવે. તો એવું કામ અહિંસા-શક્તિની દિશામાં નહીં હોય, એ તો હિંસાનું જ કામ હશે. ભલેને એ શસ્ત્રનો ઉપયોગ ન કરે, પણ જો એમાં ડરાવવા ધમકાવવાનું આવશે તો એ હિંસા જ થશે અને એનાથી ભૂદાનયજ્ઞ સાર્થક નહીં થાય.

### ચૂંટણીથી ખોટો લાભ

પ્રજાસમાજવાદી પક્ષના એક નેતા સાથે વાત ચાલતી હતી. એમણે કહ્યું કે આજકાલ લોકોને ચૂંટણીમાં વધારે રસ પડે છે. ભૂદાનયજ્ઞ જરૂરી કામ છે એ તો બધા સ્વીકારે છે છતાં જુદી જુદી પક્ષીય ચૂંટણીમાં રસ દાખવે છે એટલો એમાં નથી દાખવતા. કેટલાક ભૂદાનયજ્ઞ વિષે વિચાર પણ કરે છે તો પણ તે એવી રીતે કે 'એ કામ મારફતે આપણે જનસંપર્ક વધારીશું તો આપણને ચૂંટણીમાં લાભ થશે! કેટલાક આ રીતે વિચારે છે એ હું કબૂલ કરું છું. કોઈ સારું કામ સારી દૃષ્ટિ રાખીને કરતા હોઈએ

તો એનો ઉપયોગ કરવામાં ખોટું નથી. આમ ભૂદાનયજ્ઞના કામથી બીજાં કામો પણ થવા સંભવ છે.

## ચૂંટણી કરતાં અહિંસક જનશક્તિ-નિર્માણનું કામ વધારે શક્તિશાળી

ઘણુંખરું લોક માને છે કે ચૂંટણીમાં ભારે શક્તિ છે. પણ અહિંસક જનશક્તિ પેદા કરવામાં એના કરતાં ઘણી વધારે શક્તિ છે એ એમને સમજાશે ત્યારે એમની વિચાર કરવાની પદ્ધતિ જ બદલાઈ જશે. એને વિશે જરા વિચાર કરવાની જરૂર છે. પશ્ચિમમાંથી આવેલી ચૂંટણીની પદ્ધતિ આપણા દેશમાં બેચાર વર્ષ તો નહીં પણ એથી પણ વધારે ચાલશે. વિચારવાની વાત એ છે કે એમાં સુધારો કરવાની જરૂર છે કે નહીં? આજે જે રીતે કામ થાય છે તેનાથી લાભ થાય છે કે નહીં? પોતપોતાના દેશની પરિસ્થિતિ જોઈને તે પ્રમાણે એમાં ફેરફાર કરવો જરૂરી છે. આપણે એમ ન કરતાં માત્ર પશ્ચિમનું અનુકરણ જ કર્યે રાખીએ તો તે બરાબર નથી. બીજા દેશની કોઈ વસ્તુ અપનાવવામાં વાંધો નથી પણ એ અપનાવતી વખતે પોતાના દેશની પરિસ્થિતિ પ્રમાણે એમાં સુધારો કરી લેવો જોઈએ.

## ચૂંટણીને લીધે જાતિભેદમાં વધારો

આપણા સમાજમાં જાતિભેદ છે. રાજા રામમોહન રૉયથી માંડીને ગાંધીજી સુધીના તમામ ચિંતનશીલ મહાપુરુષોએ જાતિભેદ પર પ્રહારો કર્યા અને એને પરિણામે એ સંસ્થા (જાતિભેદ) ખાસી ખખડી ગઈ હતી. પણ આજકાલ જોઈએ છીએ તો હવે વળી એ વધારે મજબૂત થતી જાય છે. આ બધું શાથી થાય છે?

ચૂંટણીમાં જાતિભેદનો વિચાર થાય છે અને તેથી એને બળ મળે છે એ વાત દીવા જેટલી સાફ છે. ચૂંટણીના બીજા દોષ એ છે કે એનાથી પરસ્પર દ્વેષ પેદા થાય છે. એનાથી પૈસા અને સમયની બરબાદી થાય છે. ચૂંટણીને વધારે પડતું મહત્ત્વ અપાયું છે. કોઈ મહત્ત્વની વસ્તુને પણ વધારે પડતું ખોટું મહત્ત્વ આપવામાં આવે તો માનવસમાજ રસ્તો ચૂકે છે. સ્વરાજ્ય પહેલાં રાજનીતિમાં જે શક્તિ હતી તે હવે સ્વરાજ્ય મળી . । પછી સામાજિક અને અર્થવિકાસનાં કામોમાં શી રીતે આવે તેનો

વિચાર થવો જોઈએ. અને એ દૃષ્ટિએ આજની ચૂંટણીમાં શા શા ફેરફાર કરવા જોઈએ એનો વિચાર કરવો જોઈએ. આજ સુધીનું કરેલું કારવેલું ધૂળ મળી રહ્યું છે તે શી રીતે બચાવી શકાય તેવી પદ્ધતિ શોધાવી જોઈએ.

## સામૂહિક કાર્યક્રમ જરૂરી

મેં આ વિષે કેટલીયે વાર વિચાર કર્યો છે અને એ વિષે બોલ્યો પણ છું. એને માટે ઊંડાણથી વિચાર થવો જોઈએ. હું એ જ રીતે વિચાર કરું છું અને એનાથી મને કંઈક રસ્તો જડે છે. મને જે કંઈ વિચાર સૂઝે છે તેમાંથી આજની પરિસ્થિતિમાં જે અમલમાં મૂકી શકાય એવા છે તે વિષે કંઈક કહીશ. પહેલી વાત એ છે કે ચૂંટણીનું ક્ષેત્ર મર્યાદિત બનાવાય. જ્યાં માત્ર જનસેવાનાં જ કામ કરવાનાં હોય ત્યાં રાજકીય પક્ષોનો વ્યર્થ આગ્રહ ન હોવો જોઈએ. એવી ચૂંટણી પક્ષો ન લડે. દા. ત. મ્યુનિસિપાલિટિ, લોકલ બોર્ડ, ગ્રામપંચાયત વગેરેમાં જનસેવાનાં કાર્યો કરવાનાં હોય છે. એમાં જુદા જુદા રાજકીય પક્ષોને વધારે લેવાદેવા નથી અને હોવી પણ ન જોઈએ. હિંદુસ્તાન જેવા વિશાળ અને પછાત દેશમાં આ જ દૃષ્ટિ રાખવી પડશે. મેં 'પછાત' કહ્યો તેનો અર્થ એ કે અહીંનું જીવનધોરણ નીચું ગયું છે અને શિક્ષણ ઓછું છે. એવી હાલતમાં જુદા જુદા રાજકીય પક્ષોને કોઈ એક સામાન્ય કાર્યક્રમ મળે અને બધા એના પર જ શક્તિ અજમાવે એ જરૂરી છે. એમનો જે રાજકીય વાદ છે, જે કંઈ વિચાર અને દર્શન છે એ છોડી દેવાની વાત હું નથી કરતો. પણ એટલું તો હું જરૂર ઇચ્છું કે પ્રજાનું કલ્યાણ વાંછનારા, લોકસત્તામાં જેમને શ્રદ્ધા છે અને જેઓ શાંતિની વાતો કરે છે તેવા જુદા જુદા પક્ષો સૌને માન્ય એવો એક સામૂહિક કાર્યક્રમ વિચારી કાઢે.

## વિચારનું વલોણું ભલે ચાલે, પણ આચારની અથડામણ ન હોવી જોઈએ

કોઈ એમ કહે કે એવો તો કોઈ સામૂહિક કાર્યક્રમ નથી મળતો. તો પછી કહેવું પડશે કે એ બધી દુર્જનોની જમાત ભેગી મળી

પરથી અહિંસક જીવનનિષ્ઠા ફલિત થાય છે અને એના પરિણામે છેવટે પરમ ગતિ ફલિત થતી બતાવી છે. આમ એક જ શ્લોકમાં આખા વિશ્વના આદિથી અંત સુધી (મૂળથી ચોટી સુધી)નો જરૂરી સમન્વય ગીતાએ અદ્ભુત રીતે બતાવ્યો છે.

## સત્ય અને વેદાંત

બાપુ વેદાંતને બદલે સત્યનું નામ લેતા અને એની સાથે અહિંસાને જોડી આપતા. 'સત્ય અને અહિંસા' એ એક જ ભગની બે ફાડ છે. બન્ને મળીને એક જ તત્ત્વ બને છે. આમ એ સત્ય શબ્દને વધારે પસંદ કરતા. મને વિચાર કરતાં લાગ્યું છે કે સત્યનું સંશોધન જેટલી તીવ્રતાથી વેદાંતમાં કરવામાં આવ્યું છે તેટલી તીવ્રતાથી બીજી કોઈ પ્રક્રિયામાં નથી થતું. એટલે 'સત્ય' શબ્દનો અર્થ 'વેદાંત' જ બની જાય છે. વેદાંત એટલે વેદનો સાર, તત્ત્વજ્ઞાનનો સર્વસાર એટલે કે જે કંઈ સત્ય છે તે. વેદાંતમાં જ આ પણ કહેવાયું છે કે અંતિમ શબ્દ 'સત્ય' જ છે અને એની અંદર બાકીના બીજા બધા જીવનવિચાર સમાઈ જાય છે. સાર એ કે બાપુ જેને 'સત્ય' કહેતા તે જ હિંદુસ્તાનની અને આમ જનતાની ભાષામાં વેદાંત કહેવાય છે.

'સત્ય' શબ્દ પરમ તત્ત્વનો સૂચક છે, અને વેદાંત સમન્વયનો સૂચક છે. એટલે સત્યના દર્શનને અનેક પાસાં હોય છે. જ્યાં બધાં પાસાં મળી જાય છે, ભેગાં થઈ જાય છે, એક થઈ જાય છે ત્યાં કોઈ એક વિચારના અંગનો આગ્રહ મટી જાય છે એને જ વેદાંત કહે છે. આચાર્ય ગૌડપાદે સ્પષ્ટ રીતે કહી દીધું છે:

> स्वसिद्धान्तव्यवस्थासु द्वैतिनो निश्चिता दृढम्।
> परस्परं विरुध्यन्ते तैरयं न विरुध्यते॥

એટલે કે 'તમે ફાવે તો અંદર અંદર લડયા કરો, બાકી તમે અમારી સાથે લડી નહીં શકો; કારણ કે તમે બધા અમારા પેટમાં સમાવ છો.'

### સમન્વયનું કાર્ય

હા, તો સર્વાંગીણ સમગ્ર-સત્ય-દર્શન અને એની સાથે અહિંસા એ દર્શનને વેદાંત કહે છે. આપણે આપણા જીવન અને દર્શનમાં આ જ બે તત્ત્વોનો સમન્વય કરવો પડશે. આજ સુધીમાં સમન્વય માટે જે જે પ્રયત્નો થયા તેમાંથી આપણને એક દિશા મળી ગઈ છે. આમ છતાં એની પરિપૂર્ણતા આવી નથી અને કદાચ ક્યારેય નહીં આવે. આજે ભગવાને આપણે માટે સમન્વયનો ભારે કાર્યક્રમ ઘડી કાઢ્યો છે અને ભગવાન જાણે આ ભૂદાનયજ્ઞ આપણને ક્યાંથી ક્યાં લઈ જશે! એનો કશો અંદાજ આવતો નથી. પણ આપણે એક પછી એક પગલું ભરવું પડે છે. એની પરંપરામાં સાંસ્કૃતિક કેન્દ્રની આ કલ્પના—એને તમે 'સમન્વય-આશ્રમ' યા તો 'સમન્વય-મંદિર' જે કંઈ નામ આપવું હોય તે—પૂરી થાય છે.

### આપણે શૂન્ય બનીએ

આ કામ માટે હું સૌનો હૃદયપૂર્વકનો સહકાર ઇચ્છું છું. દુનિયામાં સહકારનો સામાન્ય રીતે જે અર્થ ઘટાવવામાં આવે છે તેવો અર્થ મારા મનમાં નથી. એક જ પરમેશ્વરની હસ્તી છે અને આપણે બધા જે કાંઇ છીએ તે બધા શૂન્ય છીએ એવો ભાવ આપણે હૃદયમાં રાખીએ. એની જ અંદર, અને એની જ લીલાથી આપણને આ બધાં સ્વરૂપો પ્રાપ્ત થયાં છે. શૂન્યનું પણ એક સ્વરૂપ હોય છે. એને પણ એક આકારથી દર્શાવવામાં આવે છે. એ નિરાકાર નથી હોતું. તેવી જ રીતે આપણને પણ આકાર મળ્યો છે તેમ છતાં આપણે શૂન્ય બનવાનું છે.

બોધગયા, ૧૮-૪-૧૯૫૪.

## મંદિર-પ્રવેશબંધીથી મોટો ગુનો : ૨૪ :

એક ભાઈએ કહ્યું કે 'જમીન એ ઉત્પાદનનું ભારે મોટું સાધન છે અને તેથી એ કોઈની માલિકીની ન હોય એ વાત ગળે ઊતરે છે.'

એ સાંભળી મેં કહ્યું, "માત્ર ઉત્પાદનનું જ સાધન નહીં, પરમેશ્વરની ભક્તિનું પણ એ સાધન છે."

આ વાત મેં મારા અનુભવ પરથી કહી હતી. એનો મેં જાતે અનુભવ કર્યો છે. ઈશ્વરની ભક્તિનાં સાધનો જપ, તપ, જ્ઞાન વગેરેનો થોડાઘણો અનુભવ છે. એ બધાં વડે જેટલી ઈશ્વરભક્તિ થાય છે એટલે કે મનુષ્યના વિકારશમન માટે એ બધાં વડે જેટલી મદદ મળે છે તેથી વધારે મદદ જમીન પર મહેનત કરવાથી અને ખુલ્લી હવામાં કોદાળી લઈને કામ કરવાથી થાય છે. એટલે કાશીવિશ્વનાથના મંદિરમાં હરિજનોને પેસવા ન દેવામાં જેટલો ગુનો મને દેખાય છે તેથી મોટો ગુનો કોઈ ખેતી કરવા માંગતો અને ખેતી કરી શકે તેવો હોય તેવા માણસને 'આ જમીનનો તો ફલાણો માલિક છે' એમ કહીને જમીન આપવાની ના પાડવામાં છે. અને એ માલિકો કેવા છે? તો કે' વગર નોટિસે દુનિયામાંથી ચાલતી પકડે છે અને જમીન તો પાછળ જ્યાંની ત્યાં રહી જાય છે! આવું હવે ચાલી નહીં શકે.

હરિજનોને મંદિરમાં ન પેસવા દો તે તો એક વાર ચાલ્યું જશે, કારણ કે ઈશ્વરની ભક્તિ કરવાનાં એથી ચડિયાતાં સાધનો મોજૂદ છે, પણ જમીન વિનાનાઓને માટે જમીનની સેવા એ ઈશ્વરભક્તિનું સર્વોત્તમ સાધન છે. એ સાધનથી કોઈને પણ વિખૂટાં રાખી શકાશે નહીં.

બોધગયા, ૧૮–૪–૫૪

## ભૂદાનયજ્ઞમાં હિસ્સો ન આપવો એ દેશદ્રોહ છે : ૨૫ :

ગોકુળ–વૃંદાવનમાં ભગવાન શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત ઉઠાવવાની યોજના રજૂ કરી ત્યારે બધા ગોવાળિયાઓને કહ્યું હતું કે આ પહાડ ઊંચકવામાં તમારા બધાના હાથ અને લાકડીઓનો ટેકો થવો જોઈએ. પછી ગોકુળ–વૃંદાવનનાં તમામ બાલ–ગોપાલોએ પોતપોતાની લાકડીઓનો ટેકો કર્યો. પહાડ તે કોઈ દહાડો લાકડીથી ઊંચકાતો હશે? પણ બધાએ જ લાકડીનો ટેકો કર્યો અને હાથ પણ દીધા. કવિ લખે છે કે ભગવાને આ જોયું એટલે છેવટે એમણે પોતાની ટચલી આંગળી પહાડને અડાડી. પછી શું જોઈતું'તું? ગોવર્ધન પર્વત ઊઠીને, ઊંચો થયો. ત્યારથી ભગવાનનું નામ 'ગોવર્ધનધારી' પડ્યું.

## નારાયણ-શક્તિની શોધ

કહેવાનો સાર એ કે કામ તો ભગવાનના નામથી જ થાય છે. એની આંગળી અડવાથી જ ગોવર્ધન પર્વત ઊંચકાય છે. પણ એને જ્યારે તમામ લોકોના હાથોનું, નરસમુદાયનું બળ મળે છે, ટેકો થાય છે ત્યારે એમાં નારાયણ-શક્તિનો પ્રવેશ થાય છે. નરોના સમુદાયમાં જે નવી શક્તિ દાખલ થાય છે તે 'નારાયણ-શક્તિ' કહેવાય છે. પાંચ જણા ભેગા થાય તો બધાની એક એક શેર શક્તિ મળીને પાંચશેર શક્તિ નથી થતી પણ પચાસ શેર થઈ જાય છે. આ વિજ્ઞાનનો વિષય છે. સમૂહ અથવા સમુદાયમાં એક નવી શક્તિ દાખલ થાય છે. આ નવી શક્તિ તે ઇશ્વરીય શક્તિ છે, નારાયણ-શક્તિ છે, એનાથી જ કામો પાર પડે છે. પણ એ તો જ્યારે બધા જ લોકોનો સહકાર મળે ત્યારે દાખલ થાય છે.

## ભૂદાનયજ્ઞમાં ન ભળવું એ દેશદ્રોહ છે

જે કામમાં બધાનો સહકાર મળે તેને યજ્ઞ કહે છે. દેશ પર કોઈ આફત આવી તો યજ્ઞ કરાય છે. આજે આપણા દેશ પર આફત તોળાઈ રહેલી છે. કોઈ નવી આફત જાગી છે એવી મારી કલ્પના નથી. સંકટ તો અંદર જ પડ્યું છે. મજૂર-માલિકનો ભેદ છે, કરોડો સાધન-વિહોણાં છે, હરિજનો અને બીજાઓમાં આભડછેટ ભરી પડી છે, અનેક ધર્મ-ભેદના ઝઘડાઓ જીવતા પડ્યા છે. આ બધી આફતો દેશને માથે તોળાઈ રહી છે. એવી પરિસ્થિતિમાં દેશને બચાવવા માટે કોઈ યજ્ઞ શરૂ થાય અને તેને એકલ દોકલ વ્યક્તિ કરવા બેસે કે કોઈ પાંચ-પચાસ જણા કરવા બેસે તો તેનાથી કશું નહીં વળે. હોળીમાં દરેક ઘેરથી લાકડાં જાય છે તેમ યજ્ઞમાં દરેકે પોતાનો ભાગ આપવો પડે છે. આ યજ્ઞમાં જે પોતાનો ભાગ નથી આપતો તે દેશદ્રોહી છે એ વાત હું જાહેર કરવા માંગું છું. આજે દેશની હેલ છે કે ભૂમિહીનોનો સવાલ ઉકેલવા માટે, આ પહાડ ઉઠાવવા માટે એકે એક જણ પાસેથી દાન-પત્ર મળવું જોઈએ.

બોધગયા, ૧૮-૪-૧૯૫૪

## જીવનદાન : ૨૬ :

[ શ્રી જયપ્રકાશ નારાયણે ભૂદાન કાર્યમાં પોતાનું જીવનદાન જાહેર કર્યું ત્યારથી જીવનદાન યજ્ઞ શરૂ થયો ત્યાર પછી વિનોબાએ જયપ્રકાશજી પર એક કાગળ લખીને નીચેના શબ્દોમાં પોતાનું પણ જીવનદાન જાહેર કર્યું ]

શ્રી જયપ્રકાશ,

તમે કાલે જે આહ્વાન આપ્યું તેના જવાબમાં—

ભૂદાનયજ્ઞ-મૂલક, ગ્રામોદ્યોગ-પ્રધાન અહિંસક ક્રાંતિ માટે મારું જીવન સમર્પણ

—વિનોબા

સર્વોદયપુરી, ૨૦-૪-૧૯૫૪

## રાજનીતિનું લોકનીતિમાં પરિવર્તન : ૨૭ :

આ વિજ્ઞાનનો જમાનો છે વિજ્ઞાનની ગતિ તેજ હોય છે આપણે ગોકળગાયની ગતિથી સમાજ-સુધારાનું કામ કરીશું તો જમાનો આપણી રાહ જોઈને બેસી રહેવાનો નથી તેથી કામની ગતિ વધે એ જરૂરી છે આ વખતના બોધગયા સર્વોદય સંમેલનમાં એક નવી ઘટના બની એણે આખા દેશને પ્રભાવિત કર્યો એ હતો 'જીવનદાન'નો ઝરો ભૂદાનમાંથી સંપત્તિદાન, શ્રમદાન એ બધાં નીપજ્યાં પણ જીવનદાનથી એ બધાંની પૂર્તિ થાય છે એની અસર આખા દેશ પર પડશે એનાથી ભૂદાનના કામની ગતિ વધશે

### છઠ્ઠા ભાગનું દાન અને સ્વત્વ ભૂંસવામાં વિરોધ નથી

સમાજમાં પરિવર્તન આણવાની વાત ભૂદાનના મૂળમાં છે ભૂમિનો સવાલ એ આખા એશિયાનો સવાલ છે એ બીજા કેટલાયે દેશોમાં પણ છે, પણ હિંદુસ્તાનનો એ સૌથી મોટો સવાલ છે એ સવાલ ઉઠાવીને અમે

બધાં કામ કરીએ છીએ. એ ભૂદાનયજ્ઞનું બહારનું સ્વરૂપ છે. પરંતુ ભૂદાનનું અંદરનું જે સ્વરૂપ છે તે વધારે મહત્ત્વનું છે. લોક જેટલું એને સમજશે તેટલો એનામાં જોશ આવશે. એનું અંદરનું સ્વરૂપ એ છે કે આખા સમાજનું માળખું બદલી નાંખવું. પણ લોકોને એ નથી સમજાતું. એ તો એમ સમજે છે કે આનાથી ગરીબોને મદદ મળશે, સારું કામ છે. અને તેથી આપણાથી બનતી મદદ એને કરવી. આવી દૃષ્ટિથી પણ લોકોએ ભૂદાનને મદદ કરી છે.

હમણાં મેં 'ગ્રામધર્મ' પર એક વ્યાખ્યાન આપતાં કેટલીક મૂળભૂત વાતો સમજાવી હતી. એમાં એક વાત એ હતી કે ભૂમિ પર કોઈની માલિકી નથી. લોકો કહે છે કે આ તો નવી વાત આવી! અમે તો એમ ધારતા હતા કે બાબા માલિકી હકનો સ્વીકાર કરે છે અને તેથી તો છઠ્ઠો ભાગ માંગે છે. એમ ન હોત તો એણે તો તમામે તમામ જમીન માંગી હોત. પણ હું તો આજે ચાર ચાર વર્ષથી રટતો આવ્યો છું કે હવા, પાણી અને સૂરજનો પ્રકાશ એ બધાંની જેમ જમીન પણ પરમેશ્વરની દેણગી છે. તેથી એ બધી ચીજો બધાંના ઉપયોગ સારુ છે. જેમ હવા પાણીનો કોઈ માલિક નથી તેમ જમીનનો પણ કોઈ માલિક નથી. જમીન પર કોઈની માલિકી નથી; એ વાતમાં કશો પણ વિરોધાભાસ નથી.

## ઉપનિષદના પાયા પર નવી સમાજરચના

આપણે સત્યવિચાર પર સમાજરચના કરવી છે. ભગવાને આપણને જે કંઈ બુદ્ધિ, શક્તિ અને સંપત્તિ આપી છે તે સમાજસેવા માટે છે. એ એકલાં ભોગવવું બરાબર નથી. સમાજને ધરાવી દીધા પછી જ એ ભોગવી શકાય. આ પાયાની ભાવના આપણે ફેલાવવી છે અને એના પાયા પર સમાજરચના કરવાની છે. આ કોઈ નવો વિચાર નથી. આપણાં ઉપનિષદોમાં એ જ લખ્યું છે.

ईशावास्यमिदं सर्वं यत्किं च जगत्यां जगत्।
तेन त्यक्तेन भुंजीथाः ………

એટલે કે આ સમસ્ત જગત્ ઇશ્વિરમય છે. એને સમર્પણ કરીને જ પ્રસાદ તરીકે એ ભોગવવું જોઈએ. આથી ચડિયાતો સંદેશો કોઈ શાસ્ત્રમાં અપાયો નથી. સામ્યવાદમાં પણ આ ભાવના જોવા મળે છે પણ એ બહુ થોડી છે. એનું કારણ એ છે કે એ લોકો ઇશ્વરમાં નથી માનતા. એટલે એમની પાસે દાનની વાત નથી, ઝૂંટવી લેવાની વાત છે. એ લોકો ઇશ્વરને સમર્પણ નથી કરતા. સામ્યવાદની આ જ ખામી છે. બાકી તો ઇશાવાસ્યોપનિષદ્‌માં સહજ જ પરિશુદ્ધ પદ્ધતિ અને નિર્દોષ રીતે જે કહેવાયું છે તે જ સામ્યવાદનું તત્ત્વ છે. આજ સુધી આ વાતનો વિચાર તો થયો છે પણ એના આધાર પર સમાજ-રચના કરવાની વાત નથી થઈ. આજના સમાજમાં વ્યક્તિગત માલિકીનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આપણી સરકાર, આપણો કાયદો, આપણું રાજ્ય-બંધારણ વગેરે બધું જ એ પાયા પર રચાયું છે. પણ આપણે એ વિચારને ધરમૂળથી પલટવા માંગીએ છીએ. આપણે એ રાજનીતિને જ પલટી નાંખવી છે. એટલું જ નહીં, આપણે એ ' રાજનીતિ ' શબ્દને બદલે ' લોકનીતિ ' શબ્દ દાખલ કરી એને જ ચલાવવો છે.

## નિત્ય દાનની આવશ્યકતા

ભગવાન શંકરાચાર્યે દાનની વ્યાખ્યા કરી છે. એમણે કહ્યું છે ' દાનં સંવિભાગ ' દાન કરવું એ બીજા પર ઉપકાર નથી, પણ બીજાની સમાન વહેંચણી કરવી એ છે. અને આ પાછી શંકરાચાર્યની શોધ નથી. એ પરિભાષા તો આખા વૈદિક-દર્શનમાં છે. એમાં બધે દાનનો અર્થ ' સમ-વિભાજન ' જ કરવામાં આવ્યો છે. આમ છતાં હું પૂરેપૂરાની માંગણી નથી કરતો, ફક્ત છઠ્ઠો ભાગ જ માંગું છું. જો કે ક્યાંક ક્યાંક આખાં ગામનાં ગામ મળ્યાં છે. ઓરિસ્સામાં સોળ-સત્તર ગામ, ઉત્તર પ્રદેશમાં બે-ત્રણ, ગયા જિલ્લામાં બે-ત્રણ, અને પાલમ જિલ્લામાં પંદર-સોળ ગામ મળ્યાં છે. આટલી મોટી ક્રાંતિ લાવવા માટે આપણે એક પછી એક પગલું ભરવું પડશે. પ્રથમ તો લોકો વિચાર પસંદ કરે, પછી એને સ્વીકારે. શરૂઆતમાં છઠ્ઠો ભાગ મળે એટલે પ્રશ્ન ઊકલી જશે. પાંચ કરોડ એકર

જમીન મળે તો આજનું કામ તો નભી જાય. આગળ ઉપર ફરી માંગી લેવાશે.

પણ એટલો ખ્યાલ રહેવો જોઇએ કે એક વાર દાન દીધાથી છૂટી નથી જવાતું. એક વાર ખાધાથી પતી નથી જતું અને શરીરના નિભાવ માટે ટંકે ટંકે જમવું પડે છે. તેવી જ રીતે જ્યાં સુધી સમાજમાં ભોગ-ક્રિયા ચાલે છે ત્યાં સુધી દાનક્રિયા પણ ચાલશે. દાનમાં જે ધર્મ છે તે તો સતત કરવાનું કામ છે. ધર્મ અને દાન રોજ કરવાં જોઇએ. ફાળામાં દાન આપવું એ નિત્ય કર્તવ્ય નથી પણ ભૂદાનનું કામ નિત્ય કર્તવ્ય છે. જ્યાં સુધી તમને ધર્માચરણ કરવાની જરૂર લાગે ત્યાં સુધી ભૂદાન દેવું એ તમારું કામ છે. એ તો તમારો પ્રાણ હોવો જોઇએ. છઠ્ઠો ભાગ એ તો આરંભનું દાન છે, અંતે જતાં તો બધી જ જમીન આપી દેવી પડશે. બધી જમીન ગામની થશે. સગવડ ખાતર એ જુદી જુદી વહેંચવામાં આવશે ખરી પણ એ વહેંચણી કાયમની નહીં હોય. પંદર વીસ વર્ષે ફેર-વહેંચણી થશે. એ વખતે કુટુંબનાં જણ વધ્યાં ઘટયાં હશે તે પ્રમાણે વહેંચણી થશે.

તો આમ દાન અને માલિકી વચ્ચે કશો વિરોધ નથી. આત્મા શરીરથી ભિન્ન છે અને એ અમર છે. હું શરીર નથી. શાસ્ત્રકાર કહે છે કે શરીરને પરિપુષ્ટ બનાવીને પછી જ કાપવું જોઇએ. દેહને એના આધાર વડે મજબૂત બનાવ્યા પછી કાપવાનો છે. તો આ રીતે ખુદ દાન જ કપાઈ જશે–દાનની જ જરૂર નહીં રહે ત્યાં સુધી દાનની પ્રવૃતિ ચાલશે. અને ત્યારે જ દાન સાર્થક થશે. તુલસીદાસે કહ્યું છે કે પછી તો માંગવાપણું જ નહીં રહે. આમ દાન પોતે કપાઈ ન જાય ત્યાં સુધી છઠ્ઠા ભાગનું દાન આપવાનું ચાલતું જ રહેશે. આ ધરમૂળથી ફેરફાર કરવાની વાત છે.

## સમાજશાસ્ત્રમાં ભારત યુરોપથી આગળ છે.

પશ્ચિમવાળાઓ એમ માને છે કે 'સમાજમાં મૂળભૂત પરિવર્તન કરવું હોય તો તે સત્તા મારફતે જ થઈ શકે. રાજનીતિમાં એક પક્ષ રાજ્ય ચલાવે છે અને બીજો પક્ષ વિરોધી હોય છે. આમ એક બીજાને

શુદ્ધ કરતા રહે છે. આમ કરતે કરતે સત્તા મારફતે પરિવર્તન આવી જશે.' આપણે પણ એમની જ નકલ કરીએ છીએ. પણ પશ્ચિમનું સમાજશાસ્ત્ર ખૂબ જ પછાત છે તેની તમને ખબર નથી. હિંદુસ્તાનમાં આજે મરાઠી, ગુજરાતી, તામિલનાડ, મલબાર વગેરે જુદા જુદા પ્રાંતો છે. એ જ રીતે યુરોપમાં જુદી જુદી ભાષા બોલનારા દેશો છે. આપણા દેશમાં ભાષાવાર પ્રાંત-રચનાની માંગણી કરવામાં આવે છે પણ કોઈ પોતાનો જુદો દેશ રચવા માંગણી કરતું નથી. કોઇને પણ દિલ્હીથી છૂટા થવાનો વિચાર આવતો નથી. એથી ઊલટું, યુરોપમાં સ્વીટ્ઝર્લૅંડ, જર્મની, બેલ્જીયમ, ફ્રાન્સ વગેરે નાના નાના દેશો છે. આજે પણ એમને ત્યાં જાતિવાદ છે. આખા યુરોપના ભાગલા જાતિવાદના ધોરણે પડયા છે. ત્યાં કોઈ કુદરતી સીમા આ બધાને જુદા નથી પાડતી. ફ્રાંસ અને જર્મની વચ્ચે કોઈ પહાડ નથી. આમ છતાં માણસોએ જ 'સીગ્ફ્રીડ લાઈન' અને 'મેજીનો લાઈન' જેવી દીવાલો ઊભી કરીને દેશો છૂટા પાડયા છે. ફ્રેંચ અને જર્મન ભાષાઓ એટલી બધી એક બીજીને મળતી આવે છે કે ત્યાંના લોકો ધારે તો પંદર દિવસમાં જ શીખી જાય. પણ એ નહીં શીખે અને શીખે તો આખો એક દેશ કરી નાંખે. પણ આપણે ત્યાં એવી હાલત નથી. ભાષાવાર પ્રાંતની માંગણી પણ ખેડૂતોની સગવડ ખાતર કરવામાં આવે છે. કોઇને પોતાનું આગવું રાજ્ય કે આગવી સેના નથી જોઇતી. આ પરથી સાફ દેખાઈ આવે છે કે સમાજશાસ્ત્રની રચનામાં યુરોપ હિંદુસ્તાન કરતાં ખૂબ પાછળ છે.

બીજો દાખલો. સ્ત્રીઓને મતાધિકાર હોવો જોઇએ કે નહી એ વિષે અહીં કોઇને શંકા નથી. આપણી સ્ત્રીઓ વધારે પછાત છે એ હું સ્વીકારું છું. આપણે એમને ઊંચે લાવવી પડશે. આમ છતાં એમને મતાધિકાર તો આપણે વગર સંકોચે આપી જ દીધો છે. આથી ઊલટું, યુરોપમાં આજે પણ કેટલાયે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર નથી મળ્યો. આજથી ચાલીસ વર્ષ પર ઇંગ્લેંડમાં પુરુષો વિરુદ્ધ સ્ત્રીઓનું આંદોલન થયું હતું. ધારાસભા પર ઈંડાં ફેંકાયાં ત્યારે માંડ માંડ એમને મતાધિકાર મળ્યો. આપણા દેશમાં આવો કોઈ ઝઘડો નથી થયો. તો આ રીતે

પણ સાફ દેખાઈ આવે છે કે દુનિયાના બીજા દેશો કરતાં આપણે સમાજ-શાસ્ત્રમાં આગળ છીએ.

### આજની ખામીભરેલી ચૂંટણીની રીત

આમ છતાં આપણે આંખ મીચીને પશ્ચિમની પદ્ધતિ સ્વીકારી લઈએ છીએ એ નવાઈ જેવું છે. એનું પરિણામ શું આવશે એનો વિચાર પણ નથી કરતા! આપણે ત્યાં 'પાંચ બોલે પરમેશ્વર'ના ન્યાયે કામકાજ થતાં, જ્યારે પશ્ચિમમાં ચાર વિરુદ્ધ એક અને ત્રણ વિરુદ્ધ બેએ ઠરાવ પાસ થાય છે. કોરટમાં કેસ ચાલે છે તેમાં પણ ત્રણ વિરુદ્ધ બેએ ચુકાદા અપાય છે ને ખૂનીને ફાંસીએ લટકાવાય છે. એને ફાંસીથી કોઈ હળવી સજા કેમ ન કરવી એનો પણ વિચાર નથી કરતા. આમ આ બહુમતીવાળો વિચિત્ર વિચાર આપણે પશ્ચિમ પાસેથી લીધો છે તે ખરેખર ભયંકર છે.

સર્વોદય સંમેલનમાં ખુદ પંડિત નહેરુએ કહ્યું કે, "ચૂંટણીની પદ્ધતિ આપણે શ્રદ્ધાપૂર્વક અપનાવી છે છતાં એમાં જોઈએ તેટલી ખામીઓ છે અને એમાં સુધારો કરવો જરૂરી છે." તો આપણે પશ્ચિમ પાસેથી જે વસ્તુ લઈએ તે સમજી કરીને લેવી જોઈએ. ચૂંટણીનું આ ભૂત દુનિયાના તમામ દેશોને માથે ચઢી બેઠું છે અને એનાથી કંઈક નુકસાન પણ પહોંચે છે. પણ હિંદુસ્તાન પર તો એનું પરિણામ ખૂબ જ દુઃખદાયક નીવડયું છે. રાજા રામમોહન રોયથી માંડીને ગાંધીજી સુધીના બધાએ જ જે જાતિભેદ પર પ્રહારો કર્યા હતા અને જેની કમ્મર તૂટી ચૂકી હતી એ જાતિભેદ આ ચૂંટણીને લઈને ફરી વાર માથું ઊંચકવા માંડયો છે.

### ક્રાંતિ પક્ષાતીત જ હોય છે

સત્તા મારફતે કે પક્ષીય રાજનીતિ દ્વારા કદી પણ ક્રાંતિ થતી નથી. એ તો જન-માનસમાં જ થાય છે. એટલે એ તો પક્ષાતીત જ હોવી જોઈએ. એ માટે સૌએ ખુલ્લા દીલે વાત કરવી જોઈએ. પણ આજકાલ તો એક પક્ષવાળા વિરોધી પક્ષનું છાપું સુદ્ધાં વાંચતા નથી. વૈષ્ણવ-પંથીઓ જેમ શૈવ-પંથીઓની કોઈ વસ્તુ અપનાવતા નથી એવો જ આરે તિરસ્કાર આ પક્ષોવાળા એકબીજાનો કરે છે. એમને મન તો

પક્ષનાં પુસ્તકો જ વેદવાક્ય જેવાં હોય છે. બીજાના સાહિત્યને તો અડતા જ નથી. એમના વિચારો સંકુચિત હોય છે. આમ આ વાદોને પાપે દળબંધી તો ઠીક પણ દિલબંધી ફેલાઈ રહી છે, અને દિલબંધી એ દળબંધી કરતાં કયાંયગણી ખરાબ છે. આવી હાલત હોય ત્યારે ક્રાંતિ રૂંધાય છે. એ લોકોને એટલું નથી સમજાતું કે હવા પ્રસરાવવા માટે અવકાશ-ખુલ્લી જગ્યા જોઈએ. વિચાર-પ્રચાર માટે દિલ ખુલ્લાં હોવાં જોઈએ. પક્ષોની સભાઓ થાય છે તેમાં અમુક અમુક જ પ્રકારના લોકો આવે છે અને એ લોકો ક્રાંતિને આગળ ધપવા જ દેતા નથી. પણ ભૂદાનના કામે લોકોના દિલમાં કંઈક શંકા જગાડી છે. હજુ જાગ્યા ત્યાંથી સવાર કરીને લોક આ વાત સમજી જાય તો ઘણું સારું.

કોઈ પણ મોટું આંદોલન જનશક્તિથી જ થઈ શકે. જરા અક્કલથી તો વિચારો કે પાર્ટી બાંધવાથી વિચાર સમજવામાં મદદ થાય છે કે પાર્ટી વગર? બાબાએ પાર્ટી બાંધી હોત તો એનું આંદોલન શી રીતે ચાલત? આજે તો એ બેધડક ઘેરેઘેર જાય છે. હજાર હાથવાળા ભગવાનને જગાડવા એ આજે નારદની જેમ ઘર ઘર ઘૂમે છે. જ્યારે એથી ઊલટું પાર્ટીવાળા નાના મનના અને સંકુચિત દૃષ્ટિવાળા થઈ જાય છે. ભૂદાન એક પક્ષાતીત-પક્ષબાજીથી વેગળું આંદોલન છે. અને તેથી બધા જ એને સારું કામ સમજે છે. પક્ષાતીત પદ્ધતિથી જ ક્રાંતિ પાંગરવાની છે, સત્તાથી નહીં. જનશક્તિથી ક્રાંતિ થાય છે એટલી વાત જો સાબિત થશે તો રાજકીય વિચારોમાં એક મૌલિક પલટો આવશે અને એકલા આપણા દેશને જ નહીં, આખી દુનિયાને નવો રસ્તો મળશે. આવી સર્વશક્તિ અને સ્વયંશક્તિ સમાજમાં ભરી પડી છે. અને એનું ઝરણું હવે છૂટથી વહેવા લાગ્યું છે એ આપણાં સારાં નસીબ છે.

પક્ષભેદને કારણે આજનો સમાજ વટિયાં વટિયાં થઈ ગયો છે. સતત રાજનીતિમાં જ માનવાવાળા જયપ્રકાશબાબુ પણ આ વાત માનતા થઈ ગયા છે એ એક વિચારવાની વાત છે. એમના ફેરફાર પાછળ ઊંડા વિચાર અને ચિંતન છે. પ્રત્યક્ષ દર્શનથી એ આ નિર્ણય પર પહોંચ્યા છે અને જીવનદાન દીધું છે.

### શાસનમુક્ત સમાજ ભણી

અખિલ ભારત સર્વ સેવા સંઘે બે વર્ષમાં દેશભરમાંથી પચ્ચીસ લાખ એકર જમીન ભેગી કરવાનો નિર્ણય કર્યો. એમનો આ સંકલ્પ જનતાએ ઉપાડી લીધો છે. હજારો જણ એ સંકલ્પને પાર પાડવામાં લાગી ગયા અને એ પાર પડી પણ ગયો. સંઘ પાસે કોઈ સત્તા, કાયદો કે અનુશાસન નથી. લોકોને એ સંકલ્પ સાચો અને અર્થવાળો લાગ્યો અને એમણે એ પૂરો કર્યો. આ પ્રસંગ પરથી લોકોને એક વિશ્વાસ બેઠો કે સત્તાના આધાર વગર પણ એક સંસ્થા કોઈ સંકલ્પ કરી શકે અને એ સંકલ્પ પાર પણ પડી શકે. લોક એની સફળતા સારુ મંડી પડે છે. એના પરથી બીજી પણ એક આશા બંધાય છે કે શાસનમુક્ત સમાજ અને પક્ષભેદથી વેગળું એવું રાજ્ય સ્થાપવું શક્ય છે. એ માટે જનશક્તિ જગાડવી પડશે. આ ભૂદાન-આંદોલન પણ એના જ એક સાધન તરીકે શરૂ કર્યું છે.

મે ૧૯૫૪

## અહિંસાના ત્રણ આધાર : સંયમ, અસ્તેય, અસંગ્રહ : ૨૮ :

આજે વૈશાખી પૂર્ણિમા છે. આજ દુનિયા આખીમાં અને ખાસ તો એશિયા ખંડમાં બુદ્ધ ભગવાનનો જન્મ-દિવસ ઉજવાય છે. બુદ્ધ ભગવાને દુનિયાને જે સંદેશો આપ્યો તે એમણે પોતાના જીવનમાંથી પ્રાપ્ત કર્યો હતો. એમણે જ્યારે આ સંદેશો આપ્યો ત્યારે હિંદુસ્તાનને દુનિયા સાથે કોઈ વિશેષ સંબંધ નહોતો. દુનિયાને તે વખતે એ સંદેશાનો એટલો ખપ પણ નહોતો. પણ આજે દુનિયા આખીને એ સંદેશાની જરૂરત છે. એમનો સંદેશો આટલો છે: 'વેરથી વેર શમતું નથી, ક્રોધથી ક્રોધ શમતો નથી, જુદાણાથી જુદાણું નાશ-પામતું નથી.' વેરથી વેર વધે છે અને ક્રોધથી ક્રોધ ભભૂકે છે. માટે વેરનો સામનો પ્રેમથી, ક્રોધનો સામનો શાંતિથી અને અસત્યનો સામનો સત્યથી જ કરવો રહેશે.

## આજે વિશ્વને બુદ્ધના સંદેશાની ભૂખ છે

આજે દુનિયાને બુદ્ધના આ સંદેશાની ખૂબ જ જરૂરત છે. આજે દુનિયામાં અશાંતિ અને અસમાધાન ફેલાયેલાં છે. દુનિયા આખી શાંતિ માટે વલખે છે પણ એ ક્યાંયથી મળતી નથી. આખી દુનિયામાં તાણાતાણી ચાલે છે ને સામસામો ભય વધી રહ્યો છે. એકબીજાથી ચઢ-ઊતર તાકાતવાળા દેશો એકબીજાથી ભયભીત છે. નાના દેશ તો જાણે બીએ જ છે એની તો વાત જ જવા દઈએ, પણ અમેરિકા અને રશિયા જેવા મોટા મોટા દેશો પણ ડરવા લાગ્યા છે. આ પહેલાં કોઈ દિવસ દુનિયા આટલી બાવરી બાવરી નહોતી દુનિયાના દેશોને એકબીજા વિષે ખબર જ નહોતી ત્યાં ડરવાની વાત તો ક્યાં જ રહી? પણ આજે તો દુનિયાને કોઈ એક ખૂણે જરા ઉથલપાથલ થઈ કે આખી દુનિયા પર એની અસર પડે છે. વિજ્ઞાનને કારણે આમ બનવા પામ્યું છે. એટલે હવે તો અંતે જતાં થશે એવું કે વિજ્ઞાનને કારણે ક્યાં તો માણસ-જાત હિંસા ને વેર ખૂબ ખૂબ વધારીને પોતાનો જ નાશ કરી બેસશે અથવા તો આપણી અક્કલ ઠેકાણે આવશે અને માનવતા હિંસાના દુષ્ટચક્રમાંથી છૂટશે. હવે વચલી હાલત ચાલે તેમ નથી. અને તેથી બુદ્ધ ભગવાનના નિર્વૈરતાના સંદેશાની આજે ખૂબ જ ખપ છે.

## વેરનાં કારણો ટાળીએ

પચાસ વર્ષ પહેલાં હિંદુસ્તાનમાં બુદ્ધ જયંતિ ઉજવાતી નહોતી પણ આજકાલ એ શરૂ થઈ છે. આનું કારણ શોધવા જવું પડે તેમ નથી, ભગવાન બુદ્ધના સંદેશાની આજે ખૂબ જ ખપ છે એમ આપણને લાગે છે. એમનો એ ઉપદેશ કંઈ નવો નથી. ગીતામાં પણ કહ્યું છે "निर्वैरः सर्वभूतेषु..." નિર્વૈર બનવાનો આદેશ વેદોએ પણ આપ્યો છે. ભગવાન બુદ્ધ પહેલાંના સંતોએ પોતાના જીવનમાં એને ઉતાર્યો હતો. આમ છતાં દુનિયાની હાલત ફેરવાઈ નહીં. કારણ, કોઈ પોતાના વ્યક્તિગત જીવનમાં નિર્વૈર બની ગયો તો લોક એને આદર-માન આપતા પણ એની વાતને

વહેવારુ નહોતા ગણતા. 'નિર્વૈર થવું જોઈએ' એની એ લોકો ના તો
નહોતા પાડતા પણ એને આચરણમાં નહોતા ઉતારતા.

એમાં વાત એમ છે કે જ્યાં સુધી વેરઝેરનાં કારણો જાય નહીં ત્યાં
સુધી વેર જાય નહીં. કોઈને ખૂબ તરસ લાગી ને એને ચોકખું સ્વચ્છ
પાણી ન મળે તો એ ગંદું પાણી પણ પી લેવાનો. એને જોઈએ તો છે
ચોકખું પાણી, પણ નથી જ મળતું તો ગંદું પાણી પીવા પણ મન તૈયાર
થઈ જાય છે. એ જ રીતે દુનિયાને પણ વેરની ભૂખ નથી. સમાજમાં
આગ લાગે એવું કોઈ જાણી જોઈને માંગતું નથી. પણ દુનિયાના કેટલા
પ્રશ્નો છે, એ પ્રશ્નો શાંતિમય રીતે ઊકલતા હોય તો એ તો શાંતિમય રીતે
ચાલવા તૈયાર છે. પણ એ પ્રશ્નોનો શાંતિથી નિકાલ ન આવે તો પણ
દુનિયા શાંતિ જાળવી રાખે એમ તો ન બને. તેથી આપણે કોઈ એવી
તરકીબ શોધી કાઢવી જોઈએ કે જેથી શાંતિ સ્થપાય, શાંતિમય શક્તિ
પેદા થાય અને દુનિયાના અત્યંત અઘરા સવાલો ઊકલી જાય. આમ કર્યા
વગર દુનિયાનો વિશ્વાસ અહિંસાની શક્તિ પર બેસે તેમ નથી. એ વિશ્વાસ
બેસે એટલા સારુ જ આપણે આ ભૂદાનયજ્ઞ આદર્યો છે.

વિજ્ઞાને આજે આપણને નાના મટાડી મોટા કરી મૂક્યા છે. ભૂદાનયજ્ઞ
એ નિર્વૈરતાની પદ્ધતિથી સવાલો ઉકેલવાની કોશિશ છે. શાંતિની
શોધ માટે આ આંદોલન ચાલે છે. શાંતિમાં રહેલી શક્તિને એ
શોધે છે. તેથી જ આપણે ગામે ગામ જઈએ છીએ, લોકોને પ્રેમથી
સમજાવીએ છીએ અને ભૂમિહીનો માટે જમીન માંગીએ છીએ. ભૂમિહીનોને
આ રીતે જમીન મળશે તો શાંતિ જળવાઈ રહેશે. બાકી આપણે ઠાલા
ઉપદેશ જ દેતા રહીએ કે 'શાંતિ જાળવો, નિર્વૈરતાથી રહો' તો શાંતિ
શી રીતે જળવાશે? આજ સુધી તો આપણે બીજાઓ પાસેથી પડાવી
લેતા હતા, સંકુચિત ભાવના રાખતા હતા. પણ આવી સંકુચિત ભાવના
વિજ્ઞાનને શોભે તેવી નથી. વિજ્ઞાને એ સંકુચિતતા ઘટાડી નાંખી છે. બુદ્ધિ
તો વ્યાપક થઈ પણ હજી હૃદય સાંકડું જ રહ્યું છે. તેથી 'આપવાથી
નિર્વૈરતા આવશે' એનું શિક્ષણ દરેકને મળવું જોઈશે. એ વિના
ભગવાન બુદ્ધનો સંદેશો કોરો જ રહેવાનો, એનો અમલ નહીં

## ત્રણ આધાર : સંયમ, અસ્તેય, અસંગ્રહ

ભગવાન બુદ્ધ, મહાવીર અને બીજા જ્ઞાની પુરુષોએ અહિંસાની સાથે સાથે બીજી પણ વાતો કહી છે. એમણે અહિંસાની સાથે સાથે અસ્તેય (ચોરી ન કરવી), અપરિગ્રહ (સંઘરો ન કરવો) અને સંયમ પણ રાખવા કહ્યું છે. એ વગર અહિંસા અને સમાજ-રચના ટકી ન શકે એની એમને પાકી ખાતરી હતી. હું જેમ જેમ વિચારું છું તેમ તેમ મને એમાં એમની લાંબી સૂઝ દેખાય છે. આપણે સંયમ ન પાળીએ અને ભોગ-વિલાસમાં ડૂબીએ તો દુનિયા માટે કપરો સવાલ આવીને ઊભો રહે અને માણસ માણસને કાપવા લાગે. આજે લડાઈમાં તો જરાયે ખટકા વગર માણસની કતલ થાય જ છે, પણ કાલ ઊઠીને કોઈ ડૉક્ટર કહેશે કે માણસનું તાજું માંસ પુષ્ટિકારક હોય છે, તો લોક માણસનું તાજું માંસ પણ ખાવા લાગશે. ભોગ-વિલાસ વધશે તો સંખ્યાસુર પેદા થશે. પુરાણોમાં અનેક અસુરોનું વર્ણન આવે છે. વસ્તી વધી પડશે તો માણસ માણસને ખાવા લાગશે. તમે સાંભળ્યું હશે કે પશુઓમાં કેટલાંક પોતાનાં બચ્ચાં ખાઈ જાય છે. હું માનું છું કે મનુષ્ય પોતાના ભોગ-વિલાસ નહીં છોડે તો એની પણ એ જ દશા થવાની છે. તેથી જો અહિંસા લાવવી હશે તો સંયમ જાળવવો જરૂરી છે.

બીજી વાત છે અસ્તેય એટલે કે ચોરી ન કરવાની. આ વાત આપણે અમુક હદ સુધી તો ચલાવી છે. કાયદો જેને ચોરી કહે છે એવી કોઈ ચોરી કરે તો તેવા ચોરને આપણે પકડીને જેલમાં પૂરીએ છીએ. પણ કાયદામાં જે ચોરી નથી ગણાવાઈ એવી ચોરી આપણે રોકતા નથી. વધારે પડતો પગાર, વધારે પડતો નફો, વ્યાજ, દલાલી એ બધું પણ આખરે તો એક જાતની ચોરી જ છે! એટલે આપણે એમાંથી પણ છૂટવું જોઈએ. સંઘરા પર પણ કાબૂ હોવો જોઈએ. સંઘરો ફાવે તેમ વધે અને અહિંસા પણ વધે એ બનવા જોગ નથી. લોક પૂછશે કે રેડિયો, લાઉડ સ્પીકર એ બધું સંઘરો નથી શું? ના, જો આખા સમાજની સંપત્તિ વધતી હોય તો એમાં હિંસા નથી. પણ બીજાને લૂંટીને પોતાનાં

ઘર ભરે તો એમાં હિંસા થાય છે. આખો સમાજ લક્ષ્મીવાન થાય તેમાં
તો આપણે રાજી જ છીએ. પણ તમે લક્ષ્મીવાન કોને કહેશો ? ધારો કે
આખો સમાજ બીડી ફૂંકે છે, દરેક વ્યક્તિ રોજની એક રૂપિયાની બીડી–
સીગરેટ ફૂંકે છે તો એ કંઈ સારું નથી. બીડીસીગરેટની આવી
સમૃદ્ધિ વધી પડે તો તેથી ઐશ્વર્ય વધ્યું–સંપત્તિ વધી એમ
ન કહેવાય. સારી વસ્તુઓ વધવાથી જ જીવન સમૃદ્ધ બને છે. બીજા
પામી ન શકે એવી રીતે વસ્તુઓ હું લઈ લઉં એ સંઘરો છે, ગુનો છે. મોટે
ભાગે બધી વાતમાં સૌ પોતપોતાનું જ તાકે છે, બીજાનો તો વિચાર જ
નથી કરતા. તેથી જ અહિંસાની સાથે અસંગ્રહ, અસ્તેય અને સંયમ જોડી
આપીએ તો જ એ ટકી શકશે.

## પૃથ્વીના રખેવાળને છઠ્ઠો ભાગ

શાસ્ત્ર કહે છે કે જમીનના રખેવાળને છઠ્ઠો ભાગ આપવો જોઈએ. હું માનું છું કે આજે પૃથ્વીનું રક્ષણ મજૂરો જ કરે છે. બધો બોજો એને જ માથે છે. એ લોકો જ દુનિયાના નાથ અને જગતના તાત છે. ગાંધીજીએ એમને આ નામ આપ્યું હતું. એટલે મજૂરોને છઠ્ઠો ભાગ મળવો જરૂરી છે. " इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।" જેમણે આ જ જિંદગીમાં સામ્યયોગ સાધ્યો તેણે આ જ જિંદગીમાં સંસારને જીત્યો. તુલસીદાસે કહ્યું છે :

'को जाने को जैहै जमपुर, को सुरपुर परधाम को।
तुलसिहि बहुत भलो लागत, जग-जीवन राम-गुलाम को॥'

કોણ જોવા ગયું છે કે કોણ સ્વર્ગે જાય છે ને કોણ નરકે જાય છે ? તેથી એ તો આ જ જિંદગીમાં ભગવાનના દાસ બનીને રહેવાનું પસંદ કરે છે.

## જીવનદાન માટે આહ્વાન

આ આંદોલન આ જ લોકને–પૃથ્વીને સ્વર્ગ બનાવશે. વિજ્ઞાનની સાથે અહિંસાને જોડી દઈએ તો આપણે આ જ દુનિયામાં સ્વર્ગ ખડું કરી શકીશું. ભૂદાનયજ્ઞ સૌને સારુ છે. એનું નામ જ 'સર્વોદય' છે. આ

સર્વોદય કયે દહાડે આવશે? યતિ-સંઘ, ભિક્ષુ-સંઘ, ભગવાન બુદ્ધના અનુયાયીઓ વગેરે નીકળી પડયા હતા તેમ જીવનદાનીઓ નીકળી પડશે ત્યારે આ કામ થવાનું છે. ભગવાન મહાવીર અને બુદ્ધ સમજી ગયા હતા કે હજારો મરજીવા ભિક્ષુઓના સંઘ જ્યારે દેશમાં ફરશે ત્યારે આ કામ થવાનું છે. ભગવાન બુદ્ધ તો કહેતા પણ કે 'ननिकेते रमन्ति।' જ્ઞાની હોય તેને ઘરમાં ગોઠતું નથી. એમને તો રખડવામાં ઉત્સાહ આવે છે. એ લોકો નિરંતર ફરે છે, સેવા કરે છે, રાગદ્વેષ, નિંદા-સ્તુતિ, માન-અપમાન એ બધું ભગવાનને ચડાવીને કામ કરે છે. તેવી જ રીતે આજે પણ લોકો જનસેવા સારુ, 'बहुजनहिताय, बहुजनसुखाय' નહીં પણ 'सर्वहिताय, सर्वसुखाय'—સૌના કલ્યાણ સારુ, સૌના સુખ સારુ નીકળી પડશે ત્યારે જ આ કામ થવાનું છે. તમારે અહિંસક સમાજ-રચના જોઈતી હશે તો જીવનદાનીઓ નીકળી પડે એ જરૂરનું છે.

બોધગયામાં આના પણ શ્રીગણેશ મંડાયા છે. તથાગતને જે બોધિવૃક્ષ નીચે જ્ઞાન પ્રાપ્ત થયું હતું ત્યાં ગાંધીજીને માનનારા ભક્તો ભેગા મળ્યા હતા. એમને એક પ્રેરણા થઈ અને જીવનદાન શરૂ થયું. એની શરૂઆત તમારા પ્રિય નેતા જયપ્રકાશજીએ કરી હતી. નવો સમાજ રચવા માટે આ આંદોલન શરૂ થયું અને આ પ્રવાહ એમાંથી ચાલ્યો. હવે આગળ ઉપર અહિંસાના પાયા પર સમાજ-રચના કરવાનું આંદોલન જોશભેરથી ચાલશે. શોષણ વગરનો અને શાસનમુક્ત સમાજ રચવાની ભગવાનની ઇચ્છા મને સ્પષ્ટ વરતાય છે. મારું આહ્વાન છે કે જેમના જીવનમાં કંઈક તત્ત્વ હોય, જેમના શરીરમાં પ્રાણ હોય, જેમની બુદ્ધિમાં વિવેક હોય એ આ કામમાં ઝંપલાવે અને ભગવાનના આશીર્વાદ પામે.

મોહનિયા, તા. ૧૬-૫-૫૪

## ચોરી અને સજા

મને કોઈકે સવાલ પૂછ્યો કે 'આજકાલ ચોરી, ખૂન, ધાડ વધતાં જ જાય છે તો એને રોકવાનો શો ઉપાય? આવું સાંભળીને મને નવાઈ નથી લાગતી, ઊલટું નવાઈ તો એ વાતની લાગે છે કે આજની હાલતમાં આટલા થોડા અપરાધ કેમ થાય છે! અપરાધ થોડા થવાનું કારણ એ છે કે અહીંના અભણ-ગામડિયાઓના લોહીમાં સભ્યતા છે. અને તેથી જ અહીંના લોકો સ્વભાવે શાંત, સૌમ્ય અને સંયમશીલ છે.

### અહિંસાની શક્તિ

દસ બાર વર્ષ પરની વાત છે. બંગાળાના દુકાળમાં લાખો માણસ મરી ગયું. એ દિવસોમાં અમે જેલમાં. તે વખતે ત્યાં કેટલાક ભાઈઓ કહેતા કે 'આપણા દેશની એટલી બધી પડતી થઇ છે કે લાખો લોક એમનેમ જ મરી ગયા! બીજો દેશ હોય તો લોકો ચોરી કરે ને ધાડ પાડીને અનાજ લૂંટી જાય.' આ સાંભળીને મારું તો મન બેચેન થઇ ગયું. રાતે મને તો ઊંઘ ન આવે. મને થયું, 'ખરેખર આપણી પડતી થઇ છે?' અંદરથી અવાજ આવ્યો, 'ના, ના, એમ નથી.' આપણા દેશના ઋષિમુનિઓ અને સંતોની આપણને શીખ છે કે આપણે તો મરવા જ પડ્યાં છીએ તો પછી જે જીવે છે એમને શા સારુ સતાવવાં? આપણા દેશનો આ એક મોટો ગુણ છે. પ્રાચીન કાળથી આપણને આ મર્યાદા શીખવાઈ છે. બંગાળમાં જે લોકો મર્યા તે પણ ભગવાનનું નામ લેતાં લેતાં ગયા હશે. આ નબળાઈ નથી. આમાં તો અહિંસાની, સત્યાગ્રહની શક્તિ રહેલી છે. આપણે મરીએ તો ભલે પણ બીજાને દુઃખી નહીં કરીએ. વેઠી લેવું એ જેમને માટે સહજ છે એમનામાં અહિંસાત્મક પ્રતિકાર—સામનો કરવાની શક્તિ સહજ જ પેદા થાય છે.

### ચોરીની સજા

આજકાલ કેટલાક લોકો કામ ન મળતું હોવાથી ચોરી કરે છે. એ લોકો પોતાનાં બાળબચ્ચાંનાં પેટ ભરવા સારુ ચોરી કરે છે. એમને પકડીને

ન્યાયાધીશ સામે ઊભા કરે છે ત્યાં ન્યાયાધીશ એમને બે કે ત્રણ વર્ષની સજા ફટકારે છે. પણ ખરી રીતે જોઈએ તો સજા થાય છે એનાં બૈરી-છોકરાંને, કારણ કે પોતાને જેલમાં રોટલા મળી જ રહે છે. મારે જો ન્યાય તોલવાનો હોય તો હું જુદી જ જાતની સજા કરું. પહેલાં તો સારી પેઠે તપાસ કરું. સાબિત થાય કે ફલાણા ફલાણાએ ચોરી કરી છે તો પછી હું એને કહીશ કે, 'તેં ચોરી કરી છે માટે તને ત્રણ એકર જમીનની સજા, ત્રણ વર્ષની નહીં. એ જમીન પર સારી પેઠે રળીને તારાં બાળબચ્ચાંનું પોષણ કર.' મને તો લાગે છે કે આવી સજાએ કરવામાં આવે તો ચોરીએ થતી અટકી જાય.

આજના સમાજમાં એક વિચિત્ર ન્યાય ચાલે છે. આમતેમ થોડો અમસ્તો હાથ મારીને ભાગનારને 'ચોર' કહે છે, અને સંઘરો કરવાવાળાને પ્રતિષ્ઠા અપાય છે. વિચાર કરવા જેવી વાત છે કે તાળાં-કૂંચી વધે છે તેમ તેમ ચોરી પણ વધે છે. અમેરિકાના પહેલા પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટને પોતાની ડાયરીમાં એક વાકય લખ્યું છે: 'Fence is a temptation to jump' એટલે કે વાડ બાંધો એટલે કૂદવાની લાલચ જ થવાની. સમાજમાં ચોરી ન થાય એવી આપણી ઇચ્છા હોય તો આપણે જમીનની વહેંચણી કરીને સૌને કામ આપવું પડશે. ગ્રામોદ્યોગ વગર બધાંને કામ આપવું અશકય છે. તેથી તો આપણે એકલા 'રામ'નું નામ નથી લેતા પણ 'સીતારામ' કહીએ છીએ. સીતા એટલે જમીનની વહેંચણી અને રામ એટલે ગ્રામોદ્યોગ.

ઉપરાંત આપણું ચિંતન પણ સુધરવું જોઈએ. સંઘરો કરવો એ પાપ છે, શરીર-શ્રમ ટાળવો એ પાપ છે. આવા વિચાર સમાજમાં પાકા બંધાવા જોઈએ. થોડું કામ કરીને વધારે લે, કશી જાતમહેનત કર્યા વગર કોઈના ઘરમાં ઘૂસીને હજાર રૂપિયા તફડાવે તેને આપણે 'ચોર' કહીએ છીએ. પણ તો પછી ન્યાયાધીશ, પ્રોફેસર વગેરેને પણ ચોર જ ગણવા જોઈએ કારણ કે એ લોકો માંડ ત્રણ ચાર કલાક કામ કરે છે અને ખૂબ મોટા પગાર ઉપાડે છે. એટલે પરસેવો પાડીને રોટલો રળનારા મજૂર અને

બેકારને બાદ કરતાં આપણે બધા ચોરમાં જ ખપીએ. તેથી એકે એક જણે વ્રત લેવું જોઈએ કે કંઈ ને કંઈ ઉત્પાદક પરિશ્રમ કર્યા વગર નહીં ખાઈએ.

પકડિહાર, તા. ૧૯-૬-૧૯૫૪

: ૩૦ :

# ક્રાંતિનો ત્રિકોણ

હું ત્રણ ત્રણ વર્ષથી ફર્યા જ કરું છું. આમ છતાં ફર્યા કરવા મારેનો મારો ઉત્સાહ વધતો જ જાય છે. આમ શી રીતે થઈ શકયું ? કારણ કે ભૂદાનયજ્ઞના મૂળમાં એક તત્ત્વજ્ઞાન પડેલું છે. જેને એનું દર્શન થાય છે તેને એમાંથી રસ મળતો જ રહે છે. આ ઝાડવાં અહીં વર્ષોથી ઊભાં છે. એમને પેટાળમાં રસ મળ્યા કરે છે તેથી તાપમાં પણ એ સુકાતાં નથી. એટલું જ નહીં, માથે સૂરજ જેમ વધારે તપે તેમ વધારે જ લીલાં થતાં જાય છે. વાત એ છે કે અંદરથી રસ મળતો હોય છે ત્યારે બહારનો તાપ સતાવી શકતો નથી. તેવી રીતે અંદરથી તત્ત્વજ્ઞાનનો રસ મળતો રહે છે ત્યારે. તપસ્યાથી ઉત્સાહ વધતો જ જાય છે અને તકલીફ લાગતી નથી.

## આચાર્ય નરેન્દ્રદેવનો આક્ષેપ

હમણાં મેં છાપામાં એક સમાચાર વાંચ્યા. ઉત્તર પ્રદેશની ભૂદાન-સમિતિના સભ્ય આચાર્ય નરેન્દ્રદેવે કહ્યું કે 'ભૂદાન કામ તો સારું, પણ એની પાછળ કોઈ તત્ત્વજ્ઞાન નથી.' હવે આનો શો જવાબ વાળું ? એટલું જ કહું કે એની પાછળ તત્ત્વજ્ઞાન ન હોત તો ત્રણ વર્ષમાં બાબાના ટાંટીયા ઢીલા પડયા હોત. પણ બાબાના ટાંટીયા ઢીલા પડવાને બદલે એમાં તો જોર જ આવતું જાય છે. કોઈ જેવો તેવો મામૂલી વિચાર પકડીને કોઈ માણસ કામ કરવા બેસે તો થોડા વખતમાં જ થાકયાના ગાઉ ગણવા માંડે છે. પણ જ્યાં વિચાર ઊંડો છે ત્યાં ધીમે ધીમે કામની ઝડપ વધતી જાય છે. રોજ રોજ નવા વિચારો સ્ફુરે છે, રોજ નવી કુંપળો ફૂટે છે. તમે જાણો છો કે ભૂદાનયજ્ઞમાંથી સંપત્તિદાન નીકળ્યું, શ્રમદાન

નીકળ્યું ને હવે જીવનદાન પણ નીકળ્યું. આ બધા ભૂદાનયજ્ઞના નવા નવા ફાંટા છે. વધતે વધતે એ એટલું વધવાનું છે કે જેટલાં રચનાત્મક કામો છે તે બધાં એમાં સમાઈ જવાનાં છે. એટલું જ નહી, સમાજ-જીવનનાં બીજાં જે કંઈ નૈતિક અંગો છે તે પણ એમાં સમાઈ જશે. આના મૂળમાં જો કોઈ જબરું તત્ત્વજ્ઞાન ન હોત તો આ બધું ન થાત.

આચાર્ય નરેન્દ્રદેવે એમ તો નથી કહ્યું કે હૃદય-પરિવર્તનની પ્રક્રિયા નકામી છે. હા, એમણે એટલું જરૂર કહ્યું છે કે એ તો વર્ગ-સંઘર્ષમાં માનનારા છે, અને માત્ર હૃદય-પરિવર્તનથી કામ સરશે એવું એ માનતા નથી. એનો અર્થ તો એટલો જ થયો કે એક જણ મનમાં પાકી ગાંઠ વાળીને બેસી ગયો છે. એમણે જે ગાંઠ વાળી છે તે કોઈક અનુભવને આધારે જ વાળી હશે. પણ સૃષ્ટિમાં નિત નવા અનુભવો થતા હોય છે. ક્રાંતિની પ્રક્રિયાઓ જુદી જુદી જાતની હોય છે. અને જેની નવી નવી જાતની પ્રક્રિયા હોય તે જ ક્રાંતિ કહેવાય. એની પ્રક્રિયા પહેલેથી પાકી ઠરાવી રાખેલી હોય તો એ ક્રાંતિ ક્રાંતિ જ નથી.

## ક્રાંતિનો ત્રિકોણ

મારું કહેવું આમ છે, વર્ગ-સંઘર્ષથી જ ક્રાંતિ થાય એવી જેમણે ગાંઠ વાળી છે એ પણ જો મગજના દરવાજા ખુલ્લા રાખે તો હૃદય-પરિવર્તન અને વિચાર-પરિવર્તનથી પણ ક્રાંતિ થઈ શકે છે એવો પણ અનુભવ એમને થાય. મોહમાં ફસાયેલાનું હૃદય-પરિવર્તન કરવું પડે છે અને સજ્જનોનું વિચાર-પરિવર્તન કરવું પડે છે. બન્ને મળીને ક્રાંતિની પૂરી પ્રક્રિયા બને છે, અને આપણો એ જ કાર્યક્રમ છે. એક તરફથી આપણે વિચાર સમજાવીએ છીએ અને બીજી તરફથી આપણું તપ થાય છે. સમજાવટથી વિચાર-પરિવર્તન થાય છે અને તપથી હૃદય-પરિવર્તન અને એ બેની સાથે જ, એ બેના પરિણામ સ્વરૂપે જ એક ત્રીજી વાત એની મેળે ઘડાઈ આવે છે, તે છે પરિસ્થિતિ-પરિવર્તન. આમ ક્રાંતિનો ત્રિકોણ રચાય છે. તમે પૂછી શકો કે પરિસ્થિતિ-પરિવર્તન માટે શું કરવું જોઈએ? કેટલાક એમ માને છે કે કાયદાથી આવું પરિવર્તન થશે, પણ

તો પછી કાયદો કરવા શું કરવું પડશે? સત્તા શી રીતે હાથ કરીશું? એ જ રીતે ને કે લોકોને સમજાવીશું, એમનું વિચાર-પરિવર્તન કરીશું અને એમ સત્તા હાથ કરીશું? લોકશાહીમાં આ સિવાય બીજો રસ્તો ન હોઈ શકે. આમ અંતે વિચાર-પરિવર્તનવાળો જ માર્ગ બાકી રહે છે.

### અસહકારનું શસ્ત્ર

વળી આપણી પાસે તો વિચાર-પરિવર્તન ઉપરાંત હૃદય-પરિવર્તનનો એટલે કે તપસ્યાનો પણ રસ્તો છે. તપસ્યાના કેટલાયે પ્રકાર હોય છે. ગામેગામ પગપાળા ફરવું એ પણ તપસ્યાનો એક પ્રકાર છે. એનાથી આપણે લોકોને સમજાવી શકીએ કે પાપમાં ભાગીદાર ન બનશો. આજે ઠેકઠેકાણે કબજા છોડાવવાનું ચાલી રહ્યું છે. કબજા છોડાવવા એ પાપ છે એ વાત આપણે જમીનદારોને ગળે ઉતારી શકીએ. આમ છતાં એ ન સમજે તો પછી અસહકારનો માર્ગ રહે છે. જનતા એમના કામમાં સાથ નહીં આપે. આપણી પ્રક્રિયામાં અસહકાર અને સત્યાગ્રહ પણ આવી શકે. એમાં કાયદો પણ આવી શકે. હું એ પણ માનવા તૈયાર છું કે જનતા નિરાશ થાય તો લોહિયાળ ક્રાંતિ પણ થઈ શકે. પણ એક ચોથી વાત પણ થઈ શકે, ભૂદાનયજ્ઞથી પણ આ સવાલનો ઉકેલ આવી શકે—હા, બધા કાર્યકર્તાઓ ચારે બાજુથી આમાં મંડી પડે અને લોકોને વિચાર બરાબર રીતે સમજાવી દે તો. અને જનતાનો મને જે કંઈ અનુભવ થયો છે તે પરથી હું કહી શકું કે આ વાત જરા પણ અશક્ય નથી. અને એ જ આશાએ હું તો કામ કર્યે જાઉં છું.

### અમે કાયદા આડે આવતા નથી

પણ ધારો કે એ રસ્તે ન ફાવ્યા. તો પછી તીવ્ર માર્ગ બાકી રહે છે. એમાંથી લોહિયાળ ક્રાંતિનો રસ્તો એ તો કોઈ રસ્તો જ નથી, અને નથી તો એ કોઈ ક્રાંતિ. પછી વિચારવા જેવા બે જ માર્ગ બાકી રહે છે: એક તો કાયદાનો ને બીજો અસહકારનો. અમે કાયદા આડે હાથ દેતા નથી. કાયદો ભલે થતો, પણ કાયદાનો ઢોંગ ન થાય. કાયદો અસરકારક થવો જોઈએ. કોઈ માટી સત્તા હાથ કરીને કાયદો કરવા માગતી હોય તો

આડે અમે નથી આવતા. દરેક પાર્ટી એ તો સ્વીકારશે જ કે આ આંદોલનથી કાયદો કરવામાં બળ પુરાશે.

કાયદાની વાત થાય છે ત્યારે મથાળું (સીલિંગ) બાંધવાની વાત આડે છે, બીજાં બીજાં લફરાં નીકળી પડે છે અને એમાં જ સમય ગોવાઈ જાય છે. અને ત્યાં સુધી તો લોકો જમીન વગેસગે કરી નાંખે છે. હમણાં જ હૈદરાબાદમાં કાયદો થયો. એ કાયદા પ્રમાણે એક જણ સોથી સવાસો એકર જમીન ચોમાસુ ખેતીની રાખી શકે. ત્રણ વર્ષ પર હું તેલંગણામાં ફરતો હતો. તે વખતે આ કાયદાની વાત ચર્ચાતી હતી. લોકોએ તો તે જ વખતની જમીન વગેસગે કરી લીધેલી. પૈસાદાર લોકો વખત વરતીને ચાલનારા હોય છે. જેમની પાસે દોલત છે, જમીન છે એમનામાં અક્કલ પણ હોય છે. એટલે કાયદો કરવો જ હોય તો એવો કરો કે સામાવાળા તમને બેવકૂફ બનાવી ન જાય.

## પ્રેમ એ અસરકારક દારૂગોળો છે

હવે બાકી રહ્યા અસહકાર અને સત્યાગ્રહ. આ રસ્તો ન્યાય અને ધર્મનો છે. એમાં કોઈ જાતનો દ્વેષ નથી. દ્વેષથી સત્યાગ્રહ અને અસહકારની શક્તિ ઘટે છે. એટલે દ્વેષવાળો અસહકાર એ હવાઈ ગયેલો દારૂગોળો છે. અસરકારક દારૂગોળો તો પ્રેમ જ છે. સત્યાગ્રહની શક્તિ પ્રેમમાં જ છે. જેટલો પ્રેમ તેટલો સત્યાગ્રહનો અધિકાર. હું તો એટલે સુધી કહું કે જેનાથી દ્વેષ જન્મે એ સત્યાગ્રહ જ નથી. કેટલાક સત્યાગ્રહને ધમકી સમજે છે. તો પછી પ્રેમને જ ધમકી ગણવી પડશે. આજના જમાનામાં બંદૂક ને રૂપિયાથી ધમકી અપાય છે. પિસ્તોલની સત્તા ચાલે છે તેવી જ રીતે મૂડીવાદીઓએ પૈસાનો પણ જાદુ ચલાવ્યો છે. એ ખેડૂત પાસે જશે ને દસ રૂપિયાની નોટ કાઢીને સામે ધરશે, અને ખેડૂત પણ ગભરાઈ જઈને એને ઘી-માખણ કાઢી આપશે.

પણ પિસ્તોલ ને પૈસાને ઠેકાણે પ્રેમની શક્તિ ઘણુંખરું સહકારના રૂપમાં અને ખાસ પ્રસંગે અસહકારના સ્વરૂપમાં પ્રગટ થાય છે. મા બાળકને પ્રેમથી ખવડાવે છે અને ક્યારેક એને ઠેકાણે લાવવા તમાચો પણ ચોડી દે છે. પણ

બાળક જાણે છે કે એ પ્રેમનો તમાચો છે. તમાચાની જ વાત નીકળી તો એ પણ કહી દઉં કે કોઈનું અનાજ બીજાના ઘરમાં ખોટી રીતે દબાવી બેઠા હોય તો એને લૂટવાનું અહિંસાની મર્યાદામાં આવી શકે. શુકદેવજીએ કૃષ્ણ ભગવાનની ચોરીના ગીતો ગાયાં છે. ગાંધીજીના જમાનામાં 'ડુંગળીચોર' પણ ગૌરવવાળું બિરુદ બની ગયું હતું. આ તમામ વસ્તુઓનો પ્રેમમાં સમાવેશ થાય છે. આટલો પ્રેમ પેદા કરવા માટે ઘેરઘેર જવું અને સમજાવવું જોઈએ. આ બધું થઈ શકે તો ઘણાખરા લોકો તો જમીન આપી જ દેશે. અને ધારો કે ન જ આપી તો પણ આપણી પાસે બીજાં હથિયારો પડયાં જ છે. પણ આપણાં હથિયારો જ એવાં છે કે સામાવાળાને તકલીફ આપવાને બદલે એમની હૃદય-શુદ્ધિ કરે છે.

## કાર્યકર્તા આત્મવાદી બને

ભૂદાનયજ્ઞની પ્રક્રિયામાં શું શું આવે છે તેનું મેં વર્ણન કર્યું. પણ એટલામાં પૂરેપૂરો વિચાર આવી જતો નથી. આપણા કાર્યકર્તાઓએ આત્મવાદી બનવું જોઈએ. આપણે આત્મવાદી નહીં હોઈએ તો આપણું ભૂદાનનું તત્ત્વજ્ઞાન તૂટી પડશે. આત્મવાદીનો અર્થ એ કે દરેકમાં આત્મા વસેલો છે અને તેથી દરેકનું હૃદય-પરિવર્તન થઈ શકે તેમ છે. મનુષ્યના હૃદયમાં એકબીજા માટે સહાનુભૂતિ પડેલી હોય છે. અહીં કોઈને વીંછી ડંખ મારે તો આપણાથી પગ વાળીને બેસી નહીં રહેવાય. એનું કારણ એ છે કે માણસના હૃદયમાં કાંઈક એવી વસ્તુ પડેલી છે જેનો તાર બીજાના હૃદયને જઈને અડે છે. આમાં જે ન માનતો હોય તેને માટે હૃદય-પરિવર્તન અને ભૂદાન પણ નકામું છે. આપણે જો માનતા હોઈએ કે દરેકમાં આત્મા રહેલો છે તો હૃદય-પરિવર્તન, વિચાર-પરિવર્તન અને એ બંનેના મેળમાંથી પરિસ્થિતિ-પરિવર્તન—આમ ક્રાંતિની ત્રિકોણાત્મક પ્રક્રિયા ટકી શકશે. ભૂદાનયજ્ઞના મૂળમાં આ બધો વિચાર ભરેલો છે. આપણે ઝીણાજોડીમાં કે ખંડન-મંડનમાં ન પડતાં આપણા પોતાના વિચારની સફાઈ કરી લેવી જોઈએ.

વૃંદાવન, ૨૬-૬-૫૪.

કેટલીક બહેનોએ કૂવા કરાવવા ઘરેણાં દાનમાં આપ્યાં છે. મને એથી આનંદ થયો. ખરી રીતે તો ઘરેણાંએ બહેનોને દબાવી મારી છે. બહેનો ઘરેણાંને લઇને છેક ડરપોક બની ગઈ છે. પુરુષોએ એને પોતાની બેંક બનાવી મૂકી છે. એ બધું પોતાનું ધન એના પર ભેગું કરે છે. પછી જેમ ધનને પેટીમાં પૂરીએ છીએ તેમ બહેનોને પણ પડદા પાછળ પૂરે છે. અરે, સંસ્કૃતમાં તો સ્ત્રીનાં વખાણ કરતી વખતે એમને 'ભીરુ' કહે છે. આ ભીરુતા–ડરપોકપણું એ ઘરેણાંને લઈને છે. એટલે બહેનો ઘરેણાં આપે છે ત્યારે કૂવો કરાવાશે એટલાનો જ મને આનંદ નથી થતો, પણ એમ કરવાથી બહેનો એમનું બીકણપણું પણ છોડી શકશે તેનો મને ઘણો આનંદ થાય છે.

એક વાર ઘરેણાં આપી દીધાં પછી ફરી એ ન જ પહેરવાનો નિશ્ચય કરો. ઘરેણાંને કચરા તોલે ગણીને ફેંકી દો. એનું દાન નહી પણ ત્યાગ કરો, કારણ કે દાન તો સારી વસ્તુનું થાય, કચરાનું નહીં. કચરાનો તો ત્યાગ થાય. આ ઘરેણાં તમને દબાવી મારે છે માટે એ આપી દો. અમને ઘરેણાં નહીં મળે તો તેથી અમારું કામ અટકી બેસવાનું નથી. પણ સ્ત્રીઓ ઘરેણાં આપશે તો દેશનું કામ તો થશે જ, સાથે સાથે એમનું કામ પણ થશે. એનાથી બહેનો બહાદુર બનશે અને બીકણપણું છોડી શકશે. તો આનાથી બેવડું કામ સરે છે.

## ક્રાંતિ સારુ બહેનો વૈરાગ્ય–સંપન્ન બને : ૩૨ :

સર્વોદયના કાર્યક્રમોમાં બહેનોના કાર્યક્રમનું એક વિશેષ સ્થાન છે એમ મારું માનવું છે. એ કાર્યક્રમ યોગ્ય રીતે ધપાવવામાં આવે તો એનાથી સમાજ ઘણો બદલાઈ શકે. અને તેથી હું એને મહત્ત્વ આપું છું.

કેટલીયે વાર હું કહી ચૂક્યો છું કે શિક્ષણની જેટલી જરૂર પુરુષોને છે તેટલી જ સ્ત્રીઓને પણ છે. એકલા હિંદુસ્તાનમાં જ નહીં, દુનિયા આખીમાં આજે સ્ત્રીઓનું ક્ષેત્ર જાણે બંધાઈ ગયું હોય એવું થયું છે. કુદરતી અને સામાજિક નીતિ-નિયમોને કારણે કેટલીક વાડો ઊભી થઈ ગઈ છે. પરંતુ ખરી રીતે તો જે બહેનોએ સમાજમાં જઈને કામ કરવાનું છે તેમને ઉત્તમ શિક્ષણ મળવું જોઈએ. એ શિક્ષણ સુખનું કે ભોગનું નહીં હોય, પણ જીવન-શિક્ષણ હશે. મને તો ગડ બેસી ગઈ છે કે શંકરાચાર્ય જેવી કે એનાથી પણ ચાર ચંદરવા ચઢે એવા આત્મજ્ઞાન અને વૈરાગ્યથી સંપન્ન થઈને બહેનો બહાર પડશે ત્યારે જ દેશમાં ક્રાંતિ થશે. ભગવાનને જો હિંદુસ્તાનનું ભલું કરવું હશે તો મને તો ખાતરી છે કે આવી બહેનો જરૂર બહાર પડશે.

## હિંદુસ્તાનમાં સ્ત્રીઓ આડે આવતી અડચણો

હિંદુ સમાજમાં બહેનો બહુ પાછળ છે. કાયદા અને સામાજિક અડચણો ઉપરાંત આધ્યાત્મિક વિચારોની પણ અડચણો છે. એક એવો પણ જમાનો હતો કે જ્યારે સ્ત્રીઓને વેદ શીખવાનો અધિકાર નથી એવું કહેવાતું. પણ આજ પુરુષને પણ એ અધિકાર નથી અપાતો. આજે એની કશી કીમત નથી. પણ જે દહાડે એની કીમત હતી તે દહાડે સ્ત્રીઓને એનો અધિકાર નહોતો. ધર્મના સારા સારા જાણકારો અને શાસ્ત્રીઓ પણ એમ માને છે કે સ્ત્રીઓને આજન્મ-બ્રહ્મચારિણી રહેવાનો અધિકાર નથી. આવી આવી વાતો આવે છે ત્યારે એમને માટે આધ્યાત્મિક અડચણો આવીને ખડી થાય છે. અને એનું પરિણામ એ આવે છે કે દીકરી માત્ર પિયર છોડીને પારકે ઘેર જવાનું છે એવો જ આદર્શ એમની સામે મૂકવામાં આવે છે. એને બધી કેળવણી જ એ રીતની અપાય છે. એના મનની કેળવણી પણ એ જ રીતની થાય છે. સ્વતંત્ર અને પરાક્રમી સ્ત્રીની કલ્પના હિંદુસ્તાનમાં નથી થતી.

સ્ત્રી પતિની કે પુત્રની સેવા બજાવીને તે મારફતે સમાજની સેવા બજાવે એવી માન્યતા પ્રચલિત છે. આ સેવા ઊતરતી છે એવું હું ક્યારેય નથી

કહેતો, પણ એટલું તો હું જરૂર માનું છું કે સ્ત્રીઓને સ્વતંત્ર પરાક્રમનો અધિકાર હોવો જોઈએ. હિંદુઓમાં એક ટીકાકાર તો એટલી હદ સુધી કહી ચૂક્યા છે કે 'પુરુષાર્થ' શબ્દ જ બતાવે છે કે એ પુરુષો માટે છે અને સ્ત્રીઓએ પુરુષમાં સમાઈ જવુ જોઈએ. મારું મન આ માનવા તૈયાર નથી. આમાં તો આત્માના ગૌરવને હાનિ પહોચે છે. સ્ત્રી-સ્વરૂપમાં મર્યાદિત શક્તિ છે અને પુરુષ-સ્વરૂપમાં અમર્યાદિત શક્તિ છે એવો તે આત્મા આત્મા વચ્ચેનો ભેદ કેવો ?

## સ્ત્રીઓને અધ્યાત્મજ્ઞાન પહેલું અપાય

સ્ત્રીઓના શિક્ષણને લાગે વળગે છે ત્યાં સુધી તો સ્ત્રીઓને તે પહેલું અપાવું જોઇએ. અગાઉ આપણે ત્યાંની સ્ત્રીઓ અધ્યાત્મ-પરાયણ હતી. મહાભારતમાં જનક અને સુલભાનો સંવાદ આવે છે. સુલભાએ જનકને જ્ઞાન આપ્યું છે. આવી તો બીજી પણ કથાઓ છે. હિંદુસ્તાનમાં એક કાળે સ્ત્રીઓનુ આટલું બધું ગૌરવ હતુ પણ આજે એ હાલત રહી નથી. આજે એને સૌ પહેલાં આધ્યાત્મજ્ઞાનની જ જરૂર છે. 'આપણે દેહથી ભિન્ન છીએ, આત્મા અવિનાશી છે, ઇંદ્રિયો પર સયમ રાખવો જોઈએ, આપણામાં પરમેશ્વર વસે છે, આ જ જન્મમાં તેનાં દર્શન થઈ શકે છે, પ્રાણી માત્ર આપણું જ સ્વરૂપ છે, વગેરે વાતો એમને શીખવાવી જોઈએ આ રીતે બહેનો અધ્યાત્મ-વિચારમાં પ્રવીણ બને. તમામ શિક્ષણનો પાયો આત્મજ્ઞાન હોવું જોઈએ. સ્ત્રીના શિક્ષણમાં સત્ય-નિષ્ઠા અને જીવન-તપસ્યાની ખાસ જરૂર છે, એનાથી સ્ત્રીઓમાં આજના સમાજ સામે બળવો કરવાની તાકાત આવશે. જેને અધ્યાત્મજ્ઞાન છે તેને દુનિયા આખી દબાવવા આવે તો પણ તે નહીં દબાય. મને તો ખાતરી છે કે આપણે અધ્યાત્મ-વિદ્યાથી જબરદસ્ત ક્રાંતિ કરી શકીએ તેમ છીએ. પુસ્તકોની પણ મદદ મળી શકે., ગીતા, ઉપનિષદ જેવા ઉત્તમ ઉત્તમ ગ્રંથો પડ્યા છે, ચાલુ જમાનાના પણ ગ્રંથો છે. પણ મારો ભાર પુસ્તકો પર નથી. મારો ભાર તો મૂળ વિચાર પર છે. એ મળે તો આગળ બીજી વાતો સારી રીતે ચાલી શકે.

### સ્ત્રીઓના ઉદ્યોગો અનામત રહેવા જોઈએ

ઉદ્યોગની વાત લઈએ તો મને લાગે છે કે કેટલાક ઉદ્યોગો બહેનોના જ છે. શહેરવાળાઓએ જેમ ગામડાવાળાના ઉદ્યોગો પડાવી લીધા છે તેવી જ રીતે પુરુષોએ સ્ત્રીઓના ઉદ્યોગો પડાવી લીધા છે અને એમને માત્ર ભોગ-વિલાસનાં સાધનો સમજી રાખ્યાં છે. આવું એકલાં ગામડાંઓમાં જ બન્યું છે એમ રખે ધારતા. 'ફેશનેબલ સોસાયટી' — ભણેલાં ટાપટીપ-વાળાંઓમાં પણ આમ જ છે. ત્યાં તો વળી સ્ત્રીઓને ઢીંગલીની જેમ રાખે છે. એમને માથે કોઈ જવાબદારી હોતી નથી અને આખું જીવન ભોગ-વિલાસમય હોય છે. આ તો આખા સમાજને છિન્ન-ભિન્ન અને નિર્વીર્ય બનાવી મૂકવાના ધંધા છે.

એક કાળે સ્ત્રીઓનું ખાસ કામ વણાટ ગણાતું. પણ આજે પુરુષો વણે છે અને સ્ત્રીઓ કોકડાં ભરે છે. એવી જ રીતે સીલાઈનું. સિંગર મશીન આવ્યું ત્યારથી પુરુષોએ એ કામ પણ પડાવી લીધું છે. આમ એક પછી એક ધંધા સ્ત્રીઓના હાથમાંથી છૂટતા ગયા. હવે આજે હાલત એ આવીને ઊભી છે કે બધાં કામ પુરુષો દબાવી બેઠા છે અને કહે છે કે સ્ત્રી અમારે માથે બોજારૂપ છે. સ્ત્રીઓની આ પરાધીનતાનું કારણ એ છે કે એની પાસે કોઈ ખાસ ઉદ્યોગ રહ્યા નથી. ઉત્તમમાં ઉત્તમ રસોઈ કરવામાં એ પ્રવીણ બની શકે. ફક્ત ભોગસાધક ચટાકેદાર રસોઈ જ નહીં, આરોગ્ય-દાયક અને માંદાઓને માફક આવે એવી રસોઈ બનાવવામાં એ જરૂર પ્રવીણ બની શકે. શાકભાજીની વાડી કરી શકે. ઉપરાંત, ગાય દોહવી, ગાયની ચાકરી, સફાઈ વગેરે કામો પણ કરી શકે.

### સ્વતંત્ર જ્ઞાન-પ્રાપ્તિ માટેની યોગ્યતા

આ બધાંની સાથે સાથે એમને કોઈ એક ભાષાનું સર્વોત્તમ જ્ઞાન હોવું જરૂરી છે, પછી તે ફાવે તો માતૃ-ભાષા હોય, ફાવે તો પ્રાંત-ભાષા હોય અને ફાવે તો રાષ્ટ્ર-ભાષા. એમની જ્ઞાનની મૂડી કદી પણ ઓછી ન હોય. જ્ઞાન ઉત્તમ અને પરિપૂર્ણ હોવું જોઈએ. 'પરિપૂર્ણ' એટલે કે સ્વતંત્ર જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ, જ્ઞાનપ્રાપ્તિમાં પોતાના પગ પર ઊભા

રહેવાની શક્તિ. પણ એનો અર્થ એવો નથી કે છોકરીઓ બસ ભણ્યા જ કરે અને સેવા-કાર્ય ન કરે. સેવા કરવા માટે એમને અનુભવી બહેનોના હાથ નીચે મૂકવામાં આવે, અને હું જેને પરિપૂર્ણ વિદ્યા કહું છું તે પણ એમને શીખવાય. અને જ્યારે પાકો અનુભવ થાય ત્યારે જ એને કોઈ ક્ષેત્રમાં એકલી મોકલી આપવામાં આવે.

## લોકશક્તિ વધારવામાં સ્ત્રીઓનો સહકાર

સ્વરાજ્ય પછીથી કેટલાંક કામો સરકારે કરવાનાં છે. પણ ઘણાં કામો સરકારથી નથી બનતાં, એવાં કામો આપણે કરવાનાં છે. સ્ત્રીઓને પરદામાંથી બહાર કાઢવાની છે. એ કોણ કાઢશે? ચાંલ્લાનો ચાલ બંધ કરવો છે. એ શી રીતે બંધ થશે? સ્ત્રીઓની લગ્નની વય-મર્યાદા વધારવી છે, એ શી રીતે વધશે? એવી જ રીતે બીમારોની સેવા અને શિક્ષણનાં કામો કરવાં છે. આ બધું કોણ કરશે? સરકાર આ ક્યારેય નહીં કરી શકે, આપણે જ એ બધાં કરવા પડવાનાં છે. લોક-શક્તિના ટેકાથી અને ધર્મ-નિષ્ઠા-પૂર્વક આપણે આ કામો કરવાનાં છે. મને આશા છે કે આપણા દેશમાં એવી બહેનો પાકવાની છે જે સૂર્ય જેવી પ્રતાપી હશે. એમનાં કિરણોથી અજવાળાં પથરાશે અને અંધારાં ઓસરી જશે.

આજે શિક્ષણ અપાય છે તે તો ગુલામ બનાવનારું, બેકાર અને ભોગની ઇચ્છા જગાડનારું શિક્ષણ છે. મને તો ગામડાની બહેનો જ વધારે સ્વતંત્ર લાગી છે. શહેરમાં મેં એવી એવી ભણેલી ગણેલી બહેનો જોઈ છે કે જે આરામ-શોખ હોવાને કારણે બહુ જ ખરાબ રીતે પતિથી દબાયેલી રહે છે, અને એનાથી નથી તો એમની ઉન્નતિ થતી કે નથી તો એમના પતિની. આપણે સામાજિક રૂઢીઓ તોડવી છે. એ માટે તમારા ગ્રામ-સેવિકા વિદ્યાલયો પાસેથી અપેક્ષા છે. ઊંચો આદર્શ સામે રાખીને સતત પ્રયત્ન કરતા રહેશો તો જરા નીચું રહેવાના છતાં કશું બગડશે નહીં. આપણે આપણું કામ સતત પ્રયત્નપૂર્વક ચાલુ રાખવું જોઈએ.

પૂસારોડ, તા. ૨૬–૮–૫૪

## ઈશ્વરનું આ કામ પાર પડીને જ જંપશે

તમે જાણો છો કે હું કયા કામે ફરું છું. બિહારની હવામાં એ વાત ફેલાઈ ગઈ છે કે જમીન વહેલામાં વહેલી વહેંચાઈને રહેવાની છે. એક પણ માણસ એવો ન રહેવો જોઈએ કે જેને ખેતી કરવી છે અને તે માટે જમીન માંગે છે ત્યાં એને જમીન નથી મળતી. જે પ્રદેશમાં રેલ આવી હતી તેમાં હું અઢી મહિના ફર્યો હતો. ત્યાંની વાત કરું છું. કાર્યકરો ત્યાં કંઈ ખાસ કામ કરી શક્યા નહોતા. ત્યાં કેટલીક વાર એવું પણ બન્યું કે અમારા ખાવાની કશી વ્યવસ્થા થઈ નહોતી. આમ તો બિહારમાં હું સાડાત્રણ વર્ષથી ફરું છું, પણ આવું તો એ રેલવાળા પ્રદેશમાં જ બન્યું હતું. બીજે ઠેકાણે નહોતું બન્યું. આમ છતાં હું ત્યાં ગયો કે તરત જ સેંકડો લોક ત્યાં આવી કામે લાગ્યું.

### રેલ-પીડિતોનો એ ઉત્સાહ !

એક જગ્યાએ તો કહ્યું કે લગભગ બસો જેટલી હોડીઓ આવી હતી. સેંકડો સ્ત્રી-પુરુષ હતાં. બહેનો બાળકોને કાખમાં ઉપાડીને આવી હતી. ભીની જમીન અને ઉપરથી વરસાદ ! છતાં બધાંએ ઊભાં ઊભાં શાંતિપૂર્વક પ્રાર્થનામાં ભાગ લીધો. એમને જમીન તો ન મળી પણ એટલો સંદેશો જરૂર મળ્યો કે 'ગરીબનો જમીન પર હક છે. હવા, પાણી ને પ્રકાશ એ જેમ ભગવાનની દેણગી છે તેમ જ ધરતી પણ ભગવાનની દેણગી છે. એનો કોઈ ધણી ન થઈ શકે. જે ધરતીની સેવા કરવા માંગતો હશે તેને જમીન મળશે.' અને ત્યાં દાનપત્રો પણ મળ્યાં. આવા ઉત્સાહનાં મને ત્યાં દર્શન થયાં.

આમ આખા બિહારની હવા ઉત્સાહ ભરેલી છે અને દરેકને સમાધાન છે. બિહારમાં મને બે વર્ષથી થોડું વધારે થયું, હજી બીજા બે મહિના હું અહીં છું. જેટલી જમીન માટે મેં ટહેલ નાંખી છે તેટલી આ બે મહિનામાં પૂરી નહીં થાય એવું માનવાને કોઈ કારણ નથી. કાર્યકર્તાઓ આમાં મન મૂકીને કામે લાગે તો ગામે ગામ જમીન મળશે.

## દાનપત્ર-પરત-આંદોલનની ફલ-શ્રુતિ

વચમાં મેં એક નવું આંદોલન આદર્યું હતું. એ દાનપત્ર પાછાં વાળવાનું આંદોલન. કેટલાંક દાનપત્ર પાછળ મેં શેરો માર્યો. કે ‘પૂરતું દાન ન હોવાથી પરત.’ અને એની નીચે મેં મારી સહી પણ કરી. પચાસ વીઘાંના ધણીએ અડધું વીઘું આપ્યું હોય તો તે મેં પાછું વાળ્યું હતું. લોકોએ કહ્યું હશે કે કંઈક તો આપો! એટલે એણે આપી દીધું હશે. સાંજે એવા ભાઈ મારી પાસે આવતા. પશ્ચાત્તાપને કારણે મોઢું જુઓ તો સાવ નંખાઈ ગયેલું. જાણે કોઈ ગુનો કર્યો હોય એવી એની નજર જોઈ હોય તો ખબર પડે! થોડીક વાત કરીને છઠ્ઠો ભાગ આપીને ચાલ્યો જાય. એકાદ અપવાદ જતો કરતાં જેટલા આવ્યા તેટલા આ પ્રમાણે દાનપત્ર સુધારી સુધારીને ગયા. મેં આ આંદોલન મજફ્ફરપુરમાં શરૂ કર્યું હતું અને પછી તે ચાલુ રાખ્યું. મને આમ દાનપત્રો પરત કરવાનો શો અધિકાર? એનો અર્થ એટલો જ કે લોક મારો પ્રેમનો હક સ્વીકારશે જ. બાબા છઠ્ઠો ભાગ માંગે છે તો લોક એ સ્વીકારશે જ. પણ લોકો પર એની ભારે અસર થઈ, એ કંઈ જેવી તેવી વાત નથી.

## કળિયુગમાં સતયુગ

એક જગ્યાએ તો એવું બન્યું કે એક ભાઈએ જમીન આપી. મેં કહ્યું, ‘બધી સારી જ જમીન આપજો.’ તો એણે કહ્યું, ‘મેં તમને ભાઈ ગણીને ભાગ આપ્યો છે, પછી માત્ર સારી જ જમીન કેવી રીતે માંગો છો?’ જાણે ભાઈઓ માંહોમાંહે વાત કરતા હોય! મેં કહ્યું, ‘સારુ, હું બન્નેમાંથી ભાગ લઈશ. પણ તમારે એક કામ કરવું પડશે. જેને તમે જમીન આપો છો તેની પાસે કશું સાધન નથી. એને ખેડો કરવાની સગવડ તમારે ગોઠવવી રહેશે. ખરાબ જમીન હોય તે તોડાવી આપજો.’ આ વાત એ તરત જ માની ગયો. આ જે વાતચીત મેં તમને સંભળાવી તે કળિયુગમાં થયેલી વાત છે, સત્યયુગની નથી. આપણા તરફ આટલો સદ્ભાવ હોય અને એનો આપણે ઉપયોગ ન કરી શકીએ તો આપણાં જ નસીબ ફૂટેલાં ગણાય.

## ભગવાન આપણી સાથે છે

મને ત્યાં રેલવાળા વિસ્તારમાં કેટલી જમીન મળી તે વિષે એક ભાઈએ છાપામાં લખ્યું; 'જરા તરા.' પણ આ કેવી સ્થિતિની વચ્ચે બન્યું તે તો જુઓ ! ઊલટું લોકોએ આપ્યું જ શી રીતે એ જ નવાઈની વાત છે. એ લોકો પોતે દાન લેવાને પાત્ર હતા, દાન દેવાની એમની સ્થિતિ નહોતી. મેં એમને સમજાવ્યું કે આવા સંકટ વખતે તો ધર્મભાવના ઊલટી દૃઢ થવી જોઈએ. દાનપત્રની કશી વિસાત નથી, પણ ત્યાં સદ્-ભાવનાનાં જે દર્શન થયાં તે જોઈને મને લાગ્યું કે આપણી પાછળ ભગવાન છે. ઘણુંખરું હું આમ કહું પણ છું: એક ભાઈએ લખ્યું કે 'વિનોબા ભગવાનને ચાર હાથ છેટા રાખે અને એકલી આર્થિક વાતો કરે તો જ ઠીક થશે.' મારે એ કહેવાનું છે કે જે ઈશ્વરને વૈકુંઠવાસી માને છે તેણે ઈશ્વરને ચાર જ હાથ શું, દુનિયાની બહાર જ કાઢી મેલ્યો છે! પણ જે ઘટ ઘટમાં વસે છે એને છેટો શી રીતે કરાય? મને તો પાકો ભરોસો પડતો જાય છે કે ભગવાન આની પાછળ છે, અને જો એ હોય તો મને કશી ચિંતા ન થવી જોઈએ. અને હકીકતમાં એવી ચિંતા થતી પણ નથી. રાતે ઘસઘસાટ ઊંઘું છું અને મહા મુશ્કેલીએ ક્યારેક સ્વપ્નું આવે છે. એનાથી પણ સાબિત થાય છે કે ભગવાન આની પાછળ છે. એટલે તમારે તો માત્ર ઈશ્વરના હાથનું હથિયાર બનવાનું છે. ભગવાનનું નામ લઈને ઊંધા થઈ જવાનું છે. નિમિત્ત માત્ર બનવાનું છે, બીજું કશું કરવાનું નથી. 'આંદોલનમાં ગતિ શી રીતે આવે?' વગેરે વાતો ચર્ચાય છે. આપણે માણસ છીએ તે વિચાર તો કરવો પડે. પણ આટલું જો આપણે ન કરી શકીએ તો આપણે નાલાયક ઠરીશું, બાકી તો આંદોલન તો સફળ થવાનું જ છે. ઈશ્વર આપણા પાસેથી નહીં તો બીજા પાસેથી કામ લેશે. આપણે કેવળ નિમિત્ત બનવાનું છે. વૈદ્યનાથ બાબુનો દાખલો સામે જ છે. એ બધો સમય આમાં જ ખરચે છે. મને આશા છે કે પૂર્ણિયાનો કોટા પૂરો થશે અને પૂર્ણિયાનું પૂર્ણ નામ સિદ્ધ થશે.

ઇસલામપુર (પૂર્ણિયા), તા. ૨-૧૧-૧૯૫૪

## પહેલા મૂડીવાદી આપણું શરીર

: ૩૪ :

એક વાર મારા સાથીમાંથી એકે કહ્યું કે 'બાબાનું' કામ મૂડીવાદ સામેની લડાઈનો મોરચો છે. એમને મૂડીવાદ સાથે વેર છે. વાત એની સાચી છે. પણ પહેલો મૂડીવાદી દુશ્મન તે આપણું શરીર છે કારણ કે એ મૂડીવાદી વ્યવસ્થામાં પોષાયું છે. શરીરને કેટલીક કુટેવો પડી ગઈ છે તે કાઢવી પડશે અને જાતે મહેનત કરવી પડશે. આમ પહેલો મોરચો આપણા ઘરમાં જ છે. એને જીતીએ તો જ મૂડીવાદ ખતમ થાય. મૂડીવાદ અનેક જાતનો હોય છે. મૂડીવાદ એટલે કે મૂડી ભેગી કરવી. આ કામ વિકેન્દ્રિત રીતે નહીં પણ કેન્દ્રિત રીતે કરવામાં આવે છે.

આજકાલ તો પોતાની જાતને સામ્યવાદી કહેવડાવનારા પણ સારી પેઠે મૂડીવાદી જ હોય છે. એમને ઉત્પાદનમાં મૂડીવાદ અને વહેંચણીમાં સમાનતા જોઈએ છે. એ વળી મોહના એવા ચક્કરમાં પડયા છે કે ઉત્પાદન કેન્દ્રિત થાય અને વહેંચણી સમાજ કરે. આવા લોકો પૂંજીવાદનાં જ સંતાન છે, એનું જ પ્રત્યાઘાતસ્વરૂપ છે. એ કોઈ સ્વતંત્ર વિચારવાળા નથી. જીવન વિષેનું એમનુ દર્શન સ્વતંત્ર નથી. મૂડીવાદને કારણે દેશમાં જે ખરાબીઓ ઊભી થઈ એની સામેની પ્રતિક્રિયા સ્વરૂપે સામ્યવાદ જન્મ્યો. એ synthesis-સંવાદ નથી, મૂડીવાદના thesis-વાદની સામે ઊભો થયેલો antithesis-પ્રતિવાદ છે. synthesis-સંવાદ તો તે કહેવાય જેમાં પૂરેપૂરું જીવનતત્ત્વ હોય. પણ એનામાં એ નથી એટલે એણે ઉત્પાદનમાં મૂડીવાદનો સ્વીકાર કર્યો. પણ આપણું કામ પ્રતિક્રિયાત્મક વિચારથી નહીં ચાલે. આપણે તો જીવનનો પાયો નાંખવો પડશે અને એના પર આખો સમાજ ઊભારવો પડશે.

ચિતરા, ૧૫-૧૨-૧૯૫૪

## ઈસુ ભારતને માન્ય છે

ભારત-ભૂમિ માટે તો એ એક વિશેષ પવિત્ર દિવસ છે. બધાને એ વાતની ખબર નહીં હોય કે ઈસુના ગયા પછી થોડાક જ સમયમાં મલબારને કિનારે એક ખ્રિસ્તી મિશન આવ્યું હતું ત્યારથી આ દેશની ભૂમિ પર ખ્રિસ્તી ધર્મ પાળનારા છે. પણ એ એક દુર્ભાગ્યની વાત છે કે ખ્રિસ્તી ધર્મની સાથે ઇંગ્લેંડ, ફ્રાન્સ, પોર્ટુગાલ વગેરે દેશોની રાજનીતિને સાંકળી દેવામાં આવી. એને લઈને અહીં કેટલાંયે ન કરવાનાં કામો થયાં અને પરિણામે ખ્રિસ્તી ધર્મનું જેટલું ગૌરવ થવું ઘટે તેટલું ન થયું. અને સાચું પુછાવો તો એક જાતનો પ્રત્યાઘાત જ ઊઠયો. એમાં વળી અંગ્રેજી રાજ્ય ભળવાથી ખ્રિસ્તી ધર્મ વિશે એક મિથ્યા ભાવના પ્રચલિત બની, એક પૂર્વગ્રહ બંધાઈ ગયો. આ એક ભારે દુઃખની વાત છે પણ એ ભાવના હવે ભૂંસાવા માંડી છે, અમુક અંશે ભૂંસાઈ ચૂકી પણ છે. હવે તો એવો વખત આવી રહ્યો છે કે જ્યારે હિંદુસ્તાનને ખ્રિસ્તી ધર્મ પણ પોતાનો એક ધર્મ છે એમ લાગે.

મારા એક ખ્રિસ્તી મિત્ર કહેતા હતા કે 'આખું હિંદુસ્તાન ઈસુ ખ્રિસ્તને કબૂલ કરે.' હું આખા દેશ વતીથી જાહેર કરું છું કે ઈસુ ખ્રિસ્ત આખા ભારતને માન્ય છે અને એમનો સંદેશો અમારા માથાભેર છે. એનો પૂરેપૂરો અમલ કરવા અમે ઉત્કટ છીએ. અમે એને અમારા કુટુંબના જ માનીએ છીએ. ઈસુ ખ્રિસ્તના ઉપદેશનો અમલ જેટલા વ્યાપક પ્રમાણમાં અને સામૂહિક રીતે મહાત્મા ગાંધીના નેતૃત્વ તળે ભારતે કર્યો છે તેટલો બીજે થયેલો અમે જાણ્યો નથી. અમારા આ દાવામાં અભિમાન નથી, નમ્રતા છે. અમને એનું અભિમાન નથી, ઊલટું અમે તો નમ્રતાપૂર્વક એ કહીએ છીએ કે મહાત્મા ઈસુ ખ્રિસ્તના સંદેશાનો અમલ કરવાની બુદ્ધિ ભગવાને અમને આપી તેથી અમારું ભલું જ થયું છે. હું તો કહું છું કે આજનો દિવસ હિંદુસ્તાન અને આખી દુનિયા માટે પોતાના અંતરની પરીક્ષા માટેનો દિવસ ગણાવો જોઈએ.

વિજ્ઞાનને કારણે માણસ ઇસુનો ઉપદેશ સ્વીકારશે.

આજ દુનિયા આખીમાં એક જાતની તાણંતાણી ચાલે છે. અને મારે
દુઃખ સાથે કહેવું પડે છે કે જે દેશોએ એક-બીજાની સામે હિંસા મારેની
વધુમાં વધુ તૈયારીઓ કરી છે તેવા જ દેશો ભગવાન ઇસુના અનુયાયી
કહેવાય છે. પણ મને લાગે છે કે આ ઝાઝું ટકવાનું નથી, અને ઇસુએ
ભાખ્યું હતું કે ' સ્વર્ગમાં ભગવાનનું રાજ્ય જેવું ફૂલ્યું ફાલ્યું છે તેવું જ
પૃથ્વી પર પણ ફૂલશે ફાલશે ' એ વાત થોડા વખતમાં જ ફળશે.
હથિયારોના ગંજ ખડકવાથી જ પોતાનું અને દુનિયાનું રક્ષણ થશે
એવું માનનારા દેશો ઈસુના ઉપદેશથી નહીં પણ વિજ્ઞાનને કારણે આ વાત
સમજશે.

હથિયારોના ઢગલાના ઢગલા ખડકયે જઇએ અને એમ કરીને
' બેલેન્સ ઓફ પાવર ' – શક્તિની સમતુલા રાખીને શાંતિ ટકાવી રાખ-
વાની કોશિશ કરીએ એ વાત વિજ્ઞાનના આ જમાનામાં હવે ઝાઝી ચાલે
તેમ નથી. શાંતિ મારેનો આવો અશાંત ઉપાય લાંબો ટકે તેમ નથી.
વિજ્ઞાન હથિયારોને મર્યાદિત રહેવા દેવાનું નથી. એ તો માણસ માટે
વિચાર કરવાનો વારો લાવી મૂકશે. બાઇબલો વાંચી ફાડવાથી કે રવિવારનાં
વ્યાખ્યાનો સુણીને કાન ફોડયા છતાં જે કામ નથી સર્યું તે વિજ્ઞાન-યુગ
સારી આપવાનો છે. માણસને ડહાપણ સૂઝવાનું જ છે કે આખરે તો
હિંસક હથિયારો છોડવામાં જ માનવતા અને માનવ-સમાજનો વિકાસ
સમાયેલો છે. 'આ બન્ને વાનાં વિજ્ઞાન કરી બતાવવાનું છે. માણસ હથિ-
યારો હેઠાં મેલીને, એક બીજા સાથે પ્રેમ અને સહકાર કરીને જીવતાં
શીખશે, આપવામાં સુખ અનુભવતો થશે ત્યારે એનો બેડો પાર થવાનો
છે–વિજ્ઞાનથી આ પ્રત્યક્ષ સિદ્ધ થવાનું છે.

પહેલ કરવાનું બીજા પર ન છોડાય

ઈસુએ કહ્યું છે કે આપણા પર પ્રેમ રાખે તેના પર આપણે પ્રેમ
રાખીએ એમાં શી વડાઈ છે! એ તો જાનવરો પણ કરે છે. એમાં કઈ
માનવતા બરી છે! આપણા પર પ્રેમ રાખે તેના પર આપણે પ્રે.

રાખીએ, અને આપણા તરફ દ્વેષભાવ રાખે તેના તરફ આપણે દ્વેષભાવ રાખીએ એનો અર્થ તો એ થયો કે આપણે કેવા બનશું તે નક્કી કરવાનું આપણે સામેવાળાને સોંપ્યું. આને 'અભિક્રમ' (પહેલ) કહે છે. અંગ્રેજીમાં જેનો અર્થ Initiative થાય છે તે આ 'અભિક્રમ' શબ્દ મેં ગીતામાંથી લીધો છે. અમેરિકા પાસેથી મદદ મેળવીને પાકિસ્તાન પોતાની લશ્કરી તાકાત વધારી રહ્યું છે. પણ શાંતિ, અહિંસા અને શસ્ત્રત્યાગની વાત માંડનારા આપણને–ભારતને પણ શસ્ત્ર-શક્તિ વધારવાની બુદ્ધિ સૂઝે એ તો ઠીક નથી. ભગવાનની મહેરબાની છે કે પંડિત નહેરુની નેતાગીરીને કારણે આપણને આવી કુબુદ્ધિ નથી સૂઝી. પણ ધારો કે એવી કુબુદ્ધિ આપણને સૂઝી અને લાચારીથી આપણે પણ એ જ રસ્તો પકડયો તો એનો અર્થ તો એવો થાય કે હિંદુસ્તાનને કેવું ઘડવું તે આપણે પાકિસ્તાનના હાથમાં સોંપ્યું. આ દાખલો મેં સહજ જ આપતેશું આપી દીધો છે. બાકી આજે તો દરેક દેશ બીજાનાં શસ્ત્રાસ્ત્રો જોઈને પોતાનાં પણ વધારવા મથી રહ્યો છે. આપણને જેનો ડર લાગે છે તે આપણાથી વળતો ડરે છે. આમ આપણે એકબીજાથી ડરીએ છીએ. લાચારીના માર્યા આપણે એ રસ્તે જઈએ છીએ અને ગમ્મતની વાત તો એ છે કે એ રસ્તે જવું ઠીક નથી એ પણ ભેગાભેગું કબૂલ કરીએ છીએ.

## અહિંસા પરમ ધર્મ જ નહીં, નિકટ ધર્મ પણ

બાપુ પાછા થયા ત્યારે દુનિયાભરના નાના મોટાં સૌ લોકોએ સહાનુભૂતિ પ્રદર્શિત કરી. દુનિયા પર જેણે જુલમ ગુજાર્યો હતો, અને હિંસાની શક્તિને વધારેમાં વધારે વધારી હતી તે સેનાપતિ મેકઆર્થર પણ આ બધામાં હતો. એણે કહ્યું કે 'આપણે માનવતાને બચાવવી હશે તો ક્યારેક ને ક્યારેક પણ સુલેહથી અને પ્યારથી માનવતાનું રક્ષણ કરવાની વાતનો વિચાર કરવો પડશે.' આટલું સ્વીકારવા છતાં ઘણાખરાને એમ લાગે છે કે પણ એ વાત આજે કરવાની વાત નથી. 'અહિંસા પરમો ધર્મઃ' અહિંસા પરમ ધર્મ છે એમ તો બધાને જ લાગે છે, પણ એ નિકટ ધર્મ છે–પાસે આવી પડેલો ધર્મ છે એ એમને નથી સમજાતું.

થતો આ ભારતનો ખાસ સંદેશો છે. અને તેથી જ અહીંના જેટલા ધર્મો છે તે તમામ અંતે જઈને એક વાત પર પહોંચ્યા છે કે મનુષ્ય માટે ઉત્તમ આહાર ફ્લાહાર, શાકાહાર છે. હું જાણું છું કે આજે દુનિયામાં પૂરતું અન્ન નથી, અન્નનો સારો જેવો તોટો છે; પણ માનવતાના વિકાસ માટે, માનવની પરિપૂર્ણતા માટે અને સર્વ ધર્મની એકરસતા માટે માણસ માંસાહારી મટી જાય એ જરૂરી છે. આજે હું એ વિષે વધારે નહીં કહું. આટલી વાત આજે તો એટલા માટે કરી કે ખ્રિસ્તી ધર્મ ભારતને કબૂલ છે અને ખ્રિસ્તી ધર્મ પણ ભારતત કબૂલ રાખે. બન્ને મળીને એક પરિપૂર્ણતા બનશે, અને એમાં માનવતાનું સર્વાંગ દર્શન થશે.

## માલિકીમાં માનવું એ નાસ્તિકતા છે

મેં એક દાવો કર્યો કે ખ્રિસ્તી ધર્મના ઉપદેશનો અમલ કરવાનું સદ્‌ભાગ્ય ભારતને પ્રાપ્ત છે. મારો બીજો એક નમ્ર દાવો આ છે: મારો આત્મા સાખ પૂરે છે કે ભૂદાનયજ્ઞમાં મને ઈસુના આશીર્વાદ સદા પ્રાપ્ત છે. બુદ્ધગયામાં મેં કહ્યું હતું કે 'બુદ્ધ ભગવાનના આશીર્વાદ મારા પર છે.' ઈસુ ખ્રિસ્તે પણ આપણને એ જ શીખવ્યું છે ને કે પડોશીના જીવનથી આપણું જીવન જુદું ગણવું, એની ચિંતાને આપણી ચિંતા ન ગણતાં પારકી ગણવી એમાં કોઈ જાતની માનવતા નથી. આટલા જ ખાતર આજે હું ભૂમિ અને સંપત્તિ પર ગણાતી માલિકી કાઢવા માંગું છું. માલિકીનો દાવો કરવો એ અભક્તિ, અશ્રદ્ધા અને નાસ્તિકતાનું લક્ષણ છે. 'ઈશ્વર'નો અર્થ જ પ્રભુ, માલિક અથવા સ્વામી. ઇસ્લામમાં એને 'માલિક' કહ્યો છે, ખ્રિસ્તી ધર્મમાં એને ગૉડ (God) કહ્યો છે અને આપણે પ્રભુ કહીએ છીએ. ત્રણેનો એક જ અર્થ થાય છે કે એ જ **સ્વામી છે**. પછી પણ જો આપણે માલિકીનો હક કરીએ તો **'કુફ્ર' કરીએ છીએ**, નાસ્તિક બની જઈએ છીએ.

હવે એ વાત ચા
ચપટી દયા કરવાથી કે
ચાલવાનું નથી. હવે

હવે આપણા ખ્રિસ્તી બંધુઓ જો અહીંની પાછલી ભૂમિકા છે તે સ્વીકારી લે તો તેનાથી એકલા ખ્રિસ્તી ધર્મને જ પરિપૂર્ણતા પ્રાપ્ત થશે એમ નથી પણ એનાથી હિંદુધર્મ અને ઇસ્લામ પણ પરિપૂર્ણ બનશે. એનાથી તમામ ધર્મોને પરિપૂર્ણતા પ્રાપ્ત થશે અને તમામ ધર્મોનો સુંદર સંગમ થશે. એટલે જેમની પરંપરા બહારની છે એવા મુસલમાન અને ખ્રિસ્તી બંધુઓ ભારતને પોતાના ધર્મ અને જીવનનું અંગ સમજે. મારા કહેવાનો અર્થ એ છે કે એ લોકો પોતાના પડોશી પર પ્રેમ રાખે, પોતાના દુશ્મન પર પ્રેમ રાખે, પણ તે શા માટે? એનો જવાબ હિંદુસ્તાનની એકલી બ્રહ્મવિદ્યા જ આપે છે. મુસલમાનો અને ખ્રિસ્તીઓ જો આ બ્રહ્મવિદ્યાનો સ્વીકાર કરે તો એમને જે જોઈએ છે તે મળી રહેશે અને એમાંથી એમને શક્તિ પ્રાપ્ત થશે. એમને જે પ્રચાર કરવો છે તે એની મેળે જ થઈ જશે.

ઇસ્લામમાં એક જાતનો ભાઈચારો છે. બધા એને કબૂલ રાખે છે. સેવામય કામો કરવાની પ્રવૃત્તિ એ ખ્રિસ્તી ધર્મની વિશેષતા છે એ પણ બધા સ્વીકારે છે. આપણે એ બન્ને વસ્તુઓ પચાવવી છે. ભારતના એક હિંદુ તરીકે હું કહું છું કે ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ મારે કબૂલ છે. એ કબૂલ રાખવાથી મારું હિંદુત્વ મટી નથી જતું પણ ઊલટું એ વધારે ખીલે છે અને પ્રકાશિત બને છે. કારણ કે ઇસ્લામ ધર્મના ભાઈચારાથી અને ખ્રિસ્તી ધર્મની સેવાવૃત્તિથી અહીં શોધાયેલી બ્રહ્મવિદ્યા મજબૂત બની જાય છે. અહીંનો ખ્રિસ્તી ધર્મ એક ખાસ પ્રકારનો ખ્રિસ્તી ધર્મ હશે અને અહીંનો ઇસ્લામ ધર્મ એક ખાસ પ્રકારનો ઇસ્લામ ધર્મ હશે. ભારત-ભૂમિનો રંગ એમાં ભળવાથી એને એક વિશેષ શક્તિ મળશે, એની પ્રભા વિશેષ આકર્ષક થશે.

### તમામ ધર્મો શાકાહાર સ્વીકારે

હું એમ માનું છું કે આપણે આપણા જીવન માટે થઈને કોઈ પશુને ન મારીએ, કોઈ પશુને આપણે ખોરાક ન સમજીએ એ વિચાર તરફ હવે સમાજે વળવું પડશે. આપણે એનું રક્ષણ ન કરી શકીએ તો ભલે, પણ આપણે એનું ભક્ષણ તો ન જ કરીએ. બ્રહ્મવિદ્યામાંથી પ્રાપ્ત

થતો આ ભારતનો ખાસ સંદેશો છે. અને તેથી જ અહીંના જેટલા ધર્મો
છે તે તમામ અંતે જઈને એક વાત પર પહોંચ્યા છે કે મનુષ્ય માટે ઉત્તમ
આહાર ફલાહાર, શાકાહાર છે. હું જાણું છું કે આજે દુનિયામાં પૂરતું
અન્ન નથી, અન્નનો સારો જેવો તોટો છે; પણ માનવતાના વિકાસ માટે,
માનવની પરિપૂર્ણતા માટે અને સર્વ ધર્મની એકરસના માટે માણસ
માંસાહારી મટી જાય એ જરૂરી છે. આજે હું એ વિષે વધારે નહીં કહું.
આટલી વાત આજે તો એટલા માટે કરી કે ખ્રિસ્તી ધર્મ ભારતને કબૂલ
છે અને ખ્રિસ્તી ધર્મ પણ ભારતત્વ કબૂલ રાખે. બન્ને મળીને એક
પરિપૂર્ણતા બનશે, અને એમાં માનવતાનું સર્વાંગ દર્શન થશે.

## માલિકીમાં માનવું એ નાસ્તિકતા છે

મેં એક દાવો કર્યો કે ખ્રિસ્તી ધર્મના ઉપદેશનો અમલ કરવાનું સદ્‌ભાગ્ય ભારતને પ્રાપ્ત છે. મારો બીજો એક નમ્ર દાવો આ છે: મારો આત્મા સાખ પૂરે છે કે ભૂદાનયજ્ઞમાં મને ઈસુના આશીર્વાદ સદા પ્રાપ્ત છે. બુદ્ધગયામાં મેં કહ્યું હતું કે 'બુદ્ધ ભગવાનના આશીર્વાદ મારા પર છે.' ઈસુ ખ્રિસ્તે પણ આપણને એ જ શીખવ્યું છે ને કે પડોશીના જીવનથી આપણું જીવન જુદું ગણવું, એની ચિંતાને આપણી ચિંતા ન ગણતાં પારકી ગણવી એમાં કોઈ જાતની માનવતા નથી. આટલા જ ખાતર આજે હું ભૂમિ અને સંપત્તિ પર ગણાતી માલિકી કાઢવા માંગું છું. માલિકીનો દાવો કરવો એ અભક્તિ, અશ્રદ્ધા અને નાસ્તિકતાનું લક્ષણ છે. 'ઈશ્વર'નો અર્થ જ પ્રભુ, માલિક અથવા સ્વામી. ઈસ્લામમાં એને 'માલિક' કહ્યો છે, ખ્રિસ્તી ધર્મમાં એને ગૉડ (God) કહ્યો છે અને આપણે પ્રભુ કહીએ છીએ. ત્રણેનો એક જ અર્થ થાય છે કે એ જ સ્વામી છે. પછી પણ જો આપણે માલિકીનો હક કરીએ તો 'કુફ્ર' કરીએ છીએ, નાસ્તિક બની જઈએ છીએ.

હવે એ વાત ચાલવાની નથી. માલિકી પકડી રાખીને બીજા પર ચપટી દયા કરવાથી કે છાંટા પ્રેમ કરવાથી આ વિજ્ઞાનના જમાનામાં ચાલવાનું નથી. હવે તો પૂરો જ પ્રેમ કરવો પડશે. નાનક કહે છે:

पूरा प्रभु आराधिआ, पूरा जाका नाउ ।
नानक पूरा पाइआ, पूरे के गुन गाउ ॥

અધૂરો પ્રેમ નહીં ચાલે એમ તો કબીરે પણ કહ્યું છે :

कहे कबीर मैं पूरा पाया, सब घर साहिब दीठा ।

અહીં કબીરે 'સાહિબ' શબ્દ વાપર્યો છે. એણે ઈશ્વર, પ્રભુ, ગૉડ અથવા માલિકને યાદ કર્યા છે. એને પૂરું દર્શન થયું હતું. આપણને પણ પૂરું દર્શન થાય તો આપણે પૂરો પ્રેમ કરી શકીએ. વિજ્ઞાનના જમાનામાં અધૂરું દર્શન નહીં ચાલે. કેટલાકનું કહેવું છે કે 'વિજ્ઞાનનો યુગ અશ્રદ્ધા લાવશે.' પણ હું એથી ઊલટું માનું છું. વિજ્ઞાનથી તો સાચી શ્રદ્ધા પૂર્ણ થશે, અને અધૂરો ભક્તિ-માર્ગ પૂરો થશે. આ ક્યારે બનશે? આપણી માલિકી હટાવીને સામૂહિક માલિકી માનીશું ત્યારે એ બનશે. આજનો 'કૉમ્યુનિસ્ટ' શબ્દ ઈસુના અનુયાયીઓ પાસેથી જ મળ્યો છે. એ લોકો પોતાના એક 'કમ્યુન' બનાવતા, એટલે કે હળીમળીને રહેતા. એ લોકો કોઈ વ્યક્તિગત માલિકી નહોતા રાખતા. આ વાત એકલા ઈસુના અનુયાયીઓમાં ચાલતી એમ નથી, હિંદુસ્તાનમાં પણ ચાલતી હતી. ભારત-ભૂમિનો આ જ દાવો છે.

એક તામિલ ભક્તની વાત છે. એક ખૂબ જ સાંકડી નાની અમસ્તી ઓરડીમાં એ રહેતો હતો. બહાર વરસાદ પડતો હતો. કોઈકે આવીને બારણું ખખડાવ્યું ને પૂછ્યું, 'અંદર જરા જગા કરી શકશો કે?' પેલા ભક્તે જવાબ દીધો, 'આવો, અહીં સૂઈ તો એક જ જણ શકે એટલી જગ્યા છે પણ બે જણ બેસી શકે તેમ છે.' બન્ને બેઠા. વળી થોડી વાર પછી ત્રીજો આવ્યો. વરસાદ ચાલુ જ હતો. ભક્તે કહ્યું, 'આવો, અહીં એકને સૂવા જેટલી, બેને બેસવા જેટલી, ને ત્રણને ઊભા રહેવાની જગા છે.' એણે એને પણ અંદર બોલાવી લીધો. ત્રણે જણા રહ્યા. હિંદુસ્તાનમાં આવા તો હજારો કિસ્સા સાંભળવા મળે છે.

## ભાગ્યવાન ભારત-ભૂમિ

પરમેશ્વરનો મહાન ઉપકાર છે કે આ ભારત ભૂમિ પર અસંખ્ય સત્પુરુષોની અખંડ વર્ષા થઈ છે, એનાથી આ ભૂમિ પાવન થઈ છે. આપણે ત્યાં અંગ્રેજોનું રાજ્ય હતું તે કાળ ગુલામીને કારણે નિકૃષ્ટ-કનિષ્ઠ ગણાય; એને કારણે હિંદુસ્તાન તદ્દન નીચો પડેલો હતો ત્યારે પણ આ પુણ્ય ભૂમિએ અસંખ્ય સત્પુરુષોને પેદા કર્યા છે. એણે એવા સંતપુરુષોને પેદા કર્યા છે કે એમનો સંદેશો આખી દુનિયાને સ્વીકારવો પડયો છે. ભગવાનની એ પણ એક મોટી મહેરબાની છે કે હિંદુસ્તાનમાં ઈસ્લામ, ખ્રિસ્તી અને પારસી ધર્મો આવ્યા. એ જ રીતે અહીંનો બુદ્ધ ધર્મ બીજા દેશોમાં ફેલાયો. બુદ્ધ ધર્મના પ્રચારકો હાથમાં તલવાર લઈને નહોતા નીકળ્યા. એમણે રાજ્ય-સત્તા ચલાવવાની વાત નહોતી માંડી, એમણે તો માત્ર જ્ઞાનની જ વાતો કરી હતી. હિંદુસ્તાનનો છેલ્લા પાંચ હજાર વર્ષનો ઇતિહાસ તો જાણીતો છે. આવડા મોટા ગાળામાં પણ હિંદુસ્તાને બહારના કોઈ દેશ પર આક્રમણ કર્યું હોય એવું બન્યું નથી, આ એક સદ્ભાગ્યની વાત છે. આવા દેશમાં ઈસુનો ઉપદેશ તો એના બાપનો વારસો હોય એમ લેખાશે.

ઈસુનો અહિંસાનો વિચાર આટલો અહીં ચાલ્યો એ કંઈ નવાઈની વાત નથી. હિંદુસ્તાનમાં ક્યાંયે ત્યાં ચાલ્યા જાવ, ઈશ્વરના નામ પર લોક મુગ્ધ દેખાશે. આમ જ્યાં લોકો ઈશ્વરની ભક્તિમાં આટલા બધા તરબોળ નાચ્યા હોય ત્યાં ઈસુની વાતનો સ્વીકાર થવો એ કંઈ નવાઈની વાત નથી. એટલું ખરું છે કે આપણે આચરણમાં થાપ ખાધી છે. આપણે એ પ્રભુની ક્ષમા માંગીએ છીએ...(અહીં થોડીક વાર સુધી બાબાનું બોલવું રોકાઈ ગયું)...એ આપણને અવશ્ય ક્ષમા આપશે, પોતાને શૂળી પર ચઢાવનારને જેણે માફી આપી; ...પ્રભુ અત્યંત ક્ષમાશીલ છે...(બાબાનું ગળું ભરાઈ આવ્યું, એક મિનિટ જેટલું શાંત રહ્યા)...આપણને એ કેમ માફ નહીં કરે? આપણે પુણ્યવાન છીએ એવું આપણું કહેવું નથી, આપણે અત્યંત પાપી છીએ. આમ છતાં આ શુદ્ધ વિચાર, ઈસુનો આ સંદેશો આપણે

સહેજમાં ગ્રહણ કરી શકીએ તેમ છીએ. ઈસુનો જન્મ ગૌશાળામાં થયો હતો. આપણને 'હ્યુમેનિટિ' શબ્દનું ભાષાંતર કરવું અઘરું પડે છે; આપણી પાસે શબ્દ નથી તેથી અઘરું પડે છે એમ નથી, પણ 'હ્યુમેનિટિ' શબ્દમાં જરા સંકુચિત વિચાર રહેલો છે. એને ઠેકાણે અહીં 'ભૂતદયા' શબ્દનું ચલણ છે. ભૂતદયામાં માનવ-દયા (હ્યુમેનિટિ) સમાયેલી જ છે. એટલે આપણાં દિલો ઈસુના સંદેશ માટે ખુલ્લાં જ છે...(ફરી બાબાનું ગળું ભરાઈ આવ્યું અને બોલવું અટક્યું)...અને આજના પવિત્ર દિવસે આપણે એમનું પુણ્યસ્મરણ કરીએ છીએ.

## માનવ-પુત્ર ઈસુને પગલે

મલબારના તમામ ખ્રિસ્તી ચર્ચોએ જાહેર કર્યું છે કે 'ભૂદાનયજ્ઞનું કામ ઈસુના માર્ગે જ ચાલી રહ્યું છે, માટે સૌએ એ માર્ગે જવું જોઈએ.' મને આનાથી ઘણો આનંદ થયો છે. એમણે સાચી જ વાત કહી છે. મારો દાવો છે કે આ યજ્ઞ મારફતે ઈસુનો સંદેશ ઘેર ઘેર ફેલાશે. ઈસુએ કહ્યું હતું કે 'નામમાં સાર નથી.' કોઈ મુસલમાન કહેવડાવે, કોઈ ખ્રિસ્તી તો કોઈ હિન્દુ, તેથી એમાં શું ભરી મેલ્યું છે? ઈસ્લામ એટલે શાંતિ. ઈસ્લામે ચાંદને આદર્શ માન્યો છે. જે મનુષ્યના આચરણમાં દયા ન હોય, શાંતિ ન હોય તેને મુસલમાન શી રીતે કહેવો? અને જેના આચરણમાં દયા છે તે મુસલમાન ન હોય તોયે એને મુસલમાન ગણતાં-કહેતાં શું વાંધો છે? તેથી ઈસુએ કહ્યું હતું, 'જે ભૂખ્યાને જમાડે છે તે ભગવાનને જમાડે છે. જે તરસ્યાને પાણી પાય છે તે ભગવાનને પાણી પાય છે. ઠંડીમાં ધ્રૂજતાને ઓઢાડે છે તે ભગવાનને ઓઢાડે છે.' એ ધર્મ પંથ, સંપ્રદાય વગેરે જાણતા જ નહોતા. મેં શરૂમાં કહ્યું કે એ માનવ-પુત્ર હતા. મેં પણ આ કામ માનવ-પુત્ર તરીકે જ શરૂ કર્યું છે, એનાથી માનવતા ખીલી ઊઠશે. આજે હવે વધુ કહેવાની જરૂરત નથી, અને મારી યોગ્યતા પણ નથી. પ્રભુને પ્રાર્થના છે કે અમારી વાણીમાં કરુણા, દયા અને પ્રેમ ભરી દે તો એનું આ કામ સંપન્ન થશે.

રાજગંજ, તા. ૨૫-૧૨-૧૯૫૪

આપણો દેશ બહુ જ મોટો છે. અહીંના કોઈ પણ છોકરાને પૂછશો કે તમે કેટલા ભાઈ છો, તમારા દેશ-બાંધવો કેટલા છે તો એ તરત જ છત્રીસ કરોડનો આંકડો કહેશે. ચીન છોડીને બીજા કોઈ પણ દેશના નાગરિકની જીભે આવડો મોટો આંકડો રમતો નહીં હોય. યુરોપના લોકોને પૂછશું તો કોઈ કહેશે એક કરોડ, તો કોઈ કહેશે બે કરોડ ને કોઈ કહેશે ચાર કરોડ. આમ નાના નાના આંકડા ત્યાં સાંભળવા મળશે. પણ આપણે આટલાં બધાં ભાંડુઓ છીએ, આટલો વિશાળ આપણો વૈભવ છે! આ બધું શું છે? આપણે એ વિષે વિચાર કરવો જોઈએ. અસંખ્ય નદીઓ જઈને સમુદ્રમાં સમાય છે અને સમુદ્ર તમામ નદીઓને મોટા પેટે સમાવે છે, કોઈને નકારો નથી દેતો તેમ ભારત-ભૂમિએ પણ દુનિયાની તમામ જાતિઓને પ્રેમથી આવકારી છે અને સૌને સમાવ્યાં છે.

હું એક દાખલો આપું. પારસી લોકો ઈરાનથી અહીં આશરો લેવા આવ્યા. અહીંના સહૃદયી લોકોએ એમને આશરો આપ્યો. એમનાં જે કંઈ રીત-રિવાજ હતા તે પ્રમાણે એ ઉપાસના કરતા અને પોતાનો ભક્તિ-માર્ગ ચલાવતા. આપણે એમાં કોઈ અંતરાય નાંખ્યો નથી. આજે પણ પારસીઓ આ દેશને પોતાનો દેશ સમજે છે અને અહીં સુરક્ષિત રહે છે.

એક મઝાની વાત છે. અહીં જે પારસીઓ આવ્યા તે દેવોની નિંદા કરતા અને અસુરોની પ્રશંસા કરતા. આમ છતાં અહીં લોકોએ એમાંથી અવળી સમજ ન કાઢી. અહીં તો દેવોની સ્તુતિ અને અસુરોની નિંદા થાય છે, જ્યારે પારસીઓમાં અસુરોની સ્તુતિ અને દેવોની નિંદા થાય છે. એમની ભાષામાં 'અસુર'નો અર્થ 'ભગવાન' થાય છે. શબ્દ ઊલટો લાગે છે પણ અર્થ એક જ છે. ભગવાનને એ લોકો મોટો અસુર 'અહુર-મઝ્દ' કહે છે અને દેવોને 'ભૂત અથવા પિશાચ' કહે છે જે ગાંડાઓને સતાવે છે. એવા દેવોની એમણે નિંદા કરી છે. પણ અહીંના લોકોએ એનો અર્થ તારવીને શબ્દને વેઠી લીધો. આ એક બહુ મોટી બાબત છે. પારસીઓ

અહીં આક્રમણકાર તરીકે નહોતા આવ્યા. એ લોકો અહીં આવ્યા ત્યારે એમની એવી કોઈ શક્તિ નહોતી કે જેના જોરે એ લોક આશરો માંગી શકે. આમ છતાં એ આશરો શોધતા આવ્યા અને અહીંના લોકોએ એ આપ્યો પણ ખરો. ભારતે એમના ભરણ-પોષણની જવાબદારી ઉપાડી લીધી. ટૂંકમાં કહેવાની વાત એ કે અહીંની જનતા જ્ઞાનીઓના વિચાર પ્રમાણે ચાલતી અને તેથી જ આપણો વિકાસ થયો છે.

## મહા-માનવોનો સમુદ્ર : ભારત

આજકાલ અહીં કેટલાયે વાદ ચાલે છે. વાદ તો ભાતભાતના હોઈ શકે. બિહાર-બંગાળનો એક વાદ ચાલે છે. છતાં બિહારીઓ એમ તો નથી જ કહેતા કે અમારે અમારું અલગ રાષ્ટ્ર બનાવી ભારતથી છૂટા થઈ જવું છે. બંગાળવાળા પણ જુદું રાષ્ટ્ર રચીને અલગ રહેવા માંગતા નથી. આપણે બધા ભારતીય છીએ, ભારતવાસી છીએ અને આપણે એક જ રાજ્યમાં રહેવું છે. બીજા જે વિવાદો ચાલે છે એ બધા સામાન્ય વાદ છે. એની પાછળ કોઈ અભિમાનની વૃત્તિ નથી. જો કે આજકાલ કંઈ અંશે અભિમાન અને કડવાશ પેદા કરવામાં આવી છે છતાં અહીં એવી અભિમાનની વૃત્તિ તો નથી જ જેવી યુરોપમાં છે. ફ્રાંસ અને જર્મની વચ્ચે એવો એને છૂટા પાડતો કોઈ પહાડ નથી. આમ છતાં એમને એમ થાય છે કે ત્યાં એવો પહાડ હોવો જોઈએ. બન્ને તદ્દન લાગી લાગીને વસેલા દેશો છે.' એમની લિપિ અને ધર્મ એક છે, ભાષાઓ પણ સારી જેવી એક બીજીને મળતી આવે છે. એમનામાં બેટી-વહેવાર પણ છે. આમ છતાં ફ્રાંસવાળાઓએ ઠરાવ્યું કે અમારો એક નાનો સરખો દેશ છે અને જર્મનીવાળાઓએ પણ ઠરાવ્યું કે અમારો પણ એક નાનો સરખો દેશ છે. ફ્રાંસ, જર્મની અને ઇંગ્લેંડ વચ્ચે જે યુદ્ધો થયાં તે બધાં રાષ્ટ્રીય યુદ્ધો ગણાય છે, એ 'સિવિલવૉર'–આંતર-વિગ્રહ નથી ગણાતા, જ્યારે હિંદુસ્તાનમાં મરાઠા અને ઓરિસ્સાવાળા વચ્ચે, મરાઠા અને રજપૂતો વચ્ચે યુદ્ધો થયાં તે બધાંની ગણના ઘરના કજિયા–આંતર-વિગ્રહમાં થાય છે. બહારવાળાઓએ તેમ જ અહીંવાળાઓએ પણ એને આંતર-વિગ્રહ ગણ્યા છે.

યુરોપમાંથી રશિયા જતાં જે રહે તેવડો મોટો હિંદુસ્તાન દેશ છે. યુરોપમાં જે વિવિધતા છે તેથી જરાયે ઓછી અહીં નથી. યુરોપની જેમ જ અહીં પણ અનેક ભાષાઓ છે. એટલું જ નહીં, ત્યાં એક જ લિપિ છે જ્યારે અહીં અનેક લિપિ છે, અને ત્યાં એક જ ધર્મ છે ત્યારે અહીં અનેક ધર્મો છે. આટલો બધો ફરક હોવા છતાં આપણે આપણને એક જ દેશના વાસી ગણીએ છીએ, જ્યારે એ લોકો પોતાને એક ખંડના વાસી માને છે. ત્યાંના કેટલાક દેશો તો આપણા પ્રાંત જેટલા નાના છે, આમ છતાં એ પોતાને અલગ રાષ્ટ્ર માને છે કારણ કે એમની જુદી ભાષા છે. હિંદુસ્તાનમાં એવી વાત સાંભળવા નથી મળતી. અહીંના સમાજ-શાસ્ત્રમાં એક વ્યાપક બુદ્ધિ છે. તેથી તો રવીન્દ્રનાથે ગાયું છે કે 'આ એક મહા-માનવોનો સમુદ્ર છે.' એમાં અનેક લોકો આવ્યા ને હજી પણ આવશે. આપણા દેશમાં વિવિધતા હોવા છતાં એકતા છે.

### એકતા અંગ્રેજોને આભારી નથી

કેટલાક ધારે છે કે આ એકતા અંગ્રેજોએ પેદા કરી છે પણ તેમ નથી. અંગ્રેજો તો દેશના વધારેમાં વધારે ટુકડા પડે એમ ઇચ્છતા હતા અને એવું થાય તે માટે એમણે પ્રયત્નો પણ કર્યા હતા. લંકાને છૂટું પાડી શક્યા તો પાડયું જ. બ્રહ્મદેશને છૂટો પાડી શકયા તો તે પણ પાડયો જ. આપણે આનો વિરોધ ન કર્યો કારણ કે આપણે માનતા હતા કે પડોશી દેશને નોખા રહેવું હોય તો રહેવા દેવા. પણ ખરી રીતે જોવા જઈએ તો અંગ્રેજોએ તો એથી પણ વધારે ભેદભાવ ઊભા કર્યા હતા. દા. ત. હિન્દુ-મુસલમાનોનો ભેદ. પહેલેથી થોડો ઘણો ભેદ તો હતો જ, પણ અંગ્રેજોએ એને વધાર્યો અને એનું પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાનના બે ભાગલા પડયા. આ તો અહીંની સંસ્કૃતિને કારણે આપણે દેશને એક ગણતા આવ્યા છીએ. બાકી અંગ્રેજોએ તો હિંદુસ્તાન ને પાકિસ્તાન એમ બે ભાગલા જ પાડયા.

કેટલાક વળી એવું પણ ધારે છે કે અંગ્રેજોને કારણે અહીં અંગ્રેજી ભાષા ચાલી અને હિંદુસ્તાનના બધા લોકો એક બીજા સાથે વાત કરી શકે

એટલા માટે બધા પ્રાંતના લોકોએ એ ભાષા શીખી લીધી, અને એને કારણે એકતા પેદા થઈ. પણ આ વિચાર પણ ખોટો છે. એકતાની ભાવના તો છેક વેદના કાળથી ચાલી આવે છે અને એ જમાનામાં તો આવનજાવનનાં સાધનો પણ નહોતાં. એ વખતના ઋષિઓના કહેવા પ્રમાણે કન્યાકુમારીથી માંડીને હિમાલયની ગુફા સુધીનો પ્રદેશ એક જ દેશ મનાતો. એમાં એક સંસ્કૃતિ પેદા થઈ. અસંખ્ય યાત્રીઓ દેશના એક છેડેથી બીજા છેડા સુધી યાત્રા કરતા. અસંખ્ય સત્પુરુષો હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધી સદ્‌વિચારનો પ્રચાર કરતા. આને જ લીધે આપણો દેશ એક બન્યો છે. આપણે આ વારસાથી શ્રીમાન છીએ.

## ઇતિહાસે નાંખેલી જવાબદારી

પણ મોટો વારસો સંભાળવો હોય તો અક્કલ પણ જોઈએ. એ અક્કલ જો ન હોય તો દેશની વસ્તી અને વિસ્તાર જે આપણી તાકાત છે તે જ આપણી કમજોરી સાબિત થાય. તેથી અહીં ઊભા થતા સવાલોનો ઉકેલ પ્રેમ અને શાંતિથી લવાય તેની મોટી જવાબદારી ઇતિહાસે આપણે માથે નાંખી છે. આપણે એ જવાબદારી સંભાળી નહીં શકીએ તો દેશની વિશાળતા આપણી કમજોરી નીવડશે અને પરિણામે આપણી આઝાદી ટકી નહીં શકે. ઇતિહાસ આપણને પાઠ શીખવે છે કે આ દેશ પર જે આક્રમણો થઈ શક્યાં તેનું કારણ તો એ છે કે અહીંના લોકોને અહીંની વિવિધતાનું આંતરિક ભાન ન હતું. એને કારણે ભેદો વધ્યા, કોમવાદ પેદા થયો, એક બીજા વચ્ચે વિરોધ પેદા થયો અને હિંદુસ્તાનને વર્ષો સુધી ગુલામ રહેવું પડ્યું.

## શાંતિ અને પ્રેમનો માર્ગ અનિવાર્ય

આથી આપણા દેશ માટે તો પ્રેમનો માર્ગ અનિવાર્ય બની જાય છે. હું તો એમ જ કહીશ કે આપણે શાંતિ અને પ્રેમથી જ આપણા પ્રશ્નો ઉકેલીએ એવો ઘાટ ભગવાને ઘડી રાખ્યો છે એ આપણું સદ્‌ભાગ્ય છે. હું એને સદ્‌ભાગ્ય કહું છું કારણ કે આપણે આપણા પ્રશ્નો પ્રેમ અને શાંતિથી નહીં ઉકેલી શકીએ તો આપણી તાકાત અને દોલત વધે જ નહીં એવી

યોજના ભગવાને કરી મેલી છે. પણ જો હિંદુસ્તાન પોતાની લશ્કરી તાકાત વધારવાનો વિચાર કરવા જશે તો એ તદ્દન જ કમજોર થઈ જશે અને ગુલામ બનશે. એણે રશિયા કે અમેરિકા બેમાંથી એકને શરણે જવા વારો આવશે. પછી આપણે આઝાદ રહી નહીં શકીએ. દેશના પ્રશ્નો શાંતિ અને પ્રેમથી ઉકેલવા એ આ દેશ માટે અનિવાર્ય છે તેથી હું એને દેશનું અહોભાગ્ય માનું છું.

તો જેમ દેશના સવાલ પ્રેમ અને શાંતિથી ઊકલે એ દેશ માટે અનિવાર્ય છે તેમ દુનિયા પણ પોતાના સવાલોના ઉકેલ માટે પ્રેમ અને શાંતિનો માર્ગ શોધે એ વિજ્ઞાન માટે અનિવાર્ય છે. આજનાં શસ્ત્રો માણસનાં હાથમાં નથી. શસ્ત્ર-શક્તિમાં ગમે તેટલી ખૂરાઈ હોય તો પણ જો તે માણસના કાબૂમાં હોય તો એ કંઈક લાભદાયક નીવડી શકે છે. પણ આજે તો વિજ્ઞાનનો વિકાસ એટલો બધો થયો છે કે શસ્ત્ર-શક્તિ હવે માણસના કાબૂમાં રહી નથી. અહીં કોઈ બીડી પીને સળગતું ઠુંઠું ફેંકે તો એનાથી ઘરને જે આગ લાગે તે ઠારવાની શક્તિ એનામાં નથી રહેતી. એણે જાણી જોઈને ભલે નહીં, પણ આગ તો ચાંપી જ. એનામાં આગ ચાંપવાની શક્તિ છે અને સહેલાઈથી ચાંપી શકે છે પણ પછી એ આગ ઠારવાની શક્તિ એનામાં નથી. વિજ્ઞાનના આ જમાનામાં યુદ્ધથી લાગનારી આગની જ્વાળાઓથી એકલું એકાદ ઘર જ નહીં પણ આખા દેશના દેશ ભસ્મીભૂત થઈ જાય છે. માનવતા અને માનવ-જાતિનો સમૂળો ઉચ્છેદ કાઢવાની શક્તિ વિજ્ઞાને પેદા કરી છે. તેથી દુનિયા પોતાના પ્રશ્નો પ્રેમ અને શાંતિથી ઉકેલે એ જરૂરી છે. અને એક દેશમાં જે રીતે કામ થયું તે જ રીતે બધા દેશોમાં થાય એવો પણ આગ્રહ ન હોવો જોઈએ. આપણી વૃત્તિ આગ્રહની ન હોવી જોઈએ. દરેક દેશના પોતપોતાના આગવા ગુણો હોય છે. તેથી દરેક દેશમાં એક જ પ્રકારની રાજ્ય-વ્યવસ્થા અને સમાજ-વ્યવસ્થા હોવી જોઈએ એવો આગ્રહ ન રાખીએ. દરેક દેશ પોતાની આગવી પરિસ્થિતિ પ્રમાણે જુદી જુદી સમાજ-રચના કરી શકે એવી અનાગ્રહી વૃત્તિ જો આપણે રાખીશું તો દુનિયામાં શાંતિ

જળવાશે. નહીં તો દુનિયામાં અશાંતિની પાળી આવીને ઊભી રહેશે આજે હિંદુસ્તાનને જે આંતર-રાષ્ટ્રીય સ્થિતિ પ્રાપ્ત થઈ છે, એનો જે સ્વભાવ છે, એની જે ઐતિહાસિક જવાબદારી છે તે બધાંને કારણે શાંતિને માર્ગ અપનાવવો એ હિંદુસ્તાન માટે અનિવાર્ય છે, અને વિજ્ઞાનને કારણે દુનિયા માટે પણ શાંતિનો માર્ગ અપનાવવો અનિવાર્ય છે. આપણે માં આપણી પરિસ્થિતિઓને લીધે એ અનિવાર્ય છે અને દુનિયાને વિજ્ઞાનને લીધે એ અનિવાર્ય છે. હવે તમામ લોકોને પોતાના પ્રશ્નના ઉકેલ માં શાંતિનો રાહ લેવો પડશે. આપણે ખ્યાલ રાખવો પડશે કે ક્યાંય આગ ન લાગે અને ક્યાંક લાગી પણ ગઈ તો ઝટ હોલવી દઈને ઠરી જાય.

## લોહિયાના ભારતીય પરંપરાના ઉદ્ગાર

ઈંદોરમાં ગોળીબાર થયો ત્યારે મારાથી ન રહેવાયું અને મેં કહ્યું કે સ્વરાજ્યમાં આ રીતે ગોળીબાર ન થવા જોઈએ. સ્વરાજ્યમાં આંદોલન ચલાવનારાઓની પણ પોતાના પર અંકુશ રાખવાની અને હિંસા ન થવા દેવાની જવાબદારી છે. સરકારે પણ ગોળીબાર ન થાય એવી વૃત્તિ રાખવી જોઈએ. અને તેથી ત્રાવણકોર-કોચીનમાં ગોળીબાર થયો ત્યારે રામમનોહર લોહીયાનો આત્મા વિદ્રોહ પોકારી ઊઠયો તેથી હું ખૂબ ખુશ થયો. ત્યાં તો સમાજવાદી પક્ષની જ સરકાર હતી છતાં પણ લોહિયાનો આત્મા વિરોધ પોકારી ઊઠયો. એના પર ચર્ચા થઈ. એની તરફેણમાં અને વિરોધમાં ઘણી વાતો થઈ, મારે એ બધામાં નથી પડવું. ત્યાં પોતાના જ પક્ષની સરકાર હતી છતાં પણ એમના હૃદયમાંથી પોતાની મેળે જે ઉદ્ગારો નીકળ્યા તેને હું ભારતીય ઉદ્ગારો કહું છું અને એની સાથે મારી પૂરેપૂરી સહાનુભૂતિ છે.

## હિંસા વિષે એક ભ્રમ

હિંસાથી બધા જ પ્રશ્નો ઊકલી શકે છે અને વહેલા ઊકલી શકે છે એવી જે માન્યતા આજકાલ ચાલે છે તે ભ્રમ જ છે. હિંસાથી નથી તો બધા સવાલ ઊકલતા કે નથી તો વહેલા ઊકલતા. પ્રશ્ન ઊકલી ગયો હોવાનો આભાસ થાય છે ખરો. પણ આભાસ પરથી જ જો આપણે માની લઈએ

કે પ્રશ્ન ઊકલી ગયો તો આપણે ભીંત ભૂલીએ છીએ. ધારો કે એક ઠેકાણે કચરો કચરો થઈ ગયો છે. વાળતાં વાર થશે એમ ધારીને ઝાડુ ન મારીએ અને ઉપર શેતરંજી પાથરી દઈએ અને માનીએ કે સફાઈ થઈ ગઈ. લોક બધું બેઠું અને સભા શરૂ થઈ. એટલામાં નીચેથી એક વીંછી નીકળ્યો અને એક જણને કરડયો કે તમારી સભા સમાપ્ત! ટૂંકમાં કહેવાનું એ કે ઝાડુ મારતાં વાર લાગશે એમ ધારીને શેતરંજી ઢાંકી વાળવાથી સફાઈ થઈ નથી જતી. સફાઈ માટે કેડનો કાંટો વાળવો જ પડે. સંસ્કૃતમાં એક વાત છે: એક છોકરો ઘઉં વાવવા ગયો. એણે એક દાણો વાવ્યો. એક દહાડો રાહ જોઈ, પણ કંઈ ઊગ્યું નહીં. બીજે દિવસ, ત્રીજે દિવસ, ચોથો દિવસ રાહ જોઈ. આખરે પાંચમે દિવસે જરા અમથા અંકુરે માથું કાઢયું. છોકરાને થયું આટલો અમથો અંકુર કાઢતાં આટલી તે વાર લાગે? એણે તો ઝટ દઈને વધારવા માટે અંકુરને ઉપરથી તાણ્યો. બીજે દિવસે જઈને જુએ તો અંકુર ચીમળાઈ ગયેલો. તો અંકુર ઉપરથી ઝાલીને તાણવાથી ન વધે. એને વધવા સમય જોઈએ અને એ બરાબર પણ છે. એમાં સમય બચાવવાનાં ફાંફાં મરાય છે ત્યારે પછી એ અવળું જ વેતરાય છે, આખો પ્રશ્ન જ ઓડનો ચોડ થઈ જાય છે. એટલે હિંસાથી પ્રશ્નો ઝટ ઊકલે છે એ માન્યતા જ ભ્રમ ભરેલી છે.

## દેહ-પ્રધાન શિક્ષણનાં પરિણામ

લોકોને આજકાલ હિંસા પર ભારે શ્રદ્ધા બેઠી લાગે છે. એમને થાય છે કે હિંસાથી જ બધા પ્રશ્નો ઊકલે છે. પણ આ ભ્રમ છે. ઘરમાં માબાપ પણ છોકરાને તમાચો ઠોકી દે છે. એનો અર્થ એ થયો કે એમને પ્રેમ પર અને પોતાની સમજાવટની શક્તિ પર એટલો વિશ્વાસ નથી જેટલો તમાચા પર છે. શાળામાં પણ એમ જ બને છે. છોકરો મોડો આવે તો એને નિયમિતતાનો પાઠ આપવા માસ્તર ચૌદમું રતન ચલાવે છે. પછી છોકરો નિયમિત આવવા માંડે છે. પછી માસ્તર કહેશે કે જુઓ, કેવો સીધો થઈ ગયો! સોટી પડી એટલે સદ્‌ગુણની પ્રેરણા થઈ ગઈ! એટલે સદ્‌ગુણની પ્રેરણા માટે સોટીનો સ્પર્શ, દંડો કેટલો બધો લાભદાયી છે એમ કહે છે!

પણ એ તો વ્યાજ માટે મૂળ મૂડી ખોવા જેવું થયું. સોટી પડવાથી છોકરો નિયમિત આવતાં તો શીખ્યો પણ બેગો બીતાં પણ શીખ્યો. કોઈ મારે તો એનાથી દબાઈ જવાનો એને પાઠ મળ્યો. આમ નિર્ભયતા ગઈ ને નિયમિતતા આવી.

હવે તમે જ કહો કે નિર્ભયતાની કીમત વધારે છે કે નિયમિતતાની? આ તો ચણા લઈ ને કલ્લી કાઢી આપવા જેવું થયું! એથી શો ફાયદો? છોકરો ચાર દહાડા નિશાળે નિયમિત ગયો. પણ વાત વિસારે પડી એટલે પાછો હતો તેનો તે! આમ નિયમિતતા તો ગઈ જ ગઈ, પણ ભયભીતતા ઘર ઘાલી ગઈ. આવું જોખમકારક છે! બીકનો માર્યો છોકરો આજે માબાપ કે શિક્ષકને વશ વર્તે છે પણ કાલ ઊઠીને કોઈ ગુંડાને વશ વર્તશે. આવું શિક્ષણ બાળકને દેહ-પ્રધાન બનાવે છે. આમાં તો દેહ ઉપર દમન થાય તો તરત જ સામાને શરણે થવાનું એને શિક્ષણ મળે છે. આવા શિક્ષણથી આપણા સદ્ગુણો માથે જોખમ છે. આમેય જુલ્મી લોકો પાસે કઈ સત્તા હોય છે? માર-ઝૂડ કરવાની ને ધમકાવવાની જ ને? આવી તાલીમથી આખા નાગરિક-શાસ્ત્રનો અંત આવી જાય છે.

પ્રશ્નો ઊકલતાં વાર લાગે તેમ હોય અને હિંસા કરવાથી પ્રશ્ન ઝટ ઊકલશે એવું આપણને લાગે તો એ એક શુદ્ધ ભ્રમ છે. અનાદિકાળથી આ ભ્રમ ચાલતો આવે છે. પણ એના અનુભવને અંતે સમજાયું છે કે એક હિંસા કરી એટલે બીજી હિંસા મારનો પાયો નંખાયો. આમ છતાં હારનારો એમ જ માને છે કે પોતે હાર્યો તેમાં હિંસાની પદ્ધતિનો દોષ નથી પણ હિંસા કરવાની પોતાની શક્તિ ઓછી હતી તેથી એ હાર્યો. હથિયારોથી લડનારાને એ નથી સમજાતું કે હિંસામાં શક્તિ નથી. એ તો એમ માને છે કે આપણે ઓછા હિંસક હતા તેથી હાર્યા, માટે હવે શક્તિ વધારવી જોઈએ. પછી એ હારનારો હથિયારના ગંજ ખડકવા મંડે છે અને મથીને જીતે છે. ત્યાં વળી પેલો હારનારો પાછો હથિયારના ગંજ ખડકવા માંડે છે.

### યુદ્ધનાં મૂળ આપણા જ ઘરમાં

આમ ચડા-ઊતરી કરતાં કરતાં આજે આપણે 'ટોટલ વૉર'-સર્વભક્ષી યુદ્ધ સુધી પહોંચી ગયા છીએ. આજે એક વ્યક્તિની બીજી વ્યક્તિ સાથે કે એક જાતિની બીજી જાતિ સાથે લડાઈ નથી થતી. હવે તો રાષ્ટ્ર-સમૂહો વચ્ચે લડાઇઓ જામે છે. પણ આ યુદ્ધનાં મૂળિયાં ક્યાં છે ? એની ગંગોત્રી કઈ કે જેમાંથી આ યુદ્ધની ગંગા નીકળી પડી છે? મામલો ઍટમ બૉમ્બ ને હાઇડ્રોજન બૉમ્બ સુધી પહોંચ્યો. તે એનાં મૂળ ક્યાં છે, એ શરૂ ક્યાંથી થાય છે? જોઈશું તો દેખાઈ આવશે કે એની શરૂઆત આપણા પરમ પ્રિય માતાપિતા અને ગુરુદેવથી જ થઈ છે. બાળકોને સદ્‌ગુણ શીખવવા સારુ જેમણે 'ચૌદમું રતન' અજમાવ્યું તે જ આ ઍટમ બૉમ્બ અને હાઈડ્રોજન બૉમ્બના બાપ છે. માબાપ ને ગુરુ જો બાળકોને એમ કહે કે તમને અમારી વાત ગળે ઊતરે તો જ માનજો, નહીં તો ન માનશો, તો જ દેશ બચવાનો છે. આવી જાતના શિક્ષણથી જ આપણે વિચાર-પ્રધાન થઈ શકીશું. જે વાત ગળે ઊતરે તે જ માનવી, ન ઊતરે તે ન માનવી જોઈએ.

પણ આજે તો ઊલટી ગંગા ચાલે છે. જ્યાં ને ત્યાં બાળકોને ઠોકવાથી જ કામ ચાલે છે. બાળકોને શીખવવું જોઈએ કે જે વાત ગળે ન ઊતરે તે ન કરશો. કોઈ તમને મારે ઝૂડે તો માર ખાજો. શાંતિથી માર સહન કરવાની આ શક્તિ, આ તિતિક્ષા એ જ નિર્ભયતા છે. હથિયારો પરની શ્રદ્ધા એ નિર્ભયતા નથી, એ તો બીકણપણાનું લક્ષણ છે. તેથી ભય સામે કદી ન ઝૂકવાનું તત્ત્વ શિક્ષણમાં દાખલ કરવું જરૂરી છે. આપણે બાળકોને એ વાત શીખવીએ: (૧) કોઇથી ડરવું નહીં અને કોઈને ડરાવવું પણ નહીં, (૨) કોઇથી દબાવું નહીં અને કોઈને દબાવવા પણ નહીં. ગીતાએ આ જ વાત કહી કહી છે: नायम् हन्ति न हन्यते- એ મારતો પણ નથી અને મરતો પણ નથી.

### અભયની સૌ પહેલાં આવશ્યકતા

એટલે આપણે એવી રીત અપનાવવી છે કે જેથી પ્રશ્નો પતે અને છતાં

અશાંતિ કે મન-ક્ષોભ પેદા ન થાય અને વૃત્તિમાં ભય ન જન્મે. આપણા ઇતિહાસકારોને આની ખબર હતી. અને તેથી આપણા સમાજ-શાસ્ત્રમાં એક શબ્દ છે: 'અભય.' પણ આજે એને ઠેકાણે 'Law and order'—'કાયદો અને વ્યવસ્થા' વપરાય છે. આજે એવી માન્યતા સેવાય છે કે જનતા બીજે તો બીજે પણ 'કાયદો અને વ્યવસ્થા' જાળવે તો છે ને! આમ આપણે વ્યવસ્થા દેવીને પરમદેવી બનાવી દીધી છે. આપણે કહીએ છીએ, 'હે દેવી, તું જ પરમદેવી છે, તું જ અમારું સંરક્ષણ કરે છે. તું જ અમ નોંધારાનો આધાર છે!' આ દેવી પર એવી તો શ્રદ્ધા બેઠી છે કે નાસ્તિકો પણ આ દેવીને માને છે. સામ્યવાદીઓ ઈશ્વરને નથી માનતા એવો એમનો દાવો છે. હું એમને કહું છું કે તમે ઈશ્વરને નથી માનતા પણ એના બાપને તો માનો છો ને?–પ્રબંધ–દેવતા (વ્યવસ્થાપક) ને તો માનો છો ને?

કેટલાક વળી એમ પણ કહે છે વ્યવસ્થા કરવામાં કેટલાકને સાફ કરી મૂકવા પડશે. અને એમ સાફસૂફી કરતાં કરતાં છેવટે વ્યવસ્થા એવી થઈ જશે કે એમાં પછી સંઘર્ષ જ નહીં રહે. એમને પૂછીએ છીએ કે 'સંઘર્ષ જતો રહેશે પછી શું થશે?' તો કહે છે કે, 'પછી સૃષ્ટિ સાથેનો સંઘર્ષ શરૂ થશે.' હકીકતમાં આ વિચાર જ ભૂલભરેલો છે. વ્યવસ્થાનું અમારે મન પણ મૂલ્ય છે. હમણાં જ તમને શાંત રહેવા મેં કહ્યું હતું. પણ એ માટે કહીને શાંત કરવાને બદલે દંડો ચલાવ્યો હોત તો તમે શાંત તો રહેત પણ કાન બંધ થઈ જાત અને કશું જ્ઞાન પ્રાપ્ત ન થાત. કારણ, એ શાંતિ તો ઉપરછલ્લી હોત, અંદરખાને તો ફડક જ હોત. એવી શાંતિ શાંતિ ન કહેવાય. અંદર જે ખદબદે છે એને ક્ષોભ કહે છે. ક્ષોભ બહાર ન આવે અને અંદર ખદબદતો રહે તો એ વધારે જોખમ ભરેલો છે. બહાર નીકળી આવે તો કશો વાંધો નથી. પાણીની વરાળ દબાયેલી રહે છે તો આગગાડીને ઘસડી જાય છે. પણ બહાર નીકળી આવેલા ક્ષોભમાં એટલી શક્તિ નથી રહેતી. પણ જો એને અંદર ને અંદર ધૂંધવાતો રાખીએ તો એમાંથી મોટો અનર્થ પેદા થાય છે. અહીં જે શાંતિ જળવાઈ તે તમને સમજાવ્યા તેથી, ધમકાવ્યાથી નહીં. ધમકાવીને શાંતિ સ્થાપીએ

તો 'વ્યવસ્થા-દેવી' દેવી નથી રહેતી એ 'વ્યવસ્થા-રાક્ષસી' બની જાય છે. અને રાક્ષસીના પેટમાં એટલી ગરબડ-અવ્યવસ્થા હશે કે એના કરતાં તો બહારની અવ્યવસ્થા બહેતર એમ કહેવું પડશે. એટલે વ્યવસ્થા કરતાં વધારે જરૂર 'અભય'ની છે.

## એકતાની અક્કલ

આજે સાંભળવા મળ્યું કે ઝરિયા તો એક મોટું કુરુક્ષેત્ર છે. અહીં લડાઈઓ ચાલતી હોય છે. અહીં કેટલા દુર્યોધન, કેટલા દુઃશાસન અને કેટલા કૌરવ-પુત્રો છે તે તો મને ખબર નથી. પણ અહીં મજૂરો રહે છે, અને એમની પાસેથી કામ લેવાનું છે, ગમે તે રીતે લેવાનું છે એવી માન્યતા છે. પણ મજૂર એટલે શ્રમશીલ. જ્યાં શ્રમશીલ હોય ત્યાં શાંતિ તો હોવી જ જોઈએ. જ્યાં એવી હોય ત્યાં અશાંતિ હોય. શ્રમ કરનારા છે ત્યાં લક્ષ્મી પેદા થાય છે. પણ આજે એથી ઊલટું થઈ રહ્યું છે. શ્રમ કરનારા છે ત્યાં બે પક્ષો પડી જાય છે અને એકબીજાનાં હિત જુદાં જુદાં છે એમ માનવા માંડે છે. એકના બે ને બેના ચાર ટુકડા કરવાની બુદ્ધિ તો બધાંને છે. પણ ચારના બે ને બેના એક કરવાની-એકતા કરવાની બુદ્ધિ કોઈને નથી. આવા ટુકડા-ખંડ પાડવાની બુદ્ધિને ગીતામાં રાજસી-બુદ્ધિ કહી છે, એને કારણે અનેક કાંટાઓ પડે છે. એકનો મેળ બીજા સાથે નથી ખાતો અને બીજાનો મેળ ત્રીજા સાથે નથી ખાતો. આમ ભાગલા પાડવાની બુદ્ધિ તો બધાંને છે. પણ ખરી રીતે તો બધાંમાં જે સરખો અંશ છે તેને પકડીને બધાંને એ મુદ્દા પર એક કરવાની અક્કલ સૂઝવી જોઈએ.

## ગુંડાઓનું રાજ્ય

કોઈકે કહ્યું કે અહીં તો ગુંડાઓનું રાજ ચાલે છે. પણ ગુંડાઓનું રાજ ન ચાલતું હોય એવી જગ્યા શોધી નહીં જડે. એક ગુંડા તો તે કે જે 'ગુંડા' કહેવાય છે, બીજા ગુંડા 'સેનાપતિ' અથવા 'કાર્યકર્તા' કહેવાય છે. આપણે ભણેલા ગણેલા લોકો આપણા રક્ષણનો આધાર પોલિસ અને લશ્કર પર રાખીએ છીએ. આનાથી મોટો અનર્થ કયો હોઈ શકે? આનાથી મોટી ગુલામી કઈ કહેવાય? અને સિપાઈ તે પણ કોણ

છે? એમનામાં કયો ગુણ હોય છે? બત્રીસ ઇંચની છાતી હોય તે સિપાઈ બની શકે. આ એમનો ગુણ અને એવા પર આપણે આપણા દેશનો આધાર રાખીએ છીએ. પછી એના માટે શું શું કરવાનું? એ તો તાંબાની તોલડી, તેર વાનાં માગે ને તેરેય પૂરવાં પડે. મુંબઈમાં દારૂબંધી થઈ તો કહે એમાંથી સેનાને છૂટી મળવી જોઈએ. સેનાને દારૂ પીવાની સગવડ આપવી જોઈએ. ત્યારે મને વિચાર આવે છે કે રાવણની સેનામાં તો બધા દારૂ પીતા હતા પણ રામની સેનામાં વાંદરાઓને દારૂની જરૂરત નહોતી લાગી. હનુમાનને દારૂનો ખપ નહોતો પડયો. તો દેશનું રક્ષણ કરનારી સેના સાત્ત્વિક હોવી જોઇએ કે રાજસિક એનો વિચાર કરી લેવો જોઈએ. તુલસીદાસે હનુમાનચાલીસા લખી. એમ તો રાવણ પણ બળિયો હતો, પણ એણે રાવણચાલીસા તો ન લખી! કારણ એ કે હનુમાનની તાકાત તારનારી છે જ્યારે રાવણની તાકાત તારનારી તાકાત નથી. હનુમાનની તાકાતથી જ દેશ તરશે, રાવણની તાકાતથી નહીં.

પણ આજે તો આપણે ગુંડાઓને હનુમાનનું પદ દેવા બેઠા છીએ. આપણે સેનાને આપણા રક્ષણનો આધાર ગણ્યો છે. એના સૈનિકોને દારૂ પાવો પડે છે, ભોગનાં સાધનો પૂરાં પાડવાં પડે છે. એમને યુદ્ધના મેદાન પર મોકલીએ તો વિલાસ કરવા માટે કન્યાઓ મોકલવી પડે છે. એમની અનીતિને નીતિ માનવી પડે છે. વચ્ચે મેં સાંભળ્યું કે 'war-babies'–યુદ્ધમાં પેદા થયેલાં બાળકોનો સવાલ ઊભો થયો છે. હું નવાઈ પામી ગયો. યુદ્ધમાં તો માણસ મરે, એમાં વળી છોકરાં શી રીતે પેદા થતાં હશે? પણ આજના જમાનામાં તો યુદ્ધમાં છોકરાં પણ પેદા થાય છે. અને આ જ ફોજ આપણા રક્ષણનો આધાર કહેવાય છે. તો આમ દેશના રક્ષણનો ભાર ગુંડાઓ પર છે ત્યાં સુધી ગુંડાઓનું જ રાજ ચાલવાનું. પછી તમે એને ગમે તે નામે ઓળખો, પણ નામથી એનું બી બદલાવાનું નથી. એટલે જ આપણા પ્રશ્નો શાંતિથી ઉકેલાય એમ હું ઇચ્છું છું.

## કતલથી, કાયદાથી કે હૃદયથી?

કેટલાક કહે છે કે તમારું આ ભૂદાનનું કામ ચાલે છે તેમાં ઘણી વાર

લાગશે. તો પછી કાયદાથી ઝટ દઈને કામ કેમ પતાવતા નથી? એમનું માનવું એમ છે કે કાયદાથી કામ વહેલું પતે છે અને કતલથી એનાથીયે વહેલું! કતલથી કામ વહેલું પતે એમ હું માનું છું. ધારો કે આપણા બધાં મજૂરો એક થઈ જાય, એક તારીખ ઠરાવે અને તે તારીખે બધાં માલિકોની કતલ કરે તો વિનોબા જે કામ દસ વર્ષે કરી રહે તે કામ એક જ દિવસે પતી જાય. પણ આ તે કાંઈ ઉકેલ છે? લોક વળી વિચાર કરે છે કે કાયદાથી શું ન થાય? પણ શું કાયદાથી તમે દયાળુ બની શકો ખરા? શું કાયદાથી તમે 'ધાર્મિક બની શકો ખરા? ભૂમિનો સવાલ કાયદાથી નહીં ઊકલે એ સ્પષ્ટ છે. કાયદાથી જમીનની વહેંચણી થઈ શકે પણ તૂટેલાં દિલ એનાથી જોડી ન શકાય. એ કામ તો હૃદયથી જ બને.

## સો ટકા દાનપત્રો જોઈએ

મને ગણિતનો શોખ છે તેથી લેખાં માંડું છું. અત્યાર સુધીમાં સાડાત્રણ લાખ લોકોએ દાન આપ્યું છે. એક જણ દાન આપે છે ત્યારે ઓછામાં ઓછા દસ જણાએ વિચાર સાંભળ્યો હોય છે. દેશમાં જેટલા ખેડૂત છે તેટલાં દાનપત્રો મારે જોઈએ છે. મારે સોએ સો ટકા દાનપત્રો જોઈએ છે. દેશમાં સંપત્તિવાળા ૭ કરોડ લોક હોય—પછી ભલે ને કોઈ કોડીનો ધણી હોય અને કોઈ કોટિનો ધણી હોય-મારે ૭ કરોડ સંપત્તિ-દાન પત્રો જોઈએ. લોક પૂછે છે કે કોઈ આંદોલનમાં આવું સો ટકા કામ કદી થયું છે ખરું? હમણાં વૈદ્યનાથ બાબુ કહેતા હતા કે 'સો ટકા દાનપત્રો તો શી રીતે મળે? કંઈ ટકાવારી ઠરાવો!' મેં કહ્યું, 'તમારે એમ કરવું હોય તો કરો, હું તો સો ટકાની જ માંગણી કરવાનો.'

અહીં બેઠાં છે એમાંથી એકેએક જણ મરવાનો છે. મરવામાં સો ટકાની વાત છે. તો પછી જીવનમાં એથી ઓછા ટકા શા સારુ? આ તો જીવનનિર્માણનું આંદોલન છે. બધાં જ મરવાનાં છે. એ ચૂંટણીમાં બધાં જ મત આપશે. યમરાજની પેટીમાં બધા જ મત પડવાના છે. જ્યારે મોતને સારુ આટલું મતદાન થાય ત્યારે જીવન માટે થોડું મતદાન શા સારુ? જે વિચાર મને ફેરવી રહ્યો છે, મારા પગને ચલાવી રહ્યો છે એ

જો તમારે ગળે પણ ઊતરે તો તમારાથી પણ નહીં રહેવાય. મને તો વિચારમાં એટલી શ્રદ્ધા છે કે વિચારથી મોટી તાકાત દુનિયામાં કોઈ નથી એમ હું તો માનું છું.

## આત્મ-શક્તિનું મહત્ત્વ

એક વાર એક ભાઈએ આવીને મને કહ્યું, 'મારે તમારી કુંડળી જોવી છે. મંગળ અને શનિની તમારા પર શી અસર છે તે મારે જોવી છે.' મેં એને કહ્યું, 'મારે જરા મંગળની કુંડળી જોવી છે કે મારી એના પર શી અસર પડે છે કારણ કે એ તો જડ છે અને હું ચેતન છું.' આપણે બ્રહ્મ છીએ. આપણાથી મોટી તાકાત દુનિયામાં એકેય નથી. આપણે દ્રષ્ટા છીએ અને આખી સૃષ્ટિ દૃશ્ય છે. કુંભાર જેમ માટીને આકાર આપી શકે તેમ આપણે પણ આ જડ સૃષ્ટિને ફાવે તે રૂપ આપી શકીએ. તમને જો આ સમજાઈ જાય તો ઍટમ બૉંબમાં પણ નથી એવી શક્તિ તમારામાં પેદા થશે. કોઈ કે ઍટમ બૉંબ કેટલો શક્તિશાળી છે તેનું મારી પાસે વર્ણન કર્યું ત્યારે મેં કહ્યું કે મારી પાસે આત્મ-બૉંબ છે—આત્મ-શક્તિ છે. છેવટે ઍટમ બૉંબ બનાવ્યો તો માણસે જ છે ને? તો જે એને બનાવી શકે છે તે જ એને ખતમ પણ કરી શકે છે. તમે અત્યંત બળવાન છો. તમારાથી બળિયું દુનિયામાં કોઈ નથી. પણ એ શક્તિ તમારાં શસ્ત્રોમાં નથી, તમારા આત્મામાં, તમારા પ્રેમમાં છે. એ શક્તિને પ્રગટાવનારો જ આ આંદોલનને દોરી રહ્યો છે.

'સર્વોદય'નો નિયમ છે કે પહેલાં આપણા ભાઈને હજો પછી આપણને. પણ લોક 'મને પહેલાં' કહેવા માંડે છે ત્યારે સર્વનાશની પાળી આવી માનજો. તેથી 'પહેલાં બીજાને હજો' એમ બધાં કહેવા માંડે એમ હું ઇચ્છું છું. મારે તો એની મેળે થાય એવી વ્યવસ્થા જોઈએ છે, રાક્ષસી વ્યવસ્થા નથી જોઈતી. તમે ગીતા પ્રવચન વાંચશો તો તમને આત્માની શક્તિનું ભાન થશે.

ઝરિયા, ૨૭-૧૨-૧૯૫૪.

દરેક દેશના વતનીઓને પોતપોતાના દેશ માટે પ્રેમ અને અભિમાન હોય છે. પ્રેમ હોવો એ તો ઉચિત જ છે પણ અભિમાન હોવું એ પણ ઉચિત છે ! હા, એ અભિમાન પોતાના દેશના ગુણ માટેનું હોવું જોઈએ, કોઈ બીજા દેશની નિંદા અંગે ન હોવું જોઈએ. આ મર્યાદામાં પોતાના દેશ માટે અભિમાન રાખવું યોગ્ય જ છે. આમ છતાં હિંદુસ્તાનમાં આપણને આપણા દેશ પ્રત્યે જે ખાસ ભાવના છે તેની બીજે જોવા નથી મળતી.

## 'दुर्लभं भारते जन्म' એમ કેમ ?

અહીં કહેવાય છે 'दुर्लभं भारते जन्म, मानुषं तत्र दुर्लभम्‌— ભરત-ભૂમિમાં જન્મ મળવો દુર્લભ છે, અને તેમાંય મનુષ્યજન્મ પામવો એ તો એથી પણ દુર્લભ છે. એનો અર્થ એમ થયો કે ભારતમાં કીડી-મંકોડીનો જન્મ મળવો એ પણ સદ્‌ભાગ્ય છે કારણ કે બીજા જ વાક્યમાં કહે છે કે મનુષ્ય-જન્મ મળવો તો એથીયે દુર્લભ છે. કીડી-મંકોડીનો જન્મ મળવો એ પણું સદ્‌ભાગ્ય છે એવું દુનિયાના કોઈ પણ દેશમાં કહેવાયું નથી. આ વચનોમાં કંઈક વધારે પડતું છે જ, પણ 'આ ભૂમિમાં કીડા બનીને પડવું એ પણ સદ્‌ભાગ્ય છે' એવી વધારે પડતી ભાવના પાછળ પણ કંઈક અર્થ જરૂર હશે. મને તો એનું કારણ એ જ લાગે છે કે આ દેશમાં માણસ સૌ પ્રથમ માનવ-ધર્મ શીખ્યો અને અહીં એને અહિંસક જીવન-પદ્ધતિનો ખ્યાલ આવ્યો. પહેલાં માણસ શિકાર કરીને બીજાં પ્રાણીઓની જેમ જ જીવતો. બીજાં જંગલી પ્રાણીઓની જેમ એને માટે પણ હિંસા અનિવાર્ય હતી. એમાંથી છૂટવાની તરકીબ માણસને સૌ પ્રથમ હિંદુસ્તાનમાં સૂઝી. અહીંથી માણસો બીજા દેશોમાં ગયા અને ત્યાં એ તરકીબ લેતા ગયા. તેથી એમ કહેવાયું કે આ ભૂમિમાં કીડાનો અવતાર મળવો એ પણ સદ્‌ભાગ્ય છે.

## સૌથી પહેલાં ભારતમાં જ ખેતીની શોધ

તમે પૂછશો કે એવી કઈ તરકીબ હતી કે જેથી આપણે હિંસામાંથી

છૂટ્યા અને માનવતાભર્યું જીવન જીવતાં શીખ્યા ? એ ખેતી કરવાની તરકીબ હતી. ખેતીમાં આટલું મોટું આધ્યાત્મિક રહસ્ય સમાયેલું છે એનું આજે આપણને ભાન નથી. પણ બે-ચાર દાણા વાવીને સો દાણા પકવવા અને એમાંથી જીવનનો ગુજારો કરવો એવી નવી નવાઈની વાત માણસને તે વખતે સૂઝી. ત્યારથી જ માણસને અહિંસક જીવનનું માર્ગ-દર્શન મળ્યું. પછી માંસાહાર છોડવાનું આંદોલન આવ્યું. જૈનોએ એમાં પૂર્ણતા પ્રાપ્ત કરી. બુદ્ધ ભગવાને એની સાથે અહિંસા અને કરુણા જોડી આપી અને વૈદિકોએ ખેતીની ઉપાસના જોડી. આમ એક એક ડગલું ભરતાં ભરતાં હિંદુસ્તાનનો સર્વ-સાધારણ સમાજ અહિંસાની શોધમાં આગળ ધપ્યો. પણ અહિંસાની સૌ પ્રથમ શોધ અહીં હિંદુસ્તાનમાં જ થઈ.

વેદનો મને જે કંઈ અભ્યાસ છે તે પરથી કહી શકું છું કે વેદમાં આના વર્ણનો ખૂબ માનભેર થયાં છે. એમાં લખ્યું છે, 'પહેલાં દેવો આવ્યા. એમણે હાથમાં પરશુ લઈને જંગલ કાપી જમીન બનાવી.' વેદમાં ખેતી અને ગાય-બળદ માટે અપાર આદરભાવ દેખાય છે. એની તોલે આવે એવો આદરભાવ દુનિયાની બીજી કોઈ પણ ભાષામાં નથી વર્ણવાયો. આપણા સર્વોત્તમ ઋષિ – જૈન ધર્મના પ્રથમ તીર્થંકરનું નામ 'ઋષભ' હતું. ઋષભ એટલે ઉત્તમ બળદ. આપણા મહાન ભગવાન બુદ્ધનું નામ હતું ગૌતમ. ગૌતમ એટલે ઉત્તમ બળદ. આમ પોતાના દીકરાને બળદ કહેતાં લોકોને ગૌરવનો અનુભવ થતો કારણ કે એ બળદની જ મદદથી આપણને અહિંસક જીવનનું દર્શન થયું હતું. આપણી સંસ્કૃતિમાં ગાય-બળદ માટે ઘણો આદર છે. હિંદુસ્તાનની ભાષામાં 'ગૌ'ના સો અર્થ થાય છે વાણી, પૃથ્વી, બુદ્ધિ વગેરે. એટલે આ ભારતભૂમિ માટે આટલો બધો આદરભાવ દેખાય છે એનું કારણ સ્પષ્ટ છે.કે અહીં જ શિકારી જીવનમાંથી એટલે કે બીજાં પ્રાણીઓને ખાઈને જીવવામાંથી છૂટવા માટે મદદ થાય તેવી ખેતીની શોધ થઈ. અને તેથી જ આ ભૂમિ પુણ્ય-ભૂમિ મનાઈ અને અહીંની ધૂળમાં કીડા બનીને અવતરવું એ પણ પવિત્ર મનાયું.

સત્યાગ્રહથી વિજ્ઞાન-યુગના વ્યાપક પ્રશ્નોનો ઉકેલ

આ વાત બની તેવી જ એક બીજી પણ વાત બની. આપણું એ સદ્ભાગ્ય હતું. દુનિયામાં હિંસક રીતે જીવવાની જે પદ્ધતિઓ ચાલે છે તેની સરખામણીમાં ખેતી અહિંસક માની શકાય. આપણને એ પદ્ધતિ જડી હતી. મેં 'સરખામણીમાં' એમ કહ્યું કારણ કે ખેતીમાં પણ કંઈક હિંસા તો થાય જ છે પણ બીજી પદ્ધતિઓ કરતાં એમાં અહિંસાને સારુ ઘણો આવકાશ મળ્યો. એ જમાનામાં એક શોધ થઈ અને એને કારણે જીવનની પદ્ધતિમાં ફેર પડયો તેમ હમણાં પણ એક શોધ થઈ છે. વિજ્ઞાનને કારણે આજે આપસના સંબંધો, વેપાર, વહેવાર વગેરે મર્યાદિત કે સંકુચિત રહ્યા નથી, વ્યાપક બની ગયા છે. વાહનવહેવારનાં સાધનો ઝડપી બની ગયાં છે અને વસ્તી વધી ગઈ છે. આ બધાંને કારણે જે સંઘર્ષો પેદા થયા તે પણ સીમિત ન રહ્યા અને દેશવ્યાપી બની ગયા. કેટલીયે જાતના અન્યાયો ઊભા થયા, અને એ બધાંનો સામનો કરવાની જરૂરત પણ ઊભી થઈ. જાતજાતનાં શસ્ત્રો બન્યાં. અન્યાયનો સામનો કરવા મારનાં સાધનોની તથા સમાજમાં ઊભા થતા પ્રશ્નો ઉકેલવાનાં સાધનોની શોધ કરવાની જરૂરત ઊભી થઈ. પહેલાંના પ્રશ્નો નાના હતા, ટોળીઓ કે જાતિઓના એ પ્રશ્નો હતા, ત્યાં ઊભા થતાં અને તરત જ એનો પાર પણ આવતો. પણ આજે જે પ્રશ્નો ઊભા થાય છે તે એવા નાના પ્રશ્નો નથી હોતા. એક ખેડૂતે બીજાના ખેતરની વેંત ભોંય દબાવી એવા નાના નાના સવાલો એ નથી હોતા.

આજે તો આવા ઝઘડા ચાલે છે : ઇંગ્લેંડના લોકો ઑસ્ટ્રેલિયામાં જઈ વસ્યા. એ લોકો સમુદ્રના કિનારા પર જ રહે છે. અંદરના ભાગમાં જંગલો અને ખૂબ ગરમી હોવાથી અંદર નથી જતા. એ લોકો બીજા કોઈને વસવા નથી દેતા અને કહે છે કે આ તો અમારી ભૂમિ છે. આજે ઑસ્ટ્રેલિયામાં જેટલા લોક વસે છે તેથી દસગણા બીજા વસી શકે તેમ છે, પણ એ લોકો ત્યાં બીજાઓને વસવા દેતા નથી અને પોતે પણ અંદર જઈને ખેતી નથી કરતા. હવે આ દેશનો પેલા દેશ પર હક છે કે નહીં,

બાકીની દુનિયા પર એનો કશો હક છે કે નહીં એવા પ્રશ્નો હવે ઊભા થાય છે. કોઈ એક દેશમાં પેટ્રોલ નીકળતું હોય તો તેના પર એ એક જ દેશનો હક કે આખી દુનિયાનો? આવા આવા સવાલો ઊભા થાય છે. સવાલોના ક્ષેત્રો મોટાં થઈ ગયાં છે. નાના સવાલો સમસ્યા નથી બનતા. પણ આજે તો જે સવાલ હોય તે દુનિયાને મૂંઝવનારી સમસ્યા બનીને ઊભા રહે છે.

નાગરિકત્વનો જ સવાલ લો. હિંદુસ્તાનમાંથી જે મજૂરો લંકા ગયાં તેમને ત્યાંના નાગરિત્વનો અધિકાર છે કે નહીં એનો સવાલ ઊભો થયો. એમાં થોડી કડવાશ પણ પેદા થઈ. એની જે ચર્ચા ચાલી તે રાષ્ટ્રના ધોરણે ચાલી. એક દેશ સામે બીજા દેશનો વાદવિવાદ થયો. કેટલીયે સમસ્યા ખૂબ વ્યાપક હોય છે. એને ઉકેલવા દુનિયાને આજે તલવાર સિવાય બીજું કંઈ સૂઝતું જ નથી.

આવી પરિસ્થિતિમાં હિંદુસ્તાનમાં એક બીજી શોધ થઈ. તે છે 'સત્યાગ્રહ'. એનાથી દેશના, સમાજના અને વિશ્વના પ્રશ્નો પણ ઊકલી શકે એમ છે. આવી શોધ આજના જમાનામાં અહીં થઈ. તેથી હું ફરીથી કહું છું, 'दुर्लभं भारते जन्म मानुषं तत्र दुर्लभम्।'

## સત્યાગ્રહનો વિકાસ કરવો છે

પ્રાચીન કાળમાં એક શોધ થઈ અને આપણે અહિંસક જીવન જીવવા પ્રસ્તુત થયા તેવી જ રીતે આજના જમાનામાં સામાજિક પ્રશ્નોના ઊકેલ કરવાની પદ્ધતિની એક ઝાંખી થઈ. દુનિયા મુંઝાતી હતી કે શું કરવું? આજે તો ખેતી ઘણી સુધરી ગઈ છે પણ એ જમાનામાં ખેતી ભારે અઘરું કામ હશે. તેવી જ રીતે આજે આપણો સત્યાગ્રહ પણ ચલાવવો અઘરો પડશે કારણ કે હજી સુધી આપણને એ માટે સહેલી પદ્ધતિઓ મળી આવી નથી. એ જમાનામાં ખેતી માટેની સહેલી પદ્ધતિઓ નહોતી મળી તેમ, પણ આજે વિજ્ઞાનને કારણે ખેતી માટેની સહેલી પદ્ધતિઓ મળી ગઈ છે તેવી જ રીતે સત્યાગ્રહની સહેલી પદ્ધતિઓ આપણને મળી જશે. આજે

તો સર્વસાધારણ માટે આપણી પાસે સત્યાગ્રહનું શાસ્ત્ર નથી. અને એ છોકરાંના ખેલ પણ નથી. એમાં તો કેટલીયે શોધો અને સંશોધન કરવાં પડશે. એનો વિકાસ કરવો પડશે. આપણે જે સંશોધન કરી શકીશું તો એક મોટું કામ થશે અને આપણે સમાજને સામાજિક હિંસામાંથી બચાવી શકીશું.

જીવનમાં હિંસાથી બચવાનું સાધન તો શોધાયું પણ હજી આપણે માંસાહારમાંથી પૂરા છૂટયા નથી. પણ હવે દૂધ વધશે, ખેતી માટે પાણીની જોગવાઈ થશે, દરેકનો ખેતી સાથે સીધો સંબંધ થશે. ભંગી હો યા પ્રધાન, દરેક જણ રોજ થોડો સમય ખેતી કરશે જ. આવું થશે ત્યારે માણસને પ્રાણીઓના માંસ પર જીવવાપણું નહીં રહે. ખેતીની શોધથી એક રસ્તો તો જાણે મળી ગયો છે. તેવી જ રીતે સત્યાગ્રહનો રસ્તો પણ મળી ગયો છે. એને હવે પૂરેપૂરો વિકસિત કરવાનો વિચાર કરવો રહેશે. એ વિકાસ હજી બાકી છે. આવતાં હજાર બે હજાર વર્ષ સુધી એ વિકાસ થતો રહેશે. ખેતીમાં પાંચ હજાર વર્ષથી વિકાસ થતો આવ્યો છે છતાં આજે પણ વિકાસ થવો બાકી છે. આખા સમાજનો માંસાહાર અને મત્સ્યાહાર છોડાવી એને ફળાહારી અને શાકાહારી બનાવી શકાય એવી સ્થિતિ હજી નથી આવી. તો જેમ ખેતીના વિકાસને હજારો વર્ષ લાગ્યાં તેમ સત્યાગ્રહનો વિકાસ થતે હજારો વર્ષ લાગે તો નવાઈ નથી. પણ એ વસ્તુ હાથ લાગી છે અને એની શરૂઆત હિંદુસ્તાનમાં થઈ છે.

આજે સવારે એક ભાઈએ એક સવાલ પૂછ્યો. એમાં માત્ર જિજ્ઞાસાની જ બુદ્ધિ હતી. એણે પૂછ્યું, 'તમે સત્યાગ્રહની વાત તો મોટી છો, પણ આપણે સત્યાગ્રહ અને અહિંસાથી સ્વરાજ્ય મેળવ્યું છે એમ તમે કહી શકો છો ખરા? મેં કહ્યું, 'સાચા અર્થમાં અહિંસાથી સ્વરાજ્ય મળ્યું એમ તો નહીં કહેવાય. અહીં આપણે સત્યાગ્રહનું જે અધકચરું આંદોલન કર્યું તેમાં કેટલીયે જાતની હિંસા થઈ. માનસિક હિંસા કેટલી થઈ તે તો ભગવાન જાણે. આમ છતાં આપણે એક મર્યાદા જાળવી હતી. એને જ કારણે સ્વરાજ્ય મળ્યું એવો પણ

છે કે બાબા તો ઠાલી હૃદય-પરિવર્તનની વાતો જ માંડે છે પણ શક્તિ કંઈ વધારતા નથી. પણ સત્યાગ્રહ કરવો હોય તો કઈ શક્તિ ખપ લાગશે? મારી આ પદયાત્રા ચાલે છે, હું સાતત્યથી જે કામ કરી રહ્યો છું એ બધું શું છે તે જરા વિચારો.

કોઈ વળી મને પૂછે છે કે 'તમને કોઈ મોટી સંસ્થાની બેઠકમાં બોલાવે તો તમે જાવ કે નહીં? કે આમ જ ફરતા રહો? હવે તો જરા મોટરે ચડો! હવે દિવસો બદલાયા છે!' પણ મને તો મોટી સંસ્થાની બેઠકોમાં બોલાવવામાં આવે છે તોયે હું જતો નથી. આ પણ સત્યાગ્રહનું એક અંગ જ છે. લોકને એટલું નથી સમજાતું કે એક નવી શક્તિનો ઉગમ થયો છે અને એને વિકસિત કરવાની છે. ગાંધીજીએ જે કર્યું તેનું બહારનું જ સ્વરૂપ આપણે જોયું છે. પણ એટલાથી આજે કામ નહીં ચાલે. એમની પરિસ્થિતિ જુદી હતી. એ વખતે અહીંથી અંગ્રેજોને ખદેડવાના હતા. એ પૂરેપૂરું નકારાત્મક (Negative) કામ હતું. આમ છતાં એની સાથે એમણે કેટલાં બધાં રચનાત્મક કામો જોડી દીધાં હતાં! લોકો એમને પૂછતા પણ ખરા કે અંગ્રેજોને કાઢવામાં ખાદી, અસ્પૃશ્યતા-નિવારણ અને ગ્રામોદ્યોગનું રક્ષણ કરવાની શી જરૂર છે? એ તો સમાજ-સુધારાનાં કામ છે. પણ ખરી રીતે એ પણ સત્યાગ્રહનાં અંગો જ છે.

એક વાર સત્યાગ્રહ ચાલતો હતો ત્યારે વચ્ચે ગાંધીજી આભડછેટના પ્રશ્ન પર ઉપવાસ પર ઊતર્યા. લોકો બબડવા લાગ્યા કે 'આ શું? આઝાદીની લડાઈમાં વળી આ મંદિરપ્રવેશની વાત ક્યાંથી ઘુસાડી? એનાથી રાજકીય આઝાદીની પ્રવૃત્તિનું બળ ઘટી જાય છે!' ગાંધીજી એના જવાબમાં કહેતા કે 'આ તો એનું જ અંગ છે.' ટૂંકમાં કહેવાની વાત એ કે અંગ્રેજોને અહીંથી કાઢવા એ તો બહારની વાત હતી, એની સાથે એમણે સારાં જેવાં રચનાત્મક કામો જોડી દીધાં હતાં. હવે તો એ ભાર પણ માથેથી ગયો છે. એટલે એમણે શું શું કર્યું હતું તે જોઈ વિચારીને આપણે ચાલીશું તો આપણો વિકાસ થશે.

## બે બિંદુઓથી રેખા

સત્યાગ્રહની શક્તિ આપણે આપણા જીવનમાં ઉતારવાની કોશિશ કરવી જોઈએ. આપણા કાર્યકર્તાઓમાં માંહોમાંહે અણબનાવ હોય છે, અંદર અંદર ઝઘડા ચાલતા હોય છે. કોઈ કહે છે કે ફલાણા સાથે મને નહીં ફાવે, તો વળી કોઈ કંઈ બીજું કહે છે. ઝઘડો થતો હોય તો તો હું કહીશ કે ભલે થતો. પણ જો કોઈ એમ કહેતું આવે કે ફલાણા સાથે મને નહીં ફાવે ત્યારે હું કહીશ કે 'તું આપણા કામ માટે નકામો છે?' આપણી જીભેથી તો એક જ વાત નીકળે કે મને બધા સાથે ફાવશે, એને કોઈની સાથે ફાવે કે ન ફાવે, પણ મને તો બધા સાથે ફાવશે.' આ સત્યાગ્રહની શક્તિ છે. આપણામાં શ્રદ્ધા અને સત્યનો આગ્રહ હોવાં જોઈએ. આપણે સત્ય પર અડગ રહેવું જોઈએ. એનાથી સામાવાળાનું હૃદય-પરિવર્તન થઈને પરિસ્થિતિ જરૂર બદલાશે. આવી શ્રદ્ધા આપણામાં હોવી જોઈએ. આપણે તો આખી દુનિયાને આઝાદી અને શાંતિને રસ્તે દોરી જવા નીકળ્યા છીએ ત્યારે આપણા પોતાના જીવનમાં સત્યાગ્રહની શક્તિનો વિકાસ જરૂર કરવો જોઈએ.

આજે મેં તમને શરૂઆતની એક અને અંતની એક એમ બે ચીજની વાત કરી. આ બે બિંદુઓને જોડીને તમે વચલો ઇતિહાસ વાંચી લેજો. એને પરખી સત્યાગ્રહની શક્તિનો વિકાસ શી રીતે થઈ શકે તેનો વિચાર કરજો. એ શક્તિને વિકસાવવાનો ભાર, જવાબદારી ભગવાને આપણે માથે નાંખી છે. માટે આપણે દિલ સાંકડા ન રાખીએ, એને મોટાં અને ઉચ્ચ બનાવીએ. સત્યાગ્રહની શક્તિના વિકાસ અંગે આપણે નિરંતર વિચારીએ, નિત્ય ચિંતન કરીએ અને સેવા કરતા ચાલ્યા જઈએ.

રઘુનાથપુર; ૩૦-૧૨-૧૯૫૪

# શીર્ષકોનો અક્ષરાનુક્રમ